# GUJERATI PROVERBS

( *Collected and alphabetically arranged* )

WITH

# AN ESSAY ON PROVERBS.

BY

DAMUBHAI DAYABHAI MEHTA

M. A., B Sc., L L. B.

Extra Assistant Judge, Baroda.



1893.



Price Re. 1-2-0.

# ગુજરાતી કહેવતો.

( કહેવત વિશે નિબંધ સહિત )

સંગ્રહ કરી પ્રગટ કરનાર

દામુભાઈ ડાહ્યાભાઈ મહેતા,
એમ. એ., બી. એસસી., એલ એલ. બી.
એક્સ્ટ્રા આસિસ્ટન્ટ જડ્જ, વડોદરા.

---

અમદાવાદ "આર્યોદય પ્રેસ"
અને
વડોદરા "વીરક્ષેત્રમુદ્રાલય"માં
મુદ્રાંકિત કર્યું.

---




૧૮૯૩.



રૂ. ૧–૨–૦.

# ગુજરાતી કહેવતો.

થોડા વખતમાં છપાઈ બહાર પડશે.

**વધૂબોધ.**

**કર્ત્તા દામુભાઈ ડાહ્યાભાઈ મહેતા.**

ખાસ સ્ત્રીઓને માટે ઉપયોગી પુસ્તક.

---

મળવાનું ઠેકાણું:—રાવપુરા-વડોદરા, કર્ત્તા પાસેથી.

**નળાખ્યાન.** મહાકવિ પ્રેમાનંદકૃત સટીક પહેલાં ૨૫ કડવાં. દામુભાઈ ડાહ્યાભાઈ મહેતા તથા છગનલાલ ઠાકોરદાસ મોદી.

મળવાનું ઠેકાણું:—કરસનદાસ નારણદાસ બુકસેલર, નાણાવટ, સુરત.

# પ્રસ્તાવના.



એલ્ફિન્સ્ટન કૉલેજમાં વિદ્યાર્થી તરીકે, અંગ્રેજી ભાષામાં કહેવતના સંગ્રહ પ્રસિદ્ધ થયલા છે, તેવો બને ત્યાં સુધી જૂદા જૂદા ભાગમાં વપરાતી ગુજરાતી ભાષાની કહેવતોનો સંગ્રહ કરી પ્રસિદ્ધ કરવાનું મારા મનમાં આવ્યું. આ વિચાર થયા પછી તરતજ કહેવતોનો સંગ્રહ કરવાની શરૂઆત કરી. કંઈ પણ કહેવત સાંભળવામાં કે વાંચવામાં આવે કે તેને તે વખતે તે ટાંકી લેતો. આ સંગ્રહ કરવાનો વિચાર પાર પાડવા સારૂ ગુજરાતી પુસ્તકો પણ ઘણાં વાંચવામાં આવ્યાં, અને મિત્રમંડળની સહાયતાવડે પણ દિનપ્રતિદિન તેમાં ઉમેરો થતો ગયો.

કૉલેજમાંથી નિકળ્યા બાદ વડોદરામાં ટ્રેનિંગ સ્કૂલના હેડમાસ્તર તરીકે મારી નીમણુક થવાથી આ સંગ્રહના કામને માટે ઘણી સગવડ મળી, અને ત્યાં રહ્યો તે દરમ્યાન ગુજરાતના જૂદા જૂદા ભાગમાં અને જૂદા જૂદા વર્ગમાં વપરાતી ઘણી કહેવતો એકઠી થઇ. ટ્રેનિંગ સ્કૂલમાંથી શ્રીમંત ગાયકવાડ સરકારના ન્યાયખાતામાં દાખલ થયા પછી પણ ઉપરનું કામ અને તેને સારૂ જોઇતો પ્રયાસ જારી રાખ્યાં. આ રીતે કહેવતોનો સંગ્રહ એટલો મોટો થઈ ગયો કે તેનાં કાગળીઆંઓ

સાચવી રાખવાનું કામ પણ કઠણ થવા લાગ્યું. છતાં નવી નવી કહેવતો મળતી બંધ થઈ નહીં.

અન્તે કેટલાક મિત્રોની સૂચનાથી જેટલો સંગ્રહ અત્યાર સુધી થયલોછે, તેટલો એકવાર છપાવી દેવાનું યોગ્ય જણાયાથી આ 'ગુજરાતી કહેવતો'નું પુસ્તક બહાર પાડવામાં આવ્યુંછે.

આ સંગ્રહ સંપૂર્ણ છે એમ કહી શકાય નહીં. પરન્તુ ગુજરાતી ભાષાની કહેવતોનો એટલો મોટો સંગ્રહ આજ પર્યન્ત કદિ છપાયલો નથી. જે કહેવતનાં પુસ્તક મારા જોવામાં આવ્યાંછે, તે ઘણામાં ઘણાં ૮૦-૯૦ પાનાનાં છે. કહેવતો કક્કાવારી ગોઠવવામાં પણ બનતી સંભાળ રાખવામાં આવીછે.

કહેવતનો ઉપયોગ એટલો બધો સાધારણ છે કે ઘણીખરી કહેવતો સ્હેલથી સમજી શકાયછે. પણ કેટલીક કહેવતો સમજવી કઠણ પડેછે. આવી કહેવતોની સમજણ, અથવા તેનાં સૂળ, પુસ્તકને છેડે આપવાનો વિચાર હતો. પરન્તુ આ પુસ્તકનું કદ ધાર્યા કરતાં મોટું થવાથી એ વિચાર આ પુસ્તકમાં પાર પડી શક્યો નથી.

કેટલાક મિત્રોની સૂચના એવી હતી કે વિષયવાર વર્ગીકરણ કરીને કહેવતો છપાવવી. પ્રથમ બને તેટલો મોટો કહેવતનો સંગ્રહ છપાવવો એ મારા મનને ઠીક લાગ્યું. આ સાથેના નિંબધ ઉપરથી જણાશે કે, વિષય વાર વર્ગીકરણ કરવાનું કામ ઘણું મોટું ને કઠણ છે. તે રૂપમાં

પણ પુસ્તક ઉપયોગી થઇ પડત એમાં શંક નથી. પરન્તુ સાધારણ રીતે હાલની ગુજરાતી ભાષાના વાંચક વર્ગની સ્થિતિ જોતાં સઘળાને તે રૂચશે કે કેમ એ વિષે શંકા લાગવાથી તથા કક્કાવારી સંગ્રહ પણ ઉપયોગી નિવડશે એમ ધારી હાલના રૂપમાં આ પુસ્તક છપાવ્યું છે.

કેટલીક કહેવતો જૂદાં જૂદાં માણસ જૂદી જૂદી રીતે બોલેછે. આવા સ્હેજસાજ પાઠફેર હોય, ત્યાં તેજ લીટીમાં કૌંસમાં પાઠ આપેલાછે. જ્યાં પાઠનો ફેર ઘણો હોવાથી એક લીટીમાં સમજાય એવી રીતે પાઠ આપી શકાય તેમ નહોતું, તેવે પ્રસંગે તે પાઠફેર કહેવત જૂદી કહેવત તરીકે આપેલીછે.

આ પ્રસ્તાવના પૂરી કરતાં અગાઉ જે જે ગૃહસ્થો અને સ્ત્રીઓ તરફથી આ સંગ્રહ કરવામાં મદદ મળીછે, તેમનો હું ઘણો ઉપકાર માનુંછું. અને તેઓને તેમજ ઇતર વાંચકવર્ગને મારી, વિનંતિ છે કે આ પુસ્તકમાં જે જે ખામીઓ રહી ગઈ હોય તે વિશે, અગર તેમાં બીજો સુધારો અથવા નવીન કહેવતનો વધારો કરવા જેવું જણાય તે વિશે તેઓના તરફથી મને સૂચના કરવામાં આવશે તો હું તેમનો અત્યન્ત આભારી થઇશ.

વડોદરા.
તા. ૧ લી અકટોબર ૧૮૯૩.

દામુભાઈ ડાહ્યાભાઈ
મહેતા.

# કહેવત વિશે નિબંધ.

દરેક દેશમાં અને દરેક ભાષામાં કહેવત જોવામાં આવેછે. કહેવત વિના વાતચિતમાં રસ આવતો નથી. કેટલાક લોકને હાલતાંચાલતાં કહેવત વાપરવાની ટેવ હોયછે. અભણ વર્ગ, ખેડુત, ગામડીઆ, ચાકરનફર, હલકી વર્ણના લોકો, ભાટ ચારણ, અને સ્ત્રીઓ કહેવતનો વિશેષ ઉપયોગ કરેછે; આનું કારણ એ જણાયછે કે સાધારણ રીતે તેઓનામાં વિદ્વાન અથવા ભણેલા માણસોની પેઠે પોતાના વિચાર જરૂર પડે ત્યારે સારી ભાષામાં દર્શાવવાની શક્તિ હોતી નથી. કહેવતો તેજ વિચાર ઘણી છટાથી, ટુંકામાં, અને અસરકારક રીતે જણાવી શકેછે, અને તે તૈયાર તેમજ સ્હેલથી યાદ રહે એવા રૂપમાં હોયછે, એટલે જ્યારે જોઇએ ત્યારે મગજમાંથી કાઢતાં વાર લાગતી નથી.

આ ઉપરથી એમ નહીં સમજવું કે અભણ વર્ગ અને સ્ત્રીઓજ કહેવતનો ઉપયોગ કરેછે, અને વિદ્વાનવર્ગ તેનો ઉપયોગ કરતો નથી. ઉપર કહ્યા મુજબ કહેવતમાં કેટલીક ખૂબી રહેલી હોયછે, અને તે સર્વમાન્ય હોવાથી, તથા ઘણી વાર તેમાં રસ, જ્ઞાન, તથા ગર્ભિત અર્થ સમાયલાં હોવાથી બોલનાર તથા લખનારની ભાષાને તે શણગાર રૂપ થઇ પડેછે. આ કારણને લીધે ભણેલા

લોકો પણ કહેવતનો ઉપયોગ કરેછે. માત્ર અભણુ વર્ગ તથા સ્ત્રીઓ જેટલે દરજ્જે ઉપયોગ કરેછે, તેટલે દરજ્જે તેઓ તેનો ઉપયોગ કરતા નથી. વળી ખરૂં કહીએ તો કહેવત પ્રથમ જોડનાર માણુસ, પછી તે સ્ત્રી હોય કે પુરૂષ હોય, એક રીતે વિદ્વાનજ હોવું જોઇએ. આ સમજવા સારૂ કહેવત એટલે શું તેનો વિચાર કરીએ.

કહેવત, કહેતી, કહાણી, કથન, એ શબ્દો એકજ અર્થ સૂચવેછે. તે એટલા સાધારણ થઈ પડેલાછે કે તેને સમજાવવાનું કામ કઠણ છે. કહેવતનો સાદામાં સાદો અર્થ 'કહેલું તે' થઈ શકે. લોક 'વારંવાર કહેછે તે' કહેવત. કહેતી, કહાણી, કથન એ શબ્દોનો અર્થ પણ તેજ થાયછે. વિદ્વાન, ડાહ્યા માણસો, અનુભવી માણસો જે વચન અગર સિદ્ધાન્ત કહી ગયાછે તે કહેવત. કહેવતનું મૂળ અનુભવ છે. કંઈ પણ વચન કહેતાં અગાઉ અગર સિદ્ધાન્ત બનાવતાં અગાઉ માણસને અમુક પ્રકારનો અનુભવ થવો જોઇએ; અને ત્યારપછી તે પોતાનો અનુભવ અમુક રીતે ભાષામાં દર્શાવેછે. આ અનુભવનાં વચન અથવા સિદ્ધાન્ત કાળે કરીને, અને ઘણા લોકોમાં વારંવાર તેનો ઉપયોગ થવાથી, અથવા બીજા લોકના અનુભવ ઉપરથી તેને પુષ્ટિ મળવાથી, સર્વમાન્ય વચનો અથવા કહેવતો થાયછે.

'વણુશે ખીચડી હલાવી, વણુશે દીકરી મ્હલાવી' આ એક સાધારણ કહેવત છે. સર્વ કોઈ

જાણેછે, અને ઘણાના અનુભવમાં આવ્યું હશેકે ખીચડી હલાવવાથી બરાબર નહીં ચડતાં બગડી જાયછે. આ અનુભવનો ઉપયોગ દૃષ્ટાન્તરૂપે દીકરીના સંબંધમાં ઉપલી કહેવતમાં કરેલો છે, કે જેવી રીતે ખીચડીને હલાવ્યાથી તેમાં બગાડ થાયછે, તેમ દીકરીને અતિશય લાડ લડાવ્યાથી તેમાં બગાડ થાયછે. ' તલમાં ત્રીજું નહીં, ને કપાસમાં બીજું નહીં'; ' ખેતી ધનકો નાશ, જો ધણી ન હોય પાસ'; 'ખેડ, ખાતર, ને પાણી, કરમને આણે તાણી'; આ કહેવતો ખેડુતના અનુભવ ઉપરથી થયલીછે. ' પૈસાદારનાં છોકરાં ઘુઘરે રમે'; ' છતે ભોળી, ને અછતે ઘેલી'; ' ફરે તે ચરે, ને બાંધ્યું ભૂખે મરે'; ' ગારે લીપ્યાં ઘર સોનાં'; ઈત્યાદિ અનેક કહેવતો આ પ્રમાણે અનુભવના પરિણામના દાખલા તરીકે આપી શકાય.

ઉપર કહ્યું કે કહેવતની ઉત્પત્તિનું મૂળ અનુભવ છે. અનુભવ એ દરેક કહેવતમાં-પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે સમાયલો હોયછે. કહેવત એ સુખ દુઃખના, સારા નરસા અનુભવ ઉપરથી કાઢેલા સામાન્ય સિદ્ધાન્ત છે. કેટલીક વાર માણસને અમુક પ્રકારનો અનુભવ થયા પછી તેના મ્હોંમાંથી તે અનુભવ ઉદ્‌ગારરૂપે નિકળેછે, ત્યારે ઉદ્‌ગારરૂપે કહેવત પણ બનેછે, જેમકે 'દાઝયા ઉપર ડહામ?' 'ભીખ ન આપવી ને પત્તર ફોડવું?' 'ચોરી ને વળી શિરજોરી ?' ' ગાય ઉપર પલાણ?' આજ પ્રમાણે દૃષ્ટાન્ત, તુચ્છકાર, આશ્ચર્યતા, અસંભવ, મજાક,

ખીજ, વર્ત્તન, નીતિઈત્યાદિ વાચક કહેવતો પ્રસં-ગાનુસાર બનેલી હોયછે; દાખલા તરીકે ' જેટલો ગોળ ઘાલીએ, તેટલું ગળ્યું થાય'; ' જેવો દેશ, તેવો વેશ'; ' શું ચંદન ભૂખે માર્યા'; ' કાં રાજા ભોજ, ને કાં ગાંગા તેલી!' 'બાર બ્રાહ્મણે બકરીનું જોર'; ' વાઃ વાઃ રે મિયા બાંકે, દેખો ડગલીસેં સો સો ટાંકે'; 'ઉભા ઉંટપર નિસરણી માડીને ચ-ઢવું ?' ' દીકરી ને ગાય, દોરે ત્યાં જાય'; ' સોડ પ્રમાણે સાથરો'; ઈત્યાદિ.

ધર્મશાસ્ત્ર, પુરાણો, કવિની કવિતા, ભાટ ચા-રણોનાં કવિત એ પણ કહેવતનાં મૂળ હોયછે. જે-મકે, ' એક આંખ આંખમાં નહીં, ને એક દીકરો દીકરામાં નહીં'. હિંદુધર્મશાસ્ત્ર પ્રમાણે એકનો એ-ક દીકરો હોય તે દત્તક ન આપવા કહેલું છે. તે પ્રસંગે દત્તકમીમાંસામાં દૃષ્ટાન્તરૂપે સમજાવ્યું છે કે જે પ્રમાણે માણસને એક આંખ હોયછે, તો-પણ બીજી-આંખને અભાવે તે આંખ વડે બે આં-ખના જેવું ને જેટલું કામ ન થવાથી તે નહીં જેવીજ ગણાય છે, તે પ્રમાણે જે માણસને એક દીકરો હોય તેની બાબતમાં સમજવું. કારણ જો એકના એક દીકરાને દત્તક આપી દે, ને પછી બીજો પુત્ર ન થાય તો તેનો નિર્વંશ થાય. આ પ્રમાણે ' ગઇ વસ્તુનો શોક ન કરવો ' એ ભગવદ્‌ગીતા પરથી આવેલીછે. ' પેટ કરાવે વેઠ ' એ સામળભટના દોહરામાંથી આવેલીછે. ઉપર કહેલી બીજી બાબતના દાખલા જાણીતા છે.

જે પ્રમાણે કવિઓનાં વચન કહેવતરૂપ થઇ પડેછે, તેમ કેટલેક પ્રસંગે એમ પણ બનેછે કે પ્રસ્તુત ચાલતી કહેવતોને કવિઓ પોતાની કવિતામાં વાપરેછે. જેમકે પ્રેમાનંદકૃત ભાગવતના દશમસ્કંધમાં શ્રીકૃષ્ણને નંદજીને ત્યાં લઇ જાયછે, તે વેળા દેવકીજી દલગીર થઈ બોલેછે કે 'કીડી સાંચરે ને તીતર ખાય, તેમ થયું આજ મારે'; 'હું પ્રસવું, ને પરઘેર હાથા'. આથી કેટલીક વખત ઉપર કહેલી બે વાત પૈકી ખરી વાત શું છે, તે શોધી નિશ્ચય કરવાનું કામ મુશ્કેલી ભરેલું થઇ પડેછે; પણ સાધારણ રીતે એ વાત જાણી શકાયછે. પ્રેમાનંદે પોતાનાં નાટકોમાં કહેવતનો ઉપયોગ છુટથી કરેલો જણાયછે. પણ તેની કવિતામાં તેટલે દરજ્જે કહેવત વાપરેલી જોવામાં આવતી નથી, કારણ પ્રેમાનંદે ઘણુંખરૂં સંસ્કૃત પુસ્તકોનાં ભાષાન્તર કવિતારૂપે બનાવેલાં છે. છતાં તેનાં મામેરામાંની ઘણી લીટીઓ કહેવતરૂપ થઈ પડીછે. સામળભટની કવિતાનો વિષય જુદો અને લોકોના રીત રિવાજ, તથા નીતિ સંબંધી વિષયો તેણે પસંદ કરેલા હોવાથી તેના દોહરામાંથી પુષ્કળ કહેવત મળી આવેછે. લોક વ્યવહાર સંબંધી અખાનું જ્ઞાન માર્મિક હતું, એટલે એનાં વચનો કહેવતરૂપ થઈ પડ્યાં છે. તેજ પ્રમાણે દયારામની કવિતામાંનાં વચનો પણ વારંવાર કહેવત તરીકે વપરાતાં જોવામાં આવે છે. કેટલાક

આધુનિક કવિઓ કહેવતને એક ચરણ તરીકે લઇને કવિતા બનાવે છે.

ઉપર મુજબ કહેવતનાં મૂળ છે. પણ તેથી દરેક કવિ કે ભાટે કંઈ વચન કહ્યું, અથવા હર-કોઈ માણસે પોતાના અનુભવ ઉપરથી જે વાકય કહ્યું, તે કહેવત થઈ જતાં નથી. દરેક કહેવતમાંથી કંઈને કંઈ જ્ઞાન મળે છે. કહેવત સાધારણ રીતે ટુંકી ને અસરકારક હોવાની સાથે સર્વમાન્ય થવી જોઇએ. જ્યાં સુધી અમુક વચનનો ઘણા લોક સ્વીકાર કરીને વારંવાર ઉપયોગ કરે નહીં, ત્યાં સુધી તે કહેવત થઈ શકે નહીં.

કહેવત ટુંકી, સર્વમાન્ય, યથાર્થ, ચિત્તવેધક, ડહાપણ ભરેલી, શિખામણ મળે એવી, છટાદાર, ચમક તથા પ્રાસવાળી જોઇએ. આ કહેવતનાં મુખ્ય લક્ષણો છે. પણ તેમાં સર્વમાન્યતા એ સૌથી મુખ્ય છે. ગમે તેટલી વિદ્વત્તા અને ડહાપણ ભરેલું વચન પણ ઘણા લોકના ઘણી વારના વાપર શિવાય કહેવત બની શકતું નથી.

કહેવત હમેશાં ગણિતના સિદ્ધાન્તની પેઠે ખરીજ હોય છે, એમ કહી શકાય નહીં. ઘણી ખરી કહેવતોમાં નીતિ, ડહાપણ, વેપાર, શાસ્ત્ર, હુન્નર, કળા, અને સત્યતાના સિદ્ધાન્ત હોય છે. પણ કેટલીક કહેવતો એકએકથી વિરૂદ્ધ પણ જોવામાં આવે છે. આથી સાધારણ રીતે એ અનુ-માન નિકળી શકે કે જ્યારે જ્યારે કોઈ માણસ કહેવતના રૂપમાં પોતાનો વિચાર દર્શાવે છે, ત્યારે

ત્યારે તે પ્રસંગ અને સ્થિતિને માટે તે કહેવત લાગુ હોય છે. ગમે તે પ્રસંગે અને ગમે તે સ્થિતિમાં તે લાગુ પડશે એવો નિયમ નથી. વળી કોઇ કોઇ વાર કહેવતમાં તે જોડનારના ધંધાની, રીતભાતની, કે વ્યસનની પ્રશંસા કરેલી હોય છે. આ કહેવતો તેઓના અભિપ્રાય અને અનુભવ પ્રમાણે કદાપિ ખરી હોય. પરન્તુ તે અનુભવ ઘણી વાર સઘળા લોકે સ્વીકારવા લાયક હોતો નથી. જેમકે, દારૂ પીનાર દારૂનાં વખાણ કરે છે, તમાકુ ને તપખીરનો ઉપયોગ કરનાર તમાકુ ને તપખીરનાં વખાણ કરે છે, અને ભંગી અફીણી ભાંગ અફીણનાં વખાણ કરે છે. આ વખાણ કરનારના કહેવા મુજબ તે વ્યસન શિવાય માણસનું જીવતર વ્યર્થ છે. દાખલા તરીકેઃ 'જીને ન પીઈ ગાંજેકી કળી, ઓ લડકેસેં લડકી ભલી'; 'જીને નહીં પીઆ ભાંગકે પાની, ઉસકા જીવ ધૂળધાણી'; 'છેલ વ્યસન છીંકણી, રાજ વ્યસન હુક્કો'; 'અફીણવાળા ભોલા દોલા, ને ચપટીવાળા ચોર'. આથી વિરૂદ્ધસૂચક કહેવતો પણ જોવામાં આવે છે. જેમકે, 'અફીણ રંગ ભુતિયાં, ગાંજા રંગ સુતિયાં, ને દારૂ રંગ જુતિયાં, 'જેને મ્હોડે શરાબ તેનું ખાતું ખરાબ.'

આ ઉપરથી જણાય છે કે કહેવત અમુક સિદ્ધાન્ત કે નિયમનું સંક્ષિપ્ત કથન છે, અને તે ભિન્ન ભિન્ન પ્રસંગે, તેજ રૂપે અથવા રૂપાન્તર થઇને, લાગુ થઈ શકે છે, અથવા નથી થતી. કહેવતનો મુખ્ય ઉપયોગ એજ છે કે તે વડે બોલના-

રનો વિચાર અને તેનાં કારણ પ્રસિદ્ધ વાક્ય અ-
થવા વચન વડે, અને વળી તે વખતે નવું વાક્ય
બનાવીને પોતાનો વિચાર દર્શાવી શકે તે કરતાં
પ્રમાણમાં ઘણાજ ટુંકાણમાં, દર્શાવી શકાય છે.
કેટલીક વખત કહેવત ઘણીજ સાધારણ હોય, તો
માત્ર તેના આરંભના બે ત્રણ શબ્દ બોલવાથી
માણસ પોતાનો વિચાર દર્શાવી શકે છે.

એક રીતે કહીએ તો કહેવત ગણિતના હિ-
સાબ ગણવાની કુંચીઓ અથવા વ્યાકરણનાં સૂત્ર
ઉપયોગને સારૂ તૈયાર રાખેલાં હોયછે તેવી છે.
ટુંકાણથી બોલવામાં ખૂબી આવેછે, અને અસર
પણ સારી થાયછે. કહેવત છે કે 'થોડું બોલે, થાં-
ભલો કોરે.

કહેવતનાં મુખ્ય લક્ષણો ઉપર ગણાવ્યાં તે
સઘળાં જેમાં હોય તેનેજ સાધારણ રીતે કહેવત-
નું નામ આપવામાં આવેછે એમ નથી. પણ તે
લક્ષણ જેમાં હોય તેવી કહેવત ઉત્તમ છે, એમાં
શક નથી, અને કહેવતનું ખરૂં નામ તેવાં વચનો-
નેજ છાજેછે. કેટલીક કહેવતમાં તે લક્ષણો પૈકી
કેટલાંક જોવામાં આવેછે; અને કેટલીક તો માત્ર
સાધારણ વાક્યો હોયછે, છતાં લોકોના દીર્ઘ કાળ-
ના ઉપયોગથી અને સ્વીકારથી તેને પણ કહેવત
કહેવામાં આવેછે.

કેટલીક કહેવત એક વાક્યની બનેલી હોય
છે. પણ સાધારણ રીતે ઘણી ખરી કહેવતો બે
વાક્યની થયલી હોયછે, અને કોઇ કોઇમાં બે

કરતાં વધારે વાક્યો પણ જોવામાં આવેછે. જેમકે 'નબળી વાડે છીંડુ પડે;' 'પહેલી પૂજા પેટની;' 'પહેરીએ ગામને ગમતું, ખાઇએ મનને ગમતું;' 'શેરી જોઈ ચાલીએ, કંથ જોઇ મ્હાલીએ;' 'પહેલું સુખ તે જાતે નર્યાં, બીજું સુખ ઘેર દીકરા; ત્રીજું સુખ ગુણવંતી નાર, ચોથું સુખ કોઠીએ જાર;' 'બુધે જાર બાજરી, બુધે નાર પાધરી, બુધે ડાબું દોહ્‌વા દે, બુધે છોરૂ રોતું રહે.'

કહેવતમાં ઝડઝમક અને પ્રાસથી મીઠાસ ને ખૂબીની સાથે ચિત્તવેધકતા આવેછે. કેટલી કહેવતમાં તુક અથવા ચરણના છેડાના શબ્દોમાં પ્રાસ હોયછે, અને કેટલીકમાં તો વચમાં વચમાં પણ પ્રાસ હોયછે. તેથી કહેવત બોલનારને ને સાંભળનારને ઘણી મધુર લાગેછે. કહેવતમાં એકજ અક્ષરથી શરૂ થતા શબ્દો વાપરેલા હોવાથી એટલે કે અક્ષરસગાઈ હોવાથી પણ તેની મધુરતામાં વધારો થાયછે. 'બાળા તેને શા દકાળા;' 'બાર બાયડીએ બગલીનું જોર;' 'પૈસે આઇ, પૈસે બાઇ, ને પૈસા વગરની નહીં સગાઈ;' 'બેટુને સેટુ કસેલા કામના.' જૂદા જૂદા ભાગમાં ને જૂદા જૂદા લોકમાં એકની એક કહેવત જૂદા જૂદા રૂપમાં વપરાયછે, ને તેથી કોઈ કોઈ વાર રૂપાન્તર થતાં છેક નીરસ કહેવત થઈ જાયછે. કાઠીઆવાડ તરફ અમુક કહેવત અમુક રૂપમાં બોલાતી હોયછે, તો તેજ કહેવત ઉત્તર અને મધ્ય ગુજરાત તરફ થોડી બદલાઇને બોલાયછે, ને દક્ષિણ ગુજરાતમાં વળી જૂદી રીતે

બોલાયછે. કેટલીકવાર એક વિચાર બતાવનારી કહેવત જૂદા જૂદા ભાગની નીરનીરાળી હોયછે; છતાં કહેવતનો મોટો ભાગ સામાન્ય છે.

આ સામાન્ય કહેવતો ઉપરાંત કેટલીક કહેવતો એવી હોયછે કે તે માત્ર અમુક ભાગમાં કે અમુક શહેર કે ગામમાંજ વપરાયછે. બાદ ધીમે ધીમે વાપરથી કેટલીક વાર તે સામાન્ય કહેવતમાં દાખલ થઈજાયછે; પણ તેનું મૂળ જોતાં તે અમુક સ્થળે ઉત્પત્તિ પામેલી માલમ પડેછે. દાખલા તરીકે 'ડબ્બે બે ને દેવધે બે;' સુપાની ખોટ પારચોલમાં પૂરવી;'' ડભોઈ મળતાં તેન તળાવ;' 'પાટણ લેતાં કડી પરવાર્યું' વગેરે.

વળી કેટલીકવાર સામાન્ય કહેવતોમાં દરેક ભાગના લોકને સમજાય એવાં નામ મૂકીને તે ભાગને માટે કહેવત બનેલી જણાયછે. જેમકે, સુરત તરફ 'સોંઘું ભાડું ને સિદ્ધનાથની જાત્રા' બોલાય છે, ત્યારે ઉત્તર તરફ 'સોંઘું ભાડું ને સિદ્ધપુરની જાત્રા' બોલાયછે. કાઠીઆવાડમાં 'હીરો ઘોઘે જઈ આવ્યો' વપરાયછે, ત્યારે બીજે સ્થળે 'સાંગ્યો દોડકે (બોડકે) જઈ આવ્યો' બોલાયછે, અને વડોદરા તરફ 'હરિભટ વડોદરું કરી આવ્યો' બોલાયછે.

આ રીતે કહેવતોનો ઉપયોગ થાય છે. ગ્રંથ લખનારાઓ અને ભાષણકર્ત્તાઓને પણ કહેવત ઘણીવાર સોનાના મૂલની થઈ પડે છે. કેમકે તેથી તેઓના લખાણની અને કહેવાની અસર

લોકોના મન ઉપર ઘણી સારી અને તાત્કાળિક થઈ શકે છે. કહેવતથી લખાણની છટા લોકપ્રિય થાય છે. ગુજરાતી કહેવતનો ભંડોળ એટલો મોટો છે કે તેમાં અમુક વિષય ઉપર કહેવતમાંજ વાત કરવી હોય તો થઈ શકે એમ છે. અને ઘણીવાર સ્ત્રીવર્ગ તે પ્રમાણે વાત કરતાં પણ જણાય છે. દાખલા તરીકે દીકરીનો જન્મ, તેનું ઉધરવું, તેનાં લગ્ન, સાસરે જવું, સાસરામાં તેની સ્થિતિ, તથા એ બાબતોમાં સમાયલા રીત રિવાજ સમજાય એવી રીતનું કથન નીચેના કહેવત સમુદાયથી થઈ શકે છે.

"જેને પેટે કન્યા, તેને પરમેશ્વરે દંડ્યા. દીકરી ને ઉકરડીને વધતાં વાર શી? દીકરીની હલકી માટી. વર ત્યાં ઘર નહીં, ને ઘર ત્યાં વર નહીં. હવે દીકરી મોટી થઇ, ને દીકરી તો પારકું ધન છે. તેને પરણાવીને પારકી કરી કામની. ડોસો કુંવારો મરે, પણ ડોસી કુંવારી ન મરે. આપણે કંઇ બ્હેન એમ છે કે ઝટ મંગણી, ને પટ બિહા: પૈસે હાલ, ને પૈસે ચાલ. પૈસો હોય તો બધું થાય. પૈસાદારનાં છોકરાં ઘુઘરે રમે. દામ કરે કામ; ને બીબી કરે સલામ. એતો કહેછે તેમ ' ઘર કહે બાંધી જો, ને વિવાહ કહે માંડી જો '. વળી માંડવો બાંધવા સૌ આવે, પણ છોડવા કોઇ નહીં આવે. જાનને જમે લાભ, ને વરને પરણે લાભ. ખોટી બડાશ શા કામની. તમાચો મારીને મ્હોં લાલ રાખવું? મન જાણે છેકે દીકરી કેમ પરણાવાય છે. ' ઘઉં ખેતમાં, બેટા

પેટમાં, ને લગન વસંતપંચમીનાં લીધાં. વળી કહેવત છે કે જમ, જમાઇ, ને જાચક ત્રણે સરખા; 'જમાઇ, જમ, ઓર જાચક, ત્રણે એક સ્વભાવ; લીયા, લેવેગા, ઓર લેને ઉપર ભાવ.' પણ હવે ક્યાંસુધી ઢીલ કરવી. આવી તે લક્ષ્મી, ને ગયું તે પાપ. જનમ, મરણ, ને પરણ કોઇના હાથમાં નથી. વિચાર કર્યા કરવામાં કંઇ લાભ નથી. જો એમ હોય તો દીકરીને આંખ આગળથી કોઇ દહાડો ખસેડી નથી. કહેછે કે ' ઓડ ઉમરેઠના ઉંડા કૂવા, દીકરી દે તેના માબાપ મુઆં'. જોશીનાં રાંડે નહીં, ને વૈદનાં મરે નહીં. પણ જ્યાં ધણી ધણીઆણી રાજી, ત્યાં શું કરે કોટવાલ ને કાજી. એતો પેલું કહેવ્ય કેનીકે 'નાકકાપીને અપશુકન કરવા' તેવું છે. પણ હવે કેથાં આરો નથી. જનમ આપે જનેતા, પણ કર્મ ન આપે કોઇ. દીકરી સાસરેજ શોભે, હાથી તે દરબારેજ શોભે. સૌનું નસીબ સૌની સાથેછે. એમાં માબાપ શું કરે. દીકરી ને ગાય, જ્યાં દોરે ત્યાં જાય. એતો પેલી કહેવત વાળી વાત કે બાઇને કોઇ લેનાર નહીં, ને ભાઇને કોઇ દેનાર નહીં. હાથે હાથ મળ્યા, ને, ભવનાંદુઃખટળ્યાં. પણ ચોરીમાંથી દાંત કરડ્યા તો આગળ કેમ થશે? કહેછે કે જંમાઇની વાંકી પુછડી. અકર્મી ને બુધણી; ને નબળો માટી બૈયર પર શૂરો."

"નસીબ કરે તે કોઇ નહીં કરે. સાસુ એવી મળીછે કે ન પૂછો વાત. તેતો કહે કે ' ઉઠરે વહુ વિસામો ખા, હું કાંતું તું દળવા

જા,' વળી દીકરીને કહીને વહુને સંભળાવે. એતો સારૂં છે કે, બિચારી ગરીબ ગાય જેવી છે. પણ અતિશે તે નતીશે. ઝાઝાં નીર ખૂટવાનાં, ને ઝાઝી પ્રીત તૂટવાની. આપણે તો કહ્યું છે કે બહેન શેરી જોઈ ચાલીએ, ને કંથ જોઈ મ્હાલીએ. સોડ પ્રમાણે સાથરો. વળી એ એવી શાણી ને ચતુર છે કે સઘળાને ખુશી કરેછે, અને પોતાના ધણીને તો હાથમાંને હાથમાં રાખેછે. પછી તો થાયજ તો કે 'વરે માની તેને ઘરે માની, ઘરે માની તેને બધા ગામે માની.' સાસુજીતો હવે બૂમ પાડેછે, ને દીકરાને મ્હેણાં મારેછે કે હવેતો 'મા દીવાની, બહેન દીવાની, બૈરી મારી તુળજાભવાની.' હું ને મારો હાંસીઓ, ને થાળી લોટો ને કાંસીઓ. પણ સાસુએ વરના કાન ભંભેર્યા, ને બિચારીને હુસકે ડસકે પજવવા લાગીછે. સાસુ ફોડે તે કલેઢાં, ને વહુ ફોડે તે ઠીકરાં. કહેવત છેની કે વહુને ને વરસાદને જશ નથી."

વાર્તા લખનારા, શિક્ષકો, કથાકરો, દેશના રીત રિવાજની શોધ કરનારાઓ, જનસ્વભાવ તપાસનારાઓને કહેવતના સત્વપૂર્ણ અને વેધક દૃષ્ટાન્તોમાંથી ઘણી સહાય મળી શકે એમ છે. જુના સિક્કા અને લેખોમાંથી રાજાઓ અને ઉપલા વર્ગની હકીકત મળે છે, તે પ્રમાણે કહેવતમાંથી જનમંડળની રહેણીકરણી, ભાષામાં થતો પ્રાચીન પ્રયોગ, અસલના રિવાજો, ઇતિહાસ, લોકના તહેવારો, વહેમો, ઘરસંસાર, ઈત્યાદિ જૂદી જૂદી બાબતો વિશે વિચાર અને નૃવંશ વિદ્યા

( Ethnology ) સંબંધી વિષયોની માહિતી મળે છે.

'બુધે બેટી, ને ફરી નહીં ભેટી' આ એક એવી કહેવત છે કે સર્વ કોઇના અનુભવમાં તે આવી હશે. બુધવારે દીકરીને સાસરે વળાવવી નહીં એવો વહેમ છે, તેથી જો લગ્ન મંગળવારને દિવસે થાય તો, તે રાત્રે બારવાગતા પહેલાં, અને બુધવારે લગ્ન થાય, તો તે રાત્રે બાર વાગતા પછી, એટલે બુધવાર નડે નહીં એવી રીતે વહુવર વિદાય કરવામાં આવે છે. 'ચીન, ને પૈસા લીયા છીન' એ કહેવત ચીનાઈ માલનું તકલેદીપણું દર્શાવે છે, અને તેથી પૈસા છીનવી લીધા એમ લોકો માને છે. 'બફો સો નફો, ને વા સો ઘા.' આ કહેવતથી ગુજરાતી લોકનો અભિપ્રાય એવો જણાય છે કે બફારો થાય એવી સ્થિતિમાં બેસવું અગર સુવું તે સારૂં છે, પણ વા ખાવો એ ઘા એટલે નુકસાનકર્ત્તા છે. આ કથનમાં કેટલે અંશે સત્યતા સમાયલી છે, તે વિશે આ સ્થળે વિચાર કરવાનો નથી. પણ સુવાવડ તથા માંદગીને પ્રસંગે આ કહેવત પ્રમાણેનું વર્ત્તન ઘણુંખરૂં જોવામાં આવે છે. તેજ પ્રમાણે વાણિયા, બ્રાહ્મણ, મુસલમાન ( મિયા ), ભાટ, ઈત્યાદિ વર્ગના સ્વભાવ તથા રહેણી કરણી, તેમના સંબંધની કહેવતો ઉપરથી દૃષ્ટિગોચર થાય છે. 'આવે વરનો ભાઈ, ઉભો રહે નેવાં સાહી, આવે વહુનો ભાઈ, પેસે ઘરમાં ધાઈ;' 'મોસાળ જમવું, ને મા પીરસણે;'

'મા દીવાની, બહેન દીવાની, બૈરી મારી તુળજા ભવાની'; 'જ્યારે બાર વાગે, ત્યારે લાડના ઝુલા લાગે;' 'લાડ સૂકાં તાડ, ને હવે વજ્જર કુહાડા' અને એવા પ્રકારની કહેવતોથી લોકોના સાંસારિક રિવાજ, અને અરસ્પરસની વર્તણુક જણાય છે.

દૂર દેશાન્તરમાં છુટી પડી ગયલી પ્રજાઓમાં પણ સમાન સ્થિતિમાં કેવીરીતે સમાન અનુમાન નિકળેલાં છે તે, કહેવતથી જણાય છે. જૂદા જૂદા લોકની કહેવતો તપાસીએ તો તેમાંથી ઘણા વિચારો અને કહેવતો એક બીજાને મળતાં જડી આવે છે. આ સમાનતાનું કારણ જનસ્વભાવનું ઐક્ય હોવું જોઇએ. વળી પ્રથમ આર્યલોકો એક સ્થાનમાં વસતા હતા, અને ત્યાંથી જૂદા જૂદા દેશમાં જઈ રહેલા છે, એ વિચારને પણ આ સમાનતાથી કેટલેક અંશે ટેકો મળે છે. જેવી કહેવત ગુજરાતીમાં છે, તેવીજ હિંદુસ્તાનની બીજી ભાષામાં તથા એશિયા ખંડના બીજા દેશોની ભાષામાં હોય, એમાં વિશેષ આશ્ચર્ય પામવા જેવું નથી. પરન્તુ ઈંગ્લાંડ, ફ્રાન્સ, ઇટાલી, સ્પૈન, જર્મની વગેરે દેશની ભાષાઓમાં પણ તેનાં પ્રતિબિમ્બ દેખાય છે. અલબત કહેવતમાં જનમંડળના વિચાર અને રહેણીકરણીમાં ફેરફાર થવાની સાથે કેટલોક તફાવત માલમ પડે છે.

કહેવતો જુનામાં જુનાં પુસ્તકના કરતાં જુની છે. જે કાળમાં પુસ્તક લખાતાં નહોતાં, ત્યારે પણ લોકો કહેવતનો ઉપયોગ કરતા હશે, એમ માનવાને

કારણ મળે છે. નરડા, અને કોળી પરજના લોકો જે તદ્દન અભણ અને જંગલી જેવી સ્થિતિમાં છે, તેઓ પણ કહેવતનો ઉપયોગ કરતા જણાય છે. લોકોનો અનુભવ જેમ જેમ વધતો ગયો, તેમ તેમ કહેવતો થતી ગઈ. જ્યારે પુસ્તકો નહોતાં, ત્યારના નીતિ સંબંધી, અને હુન્નર કળા, વેપાર, રિવાજ ઇત્યાદિ સંબંધી વિચારો કહેવતરૂપે દર્શાવવામાં આવતા હશે. જે સમયે છાપવાની કળા જણાઈ નહોતી, અને લખવાની રીત પણ ઘણી પસરી નહોતી, તે વેળા સ્હેલથી યાદ રહે એવાં ટુંકા સૂત્રરૂપે ગ્રંથ બનાવેલા જોવામાં આવે છે. જે રીતે હાલ પુસ્તકવડે જ્ઞાન મળે છે, તેમ અસલ કહેવતથી જ્ઞાન મળતું હશે એમ લાગે છે. દુનિયામાં કોની સાથે કેવી રીતે વર્ત્તવું, કોનો વિશ્વાસ રાખવો, કેવાની સાથે મિત્રાચારી બાંધવી, ધણી ધણીઆણી તથા સાસુ વહુનો સંબંધ કેવો હોય છે, ઇત્યાદિ અનેક સંસારવ્યવહારની, રાજ્યનીતિની, અને બીજી વિદ્યાઓની બાબતનું જ્ઞાન કહેવતથી મળે છે. જે પ્રમાણે દંતકથાઓ વંશપરંપરા વારસાઈમાં ચાલી આવે છે, તેમ આ કહેવતો ચાલી આવેલી હોવી જોઇએ. કારણ માણસ વિચાર કરતાં શિખ્યું તેની સાથેજ કહેવતો બોલતાં શિખ્યું.

અમુક કહેવત કોણે બનાવી એ શોધી કાઢી નક્કી કરવું ઘણુંજ કઠણ છે. અને તેથી 'કર્ત્તા વિનાનું વચન,' તે કહેવત એવી વ્યાખ્યા પણ કોઈ

આપેછે. પ્રાચીન ગ્રંથોમાં જે કહેવતો જોવામાં આવેછે, તે કહેવત તે ગ્રંથકારેજ જોડી કે પરાપૂર્વથી ચાલી આવેલી કહેવતનો તેણે પોતાના ગ્રંથમાં ઉપયોગ કર્યો, એનો નિશ્ચય થઈ શકે એમ નથી. છતાં કેટલીક કહેવતો આધુનિક કાળમાં થયલીછે એમ કહેવાને હરકત નથી. આવી કહેવતોનું મૂળ કેટલેક અંશે શોધી શકાયછે, પણ તેથી પણ એટલુંજ જણાયછે કે અમુક કાળમાં અમુક કહેવત થયલી હોવી જોઇએ. પરન્તુ કહેવતનો બનાવનાર કોણ તે નક્કી થઈ શકતું નથી. કવિઓની કવિતામાંના વાક્યો કહેવતરૂપ થઈ પડ્યાંછે, તે બાબત એટલું કહી શકાય કે અમુક કવિએ તેનો ઉપયોગ કરેલો જણાયછે. સાધારણ રીતે આવી કહેવતો તે કવિની કહેવત ગણાયછે.

એકનીએક કહેવત ઘણા દેશમાં અને ઘણા ભાગોમાં વપરાયછે, તેથી તે પ્રથમ ક્યાં ઉત્પન્ન થઈ એ ચોકસ રીતે કહેવું અશક્ય છે. ગુજરાતી કહેવતોમાં રૂપાન્તર થઈને બીજા દેશની કહેવતો આવેલીછે એટલુંજ નહીં, પણ હિંદુસ્તાનની બીજી ભાષાઓની કેટલીક કહેવતો ભાષાના નિકટના સંબંધને લીધે અને સમાનતાને લીધે મૂળ રૂપમાંજ વપરાતી આવેછે. હિંદુસ્તાની અને ઉર્દુ કહેવતો ક્યાં તો રૂપાન્તર થઇને અથવા તો તેના મૂળ રૂપે વપરાયલી ઘણી વાર મળી આવેછે.

ઘણીવાર વેપારને લીધે એક દેશના લોક બીજા દેશના લોકસાથે સહુવાસમાં આવેછે, અને

તે દેશના રીતરિવાજ અને પેદાશની સાથે ત્યાંની કહેવતો પણ પોતાના દેશમાં લેતા આવેછે.

કહેવતનો મોટો ભાગ ઘણો જુનો હોવો જોઇએ એમાં સંશય નથી. પરન્તુ કેટલીક કહેવતનો ઇતિહાસ જણાયલો હોયછે, અને તેથી તે કહેવત ફલાણે વખતે થઈ એમ જાણવાને સાધન મળેછે. દાખલા તરીકે 'વાતમાંને વાતમાં લલ્લુભાઇએ ભરૂચ ગુમાવ્યુ" આ કહેવત ભરૂચ અંગ્રેજ સરકારે ત્યાંના નવાબના હાથમાંથી લીધું ત્યારથી ચાલી આવેછે. અંગ્રેજ, ફીરંગી વગેરે યુરોપિયન લોક હિંદુસ્તાનમાં આવ્યા બાદ જાતિભેદ પાળવામાં કેટલીક અડચણો પડી, અને ધેડાઓનું જોર વધ્યું ને તેનો અનુભવ લોકોને થયો, તે ઉપરથી કહેવત થઈ કે 'દેવ ગયા ડુંગરે, પીર ગયા મક્કે, અંગ્રેજ (ફીરંગી)ના રાજમાં, ધેડ મારે ધક્કે.' 'લાડ ને તાડને સિદ્ધરાજે સાથે કાઢયાં' આ કહેવત સિદ્ધરાજના સમયની અગર ત્યાર પછીની હોવી જોઇએ. 'જનોઈ, કસ્તી, ને નાડું, એ ત્રણ કદી ન કાઢે ગાડું" આ કહેવત પારસી લોક હિદુસ્તાનમાં આવ્યા પછી નવસારી પ્રાંતમાં આવી વસ્યા અને સરકારી વેઠમાં બ્રાહ્મણ, પારસી અને મુસલમાન ગાડાં કાઢતા નહીં તેથી પડેલીછે. અમદાવાદની વસાયતના સંબંધમાં કહેતી છે કે 'જબ કુત્તેપર સસ્સા આયા, તબ બાદશાહે શહેર બસાયા.' 'ડબ્બે બે, ને દેવધે બે' આ કહેવત સુરતથી મુંબઈ સુધી આગગાડી થયા

પછીની છે. એ કહેવતની ઉત્પત્તિ એવી રીતે છે કે અમલસાડમાં એક સ્ટેશન માસ્તર હતો, તે એક ડબ્બા દીઠ બબ્બે રૂપીઆ વેપારી પાસેથી લેતો હતો. આ રીતે તેણે ઘણા પૈસા એકઠા કર્યા, પણ તે સઘળા ગણદેવી પરગણાના દેવધા ગામમાં તેણે ખાતાની જમીન રાખી તેમાં ખોટ આવવાથી તેની પાસેથી જતા રહ્યા.

આ રીતે દાખલાઓ ઉમેરી શકાય. ગુજરાતી કહેવતમાં ઉપર કહી ગયા તે પ્રમાણે પ્રાચીન કાળથી ચાલી આવેલો અનુભવ અને ડહાપણ સમાયલાંછે, ને તેથી ગુજરાતી લોકના રીતરિવાજ, રહેણીકરણી, ઈત્યાદિનું જ્ઞાન તેમની કહેવતોમાંથી મળી શકેછે. ગુજરાતી કહેવતનું વિષયવાર વર્ગીકરણ કરવું ઘણી મેહેનતનું કામ છે, અને તેમ કરતાં પણ અનેક જૂદા જૂદા વર્ગ પાડવા પડે. મુખ્ય વર્ગ નીચે મુજબ પાડી શકાયઃ—ધર્મશાસ્ત્ર સંબંધી, ન્યાયસંબંધી, વેપારસંબંધી, ખેતીસંબંધી, નીતિસંબંધી, કંજુસાઈસંબંધી, કરકસરસંબંધી, નોકરીસંબંધી, દ્રવ્યસંબંધી, રીતભાતસંબંધી, વૈદકસંબંધી, જ્યોતિષસંબંધી, સાહસ, સંતોષ, વહેમ, નસીબ, ઉપકાર, અહંકાર, ખોટું ડોળ, તથા આળસ સંબંધી, સહવાસની અસર સંબંધી, મહેનતનાં ફળ સંબંધી, સગપણના પરસ્પર સંબંધવિશે, શાકભાજી, કઠોળ, અનાજ વગેરે સંબંધી, અમુક અમુક ન્યાત સંબંધી, અમુક અમુક ગામ કે શહેર સંબંધી, દેખાદેખી કરવા વિશે, ઈત્યાદિ.

ઈસપનીતિ વગેરે નીતિના વાર્ત્તાગ્રંથોમાં જે પ્રમાણે જનાવરોની વાત ઉપરથી ગમતની સાથે બોધ આપવામાં આવેછે, તે પ્રમાણે કેહેવતમાં પણ ઘણે પ્રસંગે જનાવર ઉપરની કૃતિથી અગર જનાવરના દાખલાથી શિખામણ આપવામાં આવે-છે. જેમકે 'કુકડીનું સોત ઢેફ્લે;' 'ઘોડો ઘોડાના રૂપને ધાશે;' 'ભસ્યા કુત્તા કાટે નહીં;' 'કુતરાની પુછડી વાંકીને વાંકી;' 'હાથીની પછવાડી સો કુતરાં ભસે;' 'કાને ઝાલ્યા હાથીઆ ન રહે;' 'સસલો મારે (માળે) આવ્યો, ત્યારે કુતરી સુતરાણી થઈ;' 'શિયાળ તાણે સીમ ભણી, ને કુતરૂં તાણે ગામ ભણી.'

કેટલીક વાર અમુક વર્ગ અથવા વ્યક્તિ સંબંધી કેહેવત સર્વને લાગુ પાડવામાં આવેછે. 'મારવી માખી, ને ચઢાવવી તોપ' એટલે માખી જેવા ક્ષુદ્ર પ્રાણીને મારવા સારૂ તોપ ચઢાવવાની એટલે ઘણી મહેનતની જરૂર નથી. 'સોનાના ચૂડાવાળી દાતણવાળીને દમે' આ કેહેવતમાં 'સોનાના ચૂડાવાળી' અને 'દાતણવાળી' એ અનુક્રમે પૈસાદાર અને ગરીબના અર્થ સૂચવેછે. 'કુમળાં ઝાડને જેમ વાળીએ તેમ વળે' આ સ્થળે 'કુમળું ઝાડ' નાની વયના પ્રાણીના અર્થમાં છે. જે પ્રમાણે ઝાડ પાકટ થયા પછી જેમ વાળવું હોય તેમ વાળી શકાતું નથી, તેજ પ્રમાણે માણસ અગર બીજાં પ્રાણીને પણ અમુક વય પછી કેળવવું કઠણ પડેછે. નાનાં

બાળકના મનપર જે અસર કરવી હોય તે ઘણી સ્હેલથી થઈ શકેછે. 'પિત્તળને સો ભઠ્ઠીમાં નાખે, પણ સોનુ' ન થાય' એમાં 'પિત્તળ' નઠારા માણસના અર્થમાં છે. નઠારા માણસને સુધારવાને ગમે તેટલો પ્રયત્ન કરવામાં આવે તોપણ તે વ્યર્થ જાયછે. 'નણંદની નણંદ સાસરે જાય, ને મારે હૈયે હરખ ન માય,' અહીંઆં 'નણંદની નણંદ' શબ્દનો અર્થ જેની સાથે કશો સંબંધ ન હોય, અગર ઘણોજ દૂરનો સંબંધ હોય એવું માણસ થાયછે.

સમાનતા અથવા તુલ્યતા દર્શાવનાર વસ્તુ સાથે જોડીને કેટલીક કહેવતો બનેલી હોય છે; ત્યારે કેટલીક કહેવતમાં એક એકથી વિરૂદ્ધતા દર્શાવનાર, અથવા એકની ન્યૂનતા ને બીજાની અધિકતા, અગર એકની કનિષ્ઠતા ને બીજાની શ્રેષ્ઠતા દર્શાવનાર વસ્તુઓ સાથે જોડેલી હોય છે. જેમકે, 'નફ્ફટ સસરો ને નિર્લજ વહુ, આવ રે દીકરા કહાણી કહું;' 'નબળે હાકેમે રૈયત જોરાવર'; 'નાને મ્હોંએ મોટી વાત;' 'માટી માઢિયા, ને બૈયર નાઢિયા;' 'રડતી રાંડ ને હસતા પુરૂષનો વિશ્વાસ ન કરવો;' 'રજપૂતાણીનો રાસડો, ને કાઠિયાણીનો કાપ, વાણિયાનું વગોણું, ને સાધુનો શ્રાપ;' 'ભેંસ આગળ ભાગવત, ને આંધળા આગળ આરસી;' 'ભૂત, ભાકેસો, ને બાંડો સાપ, એનો વિશ્વાસ કરે તેનો ગયેલો બાપ;' 'દાંતે દરદ, ને માથે કરજ;' 'ગુરૂ તેવા ચેલા;' 'શેઠ તેવા ચાકર;' 'બાપ તેવા બેટા, ને વડ તેવા ટેટા.'

જ્યાં કારણ હોય ત્યાં કાર્ય નિપજે છે, તથા અમુક કારણનું અમુક કાર્ય થાય છે, એમ દર્શાવનારી કહેવતો પણ હોય છે; જેમકે 'પૈસા હાથમાં, તો દોસ્ત સાથમાં; 'પૈસો જાય, ત્યારે અક્કલ જાય;' 'માર ખુધું, ને કર સુધું.'

કોઈ કોઈ કહેવત એવી હોય છે કે જ્યાં એકના ઉપર કૃતિ થાય, ને તેનું પરિણામ અથવા અસર બીજાના ઉપર થાયઃ--'મારી પડોશણ ચાવલ છડે, ને મારે હાથ ફ્રફોળા પડે;' 'પાડાના પેટમાં દુખે, ને પખાલીને ડહામ;' 'મારે મુગલ, ને ફુલાય પીંજારા;' 'દાતારી દાન દે, ને ભંડારી પેટ કૂટે;' 'ખાય પીએ દીવાળી (ખાંડણી), ને કૂટાઇ મરે સુપડું;' 'ગોલો ગોલી વઢે, ને ગધેડીનો કાન અમળાય.'

પ્રત્યેક કહેવતથી જ્ઞાન મળેછે એમ ઉપર કહેવામાં આવ્યુંછે, પરન્તુ તે કહેવતોની રચના અમુકજ કારણથી અથવા હેતુથી થયલીછે, એમ કહેવું કઠણ છે. કારણ ઘણી વખત કહેવત મનના ઉભરાની સાથે મ્હોંમાંથી બહાર નિકળેછે, અને પહેલવહેલી જે રીતે તે બોલાઇ તેજ રૂપમાં તે વંશપરંપરા ચાલી આવેછે. કોઈ કહેશે કે 'સાત પાંચકી લકડી ઓર એકકા બોજ' કેમ, ને દશ પાંચકી લકડી, અથવા ચાર પાંચકી લકડી કેમ નહીં, તો એનો ઉત્તર એજ છે કે એ રૂપમાં પરાપૂર્વથી એ કહેવત વપરાતી આવીછે, અને લોકોએ તે સ્વીકારીછે, માટે તેજ ખરી કહેવત છે. આ શિ-

વાય એનું બીજું કારણ આપી શકાય તેમ નથી. 'ચાર મળે ચોટલા, ત્યાં ભાંગે ઓટલા;' 'ચાર મળે નાગર, તો અક્કલકે સાગર;' 'ચાર દહાડા ઢેડના પગ પણ રાતા હોય'; 'ચાર દહાડાનું ચાંદરણું, ને ઘોર અંધારી રાત;' ઇત્યાદિ 'ચાર' શબ્દવાળી કહેવતો છે તેમાં 'ચાર' કેમ છે, ને બે, પાંચ, પંદર, કે પચીશ કેમ નહીં, એ પ્રશ્નનો ઉત્તર પણ ઉપર પ્રમાણેજ આપી શકાય. 'તીન દહાડે અઢાઇ કોસ;' 'દસ કાગડા વચ્ચે પોપટ પીંખાય;' 'પાંચ વરસનો ઘરધણી, ને સો વરસનો સુતાર;' 'પાંચે મિત્ર, પચીસે ઠાકોર, સોએ સગાં;' વગેરે કહેવતો આજ પ્રકારનીછે. ઉપરની કહેવતોમાં સંખ્યા વાપરવાનો હેતુ માત્ર અમુકજ છે એમ ચોક્સ કહી શકાય નહીં, પણ કેટલીક કહેવતોમાં અમુક હેતુથી અથવા અમુક પ્રકારના અનુભવ ઉપરથી અમુક સંખ્યા વાપરેલી છે, એમ કહી શકાયછે; દાખલા તરીકે, 'સોળે સાન, વીશે વાન, સાઠે ગઢ્ઢેવાન;' 'સાઠી, ને બુદ્ધિ નાઠી;' 'પાંચ આંગળીએ પોંચો સબળો (શોભે).'

જેવી રીતે સંખ્યાવાચક શબ્દોના સંબંધમાં ઉપર કહેવામાં આવ્યું છે, તેજ પ્રમાણે નામવાચક, વિશેષણવાચક, ઇત્યાદિ શબ્દો પણ કહેવતોમાં વપરાયલા જોવામાં આવેછે. જેમકે, 'છગન મગન તો સોનાના, ને પારકાં છોકરાં ગારાનાં' આ કહેવતમાં 'છગન મગન'જ કેમ વાપર્યા અથવા 'સોનાના' કેમ કહ્યા તેનું ખાસ

કારણ આપી શકાય તેમ નથી. પરન્તુ કેટલેક પ્રસંગે અમુક નામના માણસો થઈ ગયલા હોયછે, તે ઉપરથી કહેવત પડેલી હોયછે, એટલે ત્યાં તે નામ વાપરવામાં વિશેષ અર્થ સમાયલો હોયછેઃ 'શિવરામ ગાર્દી, જ્યાં જાય ત્યાં એક મહિનો ને બાર દી;' 'વાતમાં ને વાતમાં લલ્લુભાઇએ ભરૂચ ગુમાવ્યું;' 'મહુવા મહાલસે અનાવલ બાંકા, જ્યાં દેખું ત્યાં શાપુરજી કાકા' ઇત્યાદિ.

ઉપર કહેવત સંબંધી જે ટુંકામાં વિવેચન કીધુંછે તે ઉપરથી સ્હેજ જણાશે કે આ વિષય ભાષા સાહિત્યમાં કેટલો બધો અગત્યનો છે. તેનો ઉપયોગ સાધારણ અને સર્વમાન્ય છે. ભાષા તેમજ તે ભાષા બોલનારા લોક વિશે જ્ઞાન મેળવવામાં તે ભાષાની કહેવતોનું જ્ઞાન હોવું જરૂરનું છે. લેખકો તથા વક્તાઓનાં લખાણ અને ભાષણ કહેવતના યોગ્ય ઉપયોગથી રસમય, છટાદાર અને ચિત્તવેધક બનેછે. સાધારણ રીતે કહેવતથી વાંચકવર્ગને આનંદ સાથે જ્ઞાન મળેછે. આવાં કારણોને લીધે ગુજરાતી ભાષાની કહેવતોના એક મોટા સંગ્રહની અવશ્યક્તા સ્પષ્ટ રીતે જણાયછે.

---

# ગુજરાતી કહેવતો.

અંકુશ વગરનો હાથી ?
અંગ વિના ડંખ ન લાગે,—અંગ વિના ડાંગ નહીં.
અંગુઠા પ્રમાણે રાવણુ.
અંગ્રેજની ટોપી, જેમ ફેરવીએ તેમ સીધી.
અંડળનું આયપદ, ને ગજબનો વરો.
અંતે ધર્મોજય, પાપોક્ષય ( ખે ).
અંધા આગળ આરસી, ને બહેરા આગળ ગાન.
અંધાકી જોરૂ, ઓર ખુદાકી રખવાળી.

અંધાને અંધો કહે, વરવાં ( કડવાં ) લાગે વેણ;
ધીરે ધીરે ( પેરે પેરે ) પૂછીએ, શાથી ખોયાં નેણ ?
અંધાને અંધો ન કહીએ, કડવું લાગે વેણ;
ધીરે રહીને પૂછીએ, શાને ખોયાં નેણ ?

અંધામેં કાના રાવત.
અંધારાની ખાધી ( મારી ) એ.
અંધારીઆમાં ચોરનું બળ.
અંધારીઆમાં માનતા કરેલી કાંઈ વળે નહીં ( કબૂલ ન થાય ).
અંધારી રાત, ને કાળા બળદીઆ.
અંધારી રાત, ને મગ ( અડદ, બળદ ) કાળા.
અંધારી રાતે બોરસદ નાહું.
અંધારે અક્કલ વહેંચી છે.
અંધારે ખાય, તેનો બિલાડીનો અવતાર આવે.
અંધારે ખાય, પણ કંઈ કોળીઓ નાકમાં જાય ?
અંધારે ખાય, પણ કંઈ કોળીઓ નાકમાં ન જાય.

અંધારે ગોળ ખાધો તોએ ગળ્યો, ને અજવાળે પણ ગળ્યો.
અંધારે પણ કોળીઓ મ્હોંમાંજ ( મ્હોંએ ) જાય.
અંધારે પણ ગોળ ગળ્યો લાગે.
અંધારે બાંગ ( દેવી ).
આંધી પીસે, ને કુત્તા ખાય.
અંધેકી આગે રોના, અપની આંખ ખોના.
અંધેકી જોરૂ, ખુદા રખેવાળ ( રખવાળા ).
અંધેકી ટોળી દે દાતાર.
અંધેકુ આરસી, ને મૂગેકુ પારસી.
અંધેકુ કોઈ દોરો બે રામ.
અંધે મુલ્લાં, ને ફૂટી મસ્જીદ.
અંધેરી નગરી, ગંડુ રાજા, બાર કોહળાં, ને તેર દરવાજા
( લાગા ).
અંધેરી નગરી, ચોપટ રાજા, ટકે શેર ભાજી ને ટકે શેર ખાજા.
અંધેરી નગરી, ને ગંડુરાજા, ટકે શેર ભાજી ને ટકે શેર ખાજા.
અંધેરી નગરી, ને ચોપટ રાજા.
અંબાડીએ બેસીને છાણાં વિણાય નહીં.
અકર્મી ધણી બૈયરપર શૂરો.
અકર્મી નિશાળીઆને વતરણાં ઘણાં.
અકર્મીની મા મરે, ને સકર્મીની સાસુ મરે.
અકર્મીને વળી બુ ધણી.
અકર્મીનો દડિયો ( પડિયો ) કાણો.
અકર્મી પુતર ઉલામણે મોઘો.
અકારૂં માણસ મરે નહીં.
અક્કડ પૂછે ફક્કડને, તીનું બાત ઘડી, ઘણ ( ધાણ ) એરણ ને
સાણસી, તીનમાં પહેલી કોણ ઘડી ?
અક્કલ અંધારે વહેંચાઈ છે.

અક્કલના દુશ્મન બેવકુફ.
અક્કલનો ઓથમીર, મંગાવી ભાજી, તો લઈગયો કોથમીર.
અક્કલનો ઓથમીર, મંગાવ્યાં મરચાં, તો લાવ્યો કોથમીર.
અક્કલ પણ ફોમ નહીં, ફોમ અક્કલસેં જાદા;
ચાર રોટી ચૌદે મણ આટા, ને કુત્તા લેકર ભાગા.
અક્કલ બડી કે ભેંસ? તોકે સબસેં બડા દરવાજા(પારા, ઝાંપા).
અક્કલ વેચાતી મળતી હોય, તો કોઈ મૂર્ખ ન રહે.
અક્કલ વેચીને ચણા ખાધા.
અક્કલસેં અલ્લા પીછાનો.
અખણ ગયા, દખણ ગયા, પણ લખણ નહીં ગયાં.
અખત્તર ડાહ્યાએ ડહાપણ કર્યું, હિંગના કુલ્લામાં ઘી ભર્યું.
અખાંતર ડાહ્યાએ ડહાપણ કર્યું, ને હિંગની કુંડીમાં ઘી ભર્યું.
અખો એટલો ભખો.
અગમ બુધિયો વાણિયો, પચ્છમ બુધિયો બ્રહ્મ;
તરક વગરનો ( તરત બુદ્ધિ ) તરકડો, મુક્કી મારે ધમ.
અગસ્ત્યઋષિના વાયદા.
અગીઆરસ કરે, તેને હરીવાસન નડે.
અગીઆરસને ત્યાં બારસ પરોણો.
અગ્નિ આગળ ઘી ઓગળ્યા વિના રહે નહીં.
અગ્નિને ઉધઈ અડતી નથી.
અગ્નિમાં ઘી હોમવું ?
અગ્નિમાં ઘૃત હોમવું ?
અગ્નિમાં નાખ્યું હાથ ન આવે.
અગ્નિમાં હાથ ઘાલવો ?
અગ્રે અગ્રે વિપ્ર, જટાળો તે જોગીનો ભાગ, ને વચ્ચેનું કંદ,
તે આરોગે નંદ.
અઘતાની પાસે બેસીએ, પણ રીવતાની પાસે બેસીએ નહીં.
અઘતા વચ્ચે મુડી ઘાલવી ?

અધણે વાલ, ગગણે વાલ, જ્યાં જોઇએ ત્યાં વાલના વાલ.
અધાણો ઉકરડો દેખે.
અધાણો તે ગુ દેખે.
અધીને ઓસારવું, ને થુંકીને ચાટવું ?
અચ્છે દિન પાછે ગયે, ઓર હરસું કિયો ન હેત;
અબ પસ્તાયે કયા હુવે, કે ચીડિયા ખા ગઈ ખેત.
અજગર ભાસે અળસિયું, મરઘું ભાસે મોર;
હરિ રજને પર્વત કરે, પર્વતને રજ તોલ.
અજબ જાઈ, ને કંટોલી હેડે વિઆઈ.
અજબ તેરી કુદરત, અજબ તેરા ખેલ;
છછુંદરકે સિરમેં, ચંબેલીકા તેલ.
અજરો અજરાને ઠેલે, નહીં તો સ્વર્ગમાં લઈ જઈ મેલે.
અજવાળી તોયપણ રાત.
અજવાળી પણ રાત, ને મોળી પણ છાસ.
અજાણતાને ( નો ) દોષ નહીં.
અજાણી અંબા, ને હાંસાની ઘોડી.
અજાણી ચીજ ખાવી નહીં, ને અજાણ્યા માર્ગે જવું નહીં.
અજાણ્યાની બલા દૂર.
અજાણ્યાને દોષ નહીં.
અજાણ્યા માણસને રોટલો આપીએ, પણ ઓટલો ના આપીએ.
અજાણ્યું ને આંધળું બરાબર.
અજાણ્યો ઉપાધ્યો બમણું ઘી હોમે.
અજાણ્યો ઉપાધ્યો બમણો હોમ કરે.
અટક પારસી ( પારેખ ) ની, ને જાત હજામની.
અટક્યા બનિયા સોદા દેવે.
અટાઉનો માલ બટાઉ ( વટાવ ) માં જાય.
અઠ્ઠાવીશ દહાડે ચાંદ જોવો.
અડક પારેખની, ને જાત હજામની.

અડદને ખેતર વાસુ ?
અડધી ઘડીની બેહાઈ, ને આખા દહાડાનું સુખ.
અડધીની સોપારી, ને હીરો દલાલ વેપારી.
અડધી મૂકીને આખીને ન ધાવું.
અડધી મૂકીને આખી લેવા જાય, તે અડધીમાંથી બી જાય.
અડધો બાધો, ને અડધો ખુરદો.
અડધો મૂકીને આખાને વળગવું નહીં.
અડપલો બ્રાહ્મણ હોડી બોળે, ને ભોળો વાણિયો ઓછું તોળે.
અડબોથનો ઉધારો ન હોય.
અડી બીડીની ઢાલ.
અડી વેળાની ઢાલ.

અઢાર તસુની નીચે સળી, છાયા પ્રમાણે બેવડ વળી;
ઉઝડ જોશીએ બાંધી ઘડી, જેટલા આંગળ તેટલી ઘડી.

અઢારે પોશકના સ્વામી.
અણકમાઉને ઉન્હાં પાણી.
અણકસબી હજામને અસ્ત્રા ઘણા.
અણગમતી વહુ, ને ઉબાડ દેવ નામ.
અણદીઠાનું દીઠું, ને મારે મૂળા ( મહુડાં ) ને મીઠું.
અણદીઠી વહુ, ને ઉમાદે નામ.
અણબોલાવી આનક, ને હાથમાં ધરી શાનક.
અણબોલાવ્યું બોલે, તે તંખલાની ( તણખલાને ) તોલે.
અણવરસે ને આફરો.
અણવિચાર્યું બોલે, તે તણખલાંને તોલે.
અણવીંધેલું ( વીંધ્યું ) મોતી નિવડે વખાણ.
અણવીંધ્યો સાંઢ.
અણસમજુ તે આડો કહે.
અણસમજુને આખો ભાગ.
અણસમજુ બ્રાહ્મણ બમણો હોમ કરે.

આણુસમજ્યાં ઢોર, લેવા મોકલી ચીકનકાકડી, ને લઈ આવ્યાં ગાજર બોર.

અણીચૂકી ચીસાંસો.
અણીચૂક્યો સો વરસ જીવે.
અણીથી તે પાણી ( પુણી, કણી ) સુધી.
અણીરદ્દની ઘોડલી.
અતિ ઋણિયાને ઋણ નહીં, ને અતિ દુખિયાને દુઃખ નહીં.

  અતિ ઘણા ( અતિશે ) નહીં બોલનાં, અતિ ઘણા નહીં ચૂપ;
  અતિ ઘણા નહીં બરસના, અતિ ઘણા નહીં ધૂપ.
  અતિ ઘણું નહીં તાણીએ, તાણે તૂટી જાય;
  તૂટ્યા પછી જો સાંધીએ, તો વચમાં ગાંઠ પડી જાય.

અતિ ડાહ્યો, તે અતિ ખરડાય.
અતિ દુઃખ, તે વહેવા સમાન.
અતિ દુખિયાને દુઃખ નહીં, ને અતિ રણિયાને રણ નહીં.
અતિ લોભ, તે પાપનું મૂળ.
અતિ લોભે સર્વ જાય.
અતિ વેપારે દેવાળું, ને અતિ ભક્તિએ છીનાળું.
અતિશય તે વર્જ્જતમ્.
અતિશય સર્વ અસાર.
અતિશે જૂઠું, તે પાપનું મૂળ.
અતિશે તે થોડાને સારૂ.
અતિશે તે નતીશે.
અતિશે તે વર્જ્જતમ્.

  અતિશે ન બોલના, અતિશે ન ચૂપ;
  અતિશે ન બરસના, અતિશે ન ધૂપ.

અતિશે લોભ તે પાપનું મૂળ.
અતિશે વેપારે દેવાળું, અતિશે ભક્તિએ છીનાળું.
અતિશે સર્વત્ર વર્જયેત્.

અતિશે હાર ( આહાર ) મારે, કે ભાર મારે.
અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ.
અથાણું બગડ્યું તેનું વરસ બગડ્યું, ને બૈરી બગડી તેનું ઘર બગડ્યું.
અધમણ કોયલા ને સવામણ રાઈ, તેના ઘણા પિતરાઈ ભાઈ.
અધમણનું તુમડું, ને પોણો મણનું બીજ.
અધમને ભાણે બેસીને ખવાડીએ, પણ મ્હોંને નહીં લગાડીએ.
અધર્મે ઓધરે નહીં, પણ ઉજળું દેખાય.
અધર્મના અઢી દિવસ.
અધવચમાં તરાપો ડુબાડવો ?
અધવસાનું માણસ, ને વીસ વસાનાં લુગડાં.
અધવાયલીમાં અતેરૂં.
અધિકસ્ય અધિકં ફલમ્.
અધીરાનું લેવું નહીં, ને ઉછીનાનું ખાવું નહીં.
અધુરામાં પૂરૂં.
અધુરો ઘડો છલકાય.
આનંદ પૂછે પરમાનંદ, કે લાહિયા કેમ જીવણ, તોકે શેરીએ શેરીએ ભિક્ષાવર્તણ, ને ટુકડે પેટભરણ, એમ લાહિયા જીવણ.
અનના તો તનના.
અનબના ઇંડાં આશાએ પાકે.
અનાજ હોય ત્યારે ભાણાં આવે, ને ખાલી થાય ત્યારે પરોણા આવે.
અનાડી નિશાળીઆને વતરણાં ( વટયણાં ) ઘણાં.
અનાથસ્ય દેવ રક્ષકઃ
અનાથીઉં ને ઉબીડું ?
અનાથ્યાને ગામની ફનવાર.
અનાવાડું ઉજડ.
અનુભવ વગર કાચું.
અન્ન આહારે, ને ઘી વહેવારે.

અન્ન જળ અંધારે લેવું નહીં.
અન્ન તજીને અજમો ફાકવો ?
અન્ન તેનું પુણ્ય, ને રાંધનારીની પોતી ધૂમાડાઃ
અન્ન તેનું પુણ્ય, ને રાંધનારીને ધૂમાડો.
અન્ન તેવા ઓડકાર.
અન્નનું માર્યું નીચું જુએ, ને ડાંગનું માર્યું ઉંચું જુએ.
અન્નનો માર્યો નીચું જુએ, લાકડીનો માર્યો સામું જુએઃ
અન્ન પરાયું, તેથી કંઈ પેટ પરાયું થાય ?
અન્ન પારકું છે, કંઈ પેટ પારકું છે ?
અન્ન મારે, ને અન્ન જીવાડે.
અન્ન મીઠું કરીને ખાવુંઃ
અન્ન સમા પ્રાણ, ને પ્રાણ સમી પ્રીતઃ
અપકારને બદલે ઉપકાર ( ઘટે ).
અપનતો કહેનેકા, કુચ કરનેકા નહીં.
અપના દામ ખોટા, પરખનેહારેકા ક્યા દોષ ?
અપના રખ, પરાયા ચખઃ
અપની રાંધ ખોલે આપહી લાજે મરેઃ
અપને બચ્ચેકુ એસા મારૂં, કે પરોસનકી છાતી ફૂટે.
અપવાસીને ઘેર ઢોકળાં ?
અપવાસીને ત્યાં ઢોકળાંની શી આશા ?
અપાય ઉપાયરહિત નથી.
અપાસરે ઢોકળાં હોય નહીંઃ
અપોશીયો નર ભવેત્ સાધુ, ને કદરૂપી નારી સદા પતિવ્રતા.
અફીણની ખાતી મોઇરે આતો દેખું સોઇરે.
અફીણનો જીવડો અફીણમાં જીવે.
અફીણનો જીવડો ( કીડો ) સાકરમાં ન જીવે.
અફીણ રંગ ભુતિયાં, ગાંજા રંગ સુતિયાં, ને દારૂ રંગ જુતીયાં.
અફીણવાળા ઓલા દોલા, ને ચપટીવાળા ચોરઃ

અફીણીને ઉંઘ નહીં.
અફીણીને ઝાડો થાય નહીં, ને થાય તો જીવે નહીં.
અબા! ઇશાની, વાંસળી વિસારી.
  અબી કહેતાં દિન આઠ, સબી કહેતાં દિન વીસ;
  હોય કાલનો વાયદો, તો જાણે જગદીશ.
અબી બોલ્યા અબી ફોક.
  અબે તબેકા એક રૂપૈયા, અઠે કઠેકા આણા બાર;
  ઇકડુન તિકડુન આને આઠ, ને શો શું આના ચાર.
અભાગ લાગ્યાં, ને અપાસરે ગઈ.
અભાગીઆ નર કોડી ના પાવે.
અભાગ્ય લાગ્યાં, કે અપાસરે ગઈ ( અપવાસ કરાવ્યો ).
અભારો ભૂંડો, તેમાં ઠીકરી સાજી નહીં મળે.
અમથાં છાલાં કૂટે શું થવાનું ?
અમથાભાઈ કરમના આગળા, કે પરણ્યા પહેલાં માંડવા લાગ્યા.
અમદાવાદની શેરી સાંકડી છે.
અમદાવાદ સો અમદાવાદડી, બડા શહેર કોચરબપાલડી,
  અમદાવાદી હરામજાદી, ખંભાતી ખોટારી;
  વડોદરાની ઉંચી નારી, સુરતની બલીહારી.
અમદાવાદી હરામજાદી, સાલ્લો વેચી સુખડી ખાધી.
અમને રાખ્યા તમારા સારૂ, પણ તમે આવશો આહીં, તો અમારામાં નથી કાંઈ.
  અમલી કહે અમલકુ, દો ઘડી બસ કરિયાં;
  સિરકી પઘડી રખો ઘરેણે, મેરી મશ્કરિયાં ?
અમલીના બારે વહાણ ડુબે.
અમારીરે ઇકી કીકી, ને બધાં લખ્ખણ શિખી.
અમાવાસ્યાનું ચાંદરણું.
અમૃત પીતાં કોઈ ધરાય નહીં.
  અમો બ્રાહ્મણને જીવ વહાલો, જમ્યા સાથે કામ;
  આપો અમારી દક્ષણા, કે જઇએ અમારે ગામ.

અરધમાં રામ, ને અરધમાં ગામ.
અરામ ( ઘુસ્સો ) ખાય, તે બેહસ્તમાં જાય.
અરે બાબી ભૂખ લગી, રોટીઆં પકાવ;
દીકરી તો ફૂટ ગઈ, તાલિયાં બજાવ.
અરે રાંડ કાણી, તું ક્યાંઈ ન સમાણી.
અરો, ધરો, ને નાની વહુપર આવીને પડો.
અરો, પરો, ને ડોસીપર પડો.
અર્થં સાધયામિ દેહં પાતયામિ.
અર્થીને દોષ નહીં, ને ગરજને અક્કલ નહીં.
અર્થ સર્યા પછી વૈદ વેરી.
અર્થ સર્યો, ને વૈદ વેરી.
અર્થીને અક્કલ નહીં.
અલાણ્યું ત્યારે પલાણ્યું.
અલેલ ટપ્પુ, ઘેર મુકામ.
અલ્પજ્ઞાન તે અતિ હાણ.
અલ્લા એક બદામ.
અલ્લા ચોરે ઉંટે, ને મિયા ચોરે મૂઠે.
અલ્લાં છોડે, પણ દાઉદ ન છોડે.
અલ્લા જો ડર હોય, તો અસાંજે માળીએ અચ.
અલ્લાના નામપર ડુંગર ચાલે.
અલ્લાને આગુસેં લે લીયા.
અલ્લાને બનાયા જોડા, એક અંધા ઓર દુસરા ખોડા.
અલ્લાને સાટે ( માટે ) મુલ્લાં પરણ્યા.
અલ્લા બેલી, પીર મદદ.
અલ્લા મિયા ને ઉલટા સુના.
અલ્લા યાર હે, તો બેડા પાર હે.
અલ્લારી રે અલ્લારી! ને જમાઈના ઘરમાં સાસુ ફરે તો જાણે ચોટી અલ્લારી; હસરે હસ, ને દીકરાના ઘરમાં મા ફરે તો જાણે મગરમચ્છ.

અવગુણીઆને ગુણ કરે, તે આટાલુણમાં જાય.
અવલ ઝવેરી, દુમ બજાજ, લાખોકાં લેખાં, કે જ્યાં સરાફ.
અવલ સોચ, પીછે બોલ.
અવસર આવી પદ્મની.
અવસર ચૂક્યા ( વીત્યા ) મેહુલા.
અવસર ચેતે, તે નર ભલો.
અવસરનાં ગીત અવસરે ગવાય.
અવસરે મેહુલા શોભે.
અવાટકિયાને વાટકી મળી, પાણી પીને પેટ ફાટયું.
અવાસ બળી ગયા, ને કોલસા રહી ગયા.
અશક્તિવાન ભવેત્ સાધુ, કુબ્જા નારી પતિવ્રતા.
અશકના માર્યા ગાજરાં ખાય.
અશકનું મૂલ નહીં.
અશકનો માર્યો ઠીકરામાં ખાય.

અશાડ માસમેં દો દિન સારા, આઠમ પૂનમ ઘોર અંધારા;
ભડળી કહે મેં જાણ્યો ભેદ, જીતના બાદલ ઇતના મેઘ.
અશાડ સુદી પંચમી, જો ઝબૂકે વીજ;
નદી નાળાં ભરાઇ જશે, રાખો બળદ ને બીજ ( ધાન્યવેચી ધન કરો, રાખો ).

અસલી નાખ્યાં ધસડી, ને આયલ ( આજ કાલનું, નવું ) ને પહેરાવે છાયલ.
અસાંસ્તીએ છોકરો જણ્યો, તોકે નાર (નાળ) કાપું કે પુછડું.
અસુ ( વસુ ) વગરના પશુ.
અસોદો રળે, ને ખસોદો ખાય.
અહાર તેવો ઓડકાર.
અહાર તેવો ભાર; ને રાંધનારીને ધૂમાડો.
અહિંસા પરમો ધર્મ.

આળસિયાનો સાપ રાફડામાં શું સમજે ?
આંખ આડા કાન.
આંખ કાણી કરવી, પણ દિશ કાણી ન કરવી.
આંખ કાણી કરવી, પણ દેશ કાણા નહીં કરવા.
આંખ ખાય, ને મ્હોં લજવાય.
આંખ છે કે મહુડાં ?

આંખડલી તો સૌ કોઈ આંજે, ને આંજ્યા આંજ્યામાં વહેરો;
જેનો નાવલીઓ મૂરખો, તેનો શરણગાર બધો બહેરો;

આંખડી મીચાઇ, ને નગરી લૂટાઇ.
આંખની ગરજ ભાંભેર સારવાની છે ?
આંખની દીકી તે ખરી.
આંખની શરમ.
આંખનું કણું, ને પગનો કાંટો.
આંખનું કામ કાંઇ ભવાંથી થશે ?
આંખ ને કાન વચ્ચે ચાર આંગળનો ફેર છે.
આંખને ઠેકાણે કંઇ ભવાં આવે ?
આંખને ઠેકાણે ભાંભેર આવતી હોય, તો આંખને કોઇ પૂછે નહીં.
આંખને નહીં ગમે, તે મ્હોંને શું ગમે.
આંખને ના ગમે, તે મ્હોંને કેમ ગમે.
આંખને ભાવે, તે મ્હોંને ભાવે.
આંખને સુખ તો કલેજાને ટંડક.
આંખનો આંધળો, તે હૈયાનો ફૂટો.
આંખનો આંધળો, પણ ગાંઠે પૂરો.
આંખ ફૂટનારી ( ફૂટનાર ), ને ઝોકો લાગ્યો ( લાગનાર ).
આંખ ફૂટી, ત્યારે પાંપણને શું કરીએ.
આંખ ફૂટે, ત્યાં પાંપણને કયાં રડીએ ?
આંખ બળે, ત્યાં ભાંભેરને શું ભૂસે ?
આંખ બે, ને જોવું દહાડી ( દરરોજ ).

આંખમાં એક રજ સમાય, તો હિસાબમાં એક પાઇ સમાય.
આંખમાં પાણી, મ્હોમાં પાદ, એ ખાધાનો શો સ્વાદ.
આંખ મીચી તો સદા અંધારૂં.
આંખ મીચીને અંધારૂં કરે ( તે ન થાય ).
આંખ સમાન તેજ નહીં, ને પેટ સમાન ફળ નહીં.
આંખ હોય તો બધી પાંખ.
આંખુ આડા કાન.
આંખે આંખે લડાવે, ને કાને કાને સમજાવે.
આંખે આંધળો, પણ ગાંઠે પૂરો.
આંખો કેઅંધે, નામ શેખ રોશન.
આંખો મીચીએ તો સદા અંધારૂં.
આંગણે ઉભવાની આશા નહીં, ને ઉન્હાં પાણી મૂકો.
આંગણેઃ કૂવો, ને વહુ ઉછાંછળી.
આંગ વગર ડાંગ કોઇને નહીં વાગે.
આંગ વગરની ડાંગ નહીં, ને પેટ વગરની ઠેસ નહીં.
આંગ વિના ડાંગ લાગે નહીં.
આંગળી આપતાં પ્હોંચે વળગે.
આંગળી આપે તો પ્હોંચો ગળે.
આંગળીઓનો ધરમ.
આંગળી ઘેંસ, ને વ્હેલે બેશ.
આંગળી ચાટે પેટ ન ભરાય.
આંગળીથી નખ વેગળા એટલા ( તે ) વેગળા.
આંગળી દેખાડીએ તો પ્હોંચાને વળગે.
આંગળી દેતાં પ્હોંચો ખાય.
આંગળી બતાવ્યાનું પણ પુણ્ય છે.
આંગળું સૂઝીને થાંભલું નહીં થાય.
આંગળી સૂઝીને થાંભલો ન થાય.
આંગળી સૂણી થાંભલો થાય?

આંગળે લેતાં, લંકાં લૂટાય.
આંજણીઓ કણબી.ને આખલો બરાબર.
આંજા કરતાં ગાંજા ભારી, ને દેશ કરતાં કોસંબો ભારી.
આંજી ખમાય, પણ દેખી ન ખમાય.
આંજી સહેવાય, પણ ફૂટી નહીં સહેવાય.
આંજ્યું ગાંજ્યું ને રમત ભાંજ્યું.
આંત ભારી, સો શીશ ભારી.
આંધળા આગળ આરસી, ને બહેરા આગળ પારસી.
આંધળા આગળ આરસી, ને બહેરા આગળ શંખ.
આંધળા આગળ આરસી, બહેરા આગળ ગીત.
મૂર્ખ આગળ જ્ઞાનકથા, એ ત્રણેની એકજ રીત.
આંધળા આગળ દીવો ધરવો.
આંધળા આગળ રોઇ, ને પોતાની આંખો ખોઇ.
આંધળા આગળ શણગાર ?
આંધળા ખરચતું અંતકાળે સરવાયું.
આંધળા ગામમાં કાણો રાજીઓ.
આંધળા ચોરે ચાંદરણું દીઠું.
આંધળા તું બ્હાર કર, તો પાંગળા તું પગ ધર.
આંધળાના ગામમાં કાણો રાજા.
આંધળાના પૈસા કુતરા ખાય, ને પાપીનો માલ અકારત જાય.
આંધળાના હાથમાં આરસો.
આંધળાના હાથમાં આરસી ને બધીરને શંખ.
આંધળાની આગળ રોઇ, પોતાની આંખ ખોઇ.
આંધળાની એક આંખ
આંધળાની ગાય ને અલ્લાનાં રખોપા.
આંધળાની મા, ને અલ્લા રખવાળો.
આંધળાની હાર ?
આંધળાનું છીનાળું, ને ઘરસુધી વળાવું.

આંધળાને આંખ કરવી.
આંધળાને આરસી.
 આંધળાને આંધળો ન કહીએ, ને કાણાને કહીએ કેમ
 એરે પેરે વાત પૂછીએ, તારાં નેણ ગયાં તે કેમ.
આંધળાને પથારી પાથરતાં વહાણું વાય, તો સૂવે ક્યારે.
આંધળાને હૈયાફુટા મળે (મળ્યા).
આંધળામાં કાણો રાજીઓ.
આંધળાં લૂલાં સંપે નીભે.
આંધળા સસરાની લાજ કાઢે, તે શા લેખે?
આંધળા સાથે છીનાળું કરવું, ને ઘેર મૂકવા જવું.
આંધળા સાથે છીનાળું, ઝાંપા સુધી વળાણું.
આંધળી આંખ, ઉંઘી તો શું ને જાગી તો શું.
આંધળી આંખને રડે, ને દેખતી દીકરા માગે.
આંધળીએ ચાંદરણું દીઠું, ને જોતાં જોતાં પેટ ફુટ્યું.
આંધળી ( આંધળો ) ગાય કે દળે.
આંધળી ગાય, ને બહેરી બજાવે.
આંધળી ઘોડી, ને પોચા ચણા.
આંધળી દળે, ને કૂતરાં ચાટે.
આંધળી બેહેડાં ફોડે.
આંધળી ભેંસે પાડું ગળ્યું.
આંધળી ભેંસે મોડીયું દીઠું (ઉકરડો દીઠો ).
આંધળી ભેંસે મોઢવું ( મોહવડું, કુંધલું )દીઠું ( ભાળ્યું ).
આંધળી વગર ચાલે નહીં, ને આંધળી વગર વહાણું વાય નહીં.
આંધળી સાથે છીનાળું કરવું, ને ઘર લગી વળાવા જવું.
આંધળે બહેરું કૂટાય.
આંધળે વણ્યું, ને પાડે ગળ્યું.
આંધળો આંખને શું કરવા રૂવે ?
આંધળો આંધળાનું કૂટે, ને બહેરો સરાયું લઇ ઉઠે.
આંધળો ઉકરડે હલવા બેસે, ત્યારે તેના મનમાં કે કોઇ
 જોતું જ નથી.

આંધળો એકવાર ઠોકરાય, આખો દહાડો નહીં ઠોકરાય.
આંધળો કહે જે આગ લાગી, ને બહેરો કહે જે ઢોલ વાગ્યાં.
આંધળો કહે જે ભીંત, ને બહેરો કહે જે મસીદ.
આંધળો કહે ભાઇ ચોર આવ્યા, તો નાગો કહે મને લૂટી જશે ( લેશે ).
આંધળો કહે ભીંત, ને બહેરો કહે મસીદ.
આંધળો કયાં અફળાય? તોકે ભીંતે.
આંધળો ગામ લૂટે.
આંધળો ગુરૂ, ને બહેરો ચેલો.
આંધળો છીનાળવો પોતાનું ઘર મારે.
આંધળો ને અજાણ્યો બરાબર.
આંધળો દળે, કે ગાય.
આંધળો દળે, ને કૂતરો ચાટે ( વાછરડો ખાય. )
આંધળો ભીંતે આથડાય, ત્યારે સૂઝે.
આંધળો ભીંતે અફળાય, ત્યારે શિખે.
આંધળો મુલ્લાં, ને તૂટી મસીદ.
આંધળો રળે, ને વાછરડો ચગરે.
આંધળો વાડ ભરે, ત્યારે પાંગળો દીવો ધરે.
આંધળો સસરો ને સણગટ વહુ.
આંબલીથી પડ્યા, ને ઠેર થયા.
આંબલી વાવીએ તો આંબલીજ થાય, અંદર કાંઇ કેરી થાય નહીં.
આંબાગાળો, ને પૈસા ટાળો.
આંબાટાણે ચાંચ પાકી.
આંબાની કાઠી, ને રાંધનારી નાઠી.
આંબાની ખોટ મહુડામાં.
આંબાની ખોટ મહુડામાં પૂરવી.
આંબાની ગરજ આમલીથી ન સરે.

આંબાંની ડાળે લ્હેર ઝૂલે, ને ખાખરનાં પાંતરાં વાએ ઉડે.
આંબાનું બી ગોટલો, ને છીનાળવાનો ચોટલો.
આંબાનું બી ગોટલો, ને બહારલટીનો ચોટલો.
આંબાને ઈંટ ( ઈંટાળો ) મારે, તોપણ ફળ આપે.
આંબાને પથ્થર મારે કેરી ન પડે.
આંબુ લેતાં જાંબુ ગયું.
આંબુ લેતાં જાંબુ ગયું, હવેલી લેતાં ગુજરાત ખોઇ, ને કડી લેતાં પાટણ પરવાર્યું.
આંબુ લેતાં જાંબુ જાય, ને કડી લેતાં પાટણ પરવાર્યું.
આંબે મોર કલાલે લેખાં, છેલ્લે સરવાળે કંઇ નહીં દેખાં.
આંબે મોર, કલાલે લેખાં, જાતે દહાડે કંઇ ન દેખાં.
આંબોકી કમાઇ, લીંબોમે ગુંમાઇ.
આંબો ફળે, તો નીચો નમે.
આઈતાં પર કોઇતું.
આઇ ઘેલી, બાઇ ઘેલી, ને ઘેલો ઘરનો તારો;
ઘેલો ધણી પરણી આવ્યો, તો ભવનો ગયો રોરો.
આઇજી મરે ઉભી હોળી, ને વહુજી ખાય ખીરને પોળી.
આઇજી મરે ને સાલ્લા તરે, વહુજીના પેટમાં ભુસકા પડે કે રખે સાસુ પાછાં ફરે.
આઇજીનાં સીકોરાં, ને બાઇજીને કાજ.
આઇનાં તેવાં બાઇનાં.
આઇની ધનઇ, ને નાહસરી કમઇ.
આઇની પાંતી આરો.
આઇને કોઇ આણુતલ (લેનાર) નહીં, ને આપાને કોઇ પણુતલ નહીં.
આઇને નહીં લાગે, ને દાઈને લાગે.
આઇને માન કે ચાઇને માન ?

આઈ બલા ને પકડ ગલા, ફિસ્સે ભાગના દૂર બલા.
આઇ મને કોહીમાંથી કઢાડો.
આઇ રડે આટાને, ને ધી રડે ધાતાને.
આઇ વહાલી કે ખાઇ?
આક ધંધણુ, ને જીવતુમા, છોરૂ બાપ હળ્યાં;
છાપરૂં ગળે ને નાર કભારજા, એ પાંચે પાપ મળ્યાં.
આકરા દેવની ઉતાવળી પૂજા.
આકા ડોકાની ગાલ્લી ( જેને ગમે તે ચલાવે ).
આકાશને કંઇ ટેકો છે?
આકીન બડા કે પીર (દેવ)?
આકીન બડી કે ભેંસ?
આકૃતિઃ ગુણાન્ કથયતિ.
આખર બેઠો હાથી છે
આખલાને મન ગાય પૂજ્ય છે?
આખલો વકર્યો ઉકરડો ઉછાળે.
આખાનો આટો, ને ભાગાનો ભૂકો.
આખી રાત દળીને કુલડીમાં વાળ્યું ( કાટલીમાં ઓસાર્યું ).
આખી રાત રડી, ને ઉંધી પાયલી દળી.
આખી રાત રોઇ, ત્યારે એક ડોશી મોઇ.
આખી રાત દોઈ, ને ઢાંકણીમાં ઉધાર્યું.
આખુનજી લકડી તોડસો? તોકે વો કાફરકા કામ; આખુનજી ખીચડી ખાશો? તોકે વો બિસમિલ્લા.
આખું કોળું શાકમાં.
આખું કોળું શાક ન થાય, વાસીદે સાંગેલું જાય?
આખું કોળું શાકમાં નહીં ગલવાય.
આખો દહાડો નાગો, ને જમતી વખત વાગો.
આખો દહાડો નાગો ફરે, ને નહાતી વખત પડદો કરે (ફછોટે ભીડે )

આખો લાડવો કંઈ એકદમ ખવાય?
આખો લાડવો એકદમ ન ખવાય.
આખો લાડવો મ્હોમાં ન પેસે.
આગમ ખાધે કોઠી ખાલી.
આગ ખાય તેને ઇંગાર ઓકવા પડે.
આગ લગાડી તાપણું કરવું ?
આગ લાગે ત્યાં સીંચાણો આગળ હોય.
આગ લાગે ત્યારે કૂવો ખોદવા જાય.
આગલી અચ્છી, પીછલી ખરાબ.
આગલી દુભણુ સારી; પણ પાછલી દુભણુ માઠી.
આગલે બારણે વહોરા, ને પાછલે બારણે ભૈયા.
આગળ અગવાડું; ને પાછળ પછવાડું.
આગળ ઓઢે, ધુમટો તાણે, તેનાં લક્ષણ કોઇ ન જાણે.
આગળ જઇને પાછળ પડવું ?
આગળ દોડ ને પાછળ ચોડ ( ખોડ, ફોડ ).
આગળ પાછળ મોગરો, ને વચ્ચે છાણનો પોદળો ?
આગળ બુદ્ધિ વાણિયો, પચ્છમ બુદ્ધિ બ્રહ્મ; તરત બુદ્ધિ તરકડો કે મુક્કી મારે ધમ ( ગોદો મેલે ધમ ).
આગળ બેઠે ધરાંળ નહીં, ને પાછળ બેઠે ઉલાળ નહીં.
આગળ બેઠે ભાર નહીં, ને પાછળ બેઠે ઉલાળ નહીં.
આગાની દાઢી, ને વાળવાની સાવરણી.
આગીઆ ઉડચા, ને કાદવ સૂકયા.
આગુસે ગાંડ ધોઇ, પીછુસે અધા.
આગુસે મ્હો ધોયા, પીછુસે ગાંડ ધોઇ.
આગુસે લાતાં, પીછુસે બાતાં.
આગુસે લીખના, પીછુસે દેના, ઉસમેસે ઘટે, તો મેરેસે લેના.
આગુસે લીખના, પીછુસે દેના, ઉસમે ચુક પડે, તો મુજે પુછના.
આગે આગે ગોરખ જાગે ( ગુરૂજી જાગે ).
આગે લાત, ને પીછે બાત.

આધા રહ્યાં હેત વધે.
આચાર પણ વિચાર નહીં.
આચારે વડા, ને વિચારે ઢેડા ( દક્ષણીને માટે ).
આછાં પહેરે લૂગડાં, રાંડો સાથે જાય;
દળનારીના દીકરા, ને નામ ગુલાબરાય.
આજકાલનો જોગી, ને ગાંડ ( ઘુંટણ–ઢીચણ ) જેટલી ( સમી ) જટા.
આજકાલનો બાવો, ને પગ સુધી જટા.
આજ કોઇની તો કાલ આપણી.
આ જગતના એવા ડાહ્યા, કથા સાંભળવા જાય;
ભાંડ ભવાઇનું ભૂંગળું વાગે, ત્યાંપણ જોવા ધાય.
આજ તો એવા, ને કાલ તો જેવા ને તેવા.
આજની ઘડી, ને કાલનો દહાડો.
આજનું કામ કાલ પર નહીં રાખવું.
આજે નેમ, ને કરશું કેમ.
આજ ભલાની દુનિયા છે ?
આજ ભલાની દુનિયા નથી.
આજ મારે, તો કાલ તારે.
આજ સારો હુકમ ચાલે, ને માને ગુલામ;
જેમ બાજીગરનાં વાંદરાં, કરેછે સલામ.
આ જહાન તો મીઠી, તે જહાન કોણે દીઠી.
આજે ઘરમાં ને કાલે બહાર.
આજે સૌ પૈસાનું છે.
આજે હસે, ને કાલે રડે.
આટલું ત્યારે તેટલું, ને ઘાંયજો ખાસે કેટલું.
આટા ઢીલા, ને બંદા માના ? ( માનકારીગર ).
આટા તોલ કે ખીચડી ( ઠીકરી ) જલતીહે.
આટામાં લુણ કેટલું ?
આટામાં લુણ, લુણમાં કંઇ આટો ?

આટામાં લુણ સમાય, પણ લુણમાં આટો ન સમાય.

આટોકુટો ને ધીધડો, છોટા કેશી નાર.
વગર ટીલાનો વિપ્ર મળે, તો નિશ્ચે જીવનો કાળ.

આટો ખાવો ને વળી ભસવું?
આટો દળાયો નથી તેટલાં રોટલી માગે.
આટો ને આવરદા (સરકારમાં લડતાં જોઇએ).
આટો વેચીને ગાજર ( ગાજરાં ) ખાધાં.
આઠ રૂપીઆનો મહેતો, ને એંશી લાખનો શેઠીઓ.
આઠ વાર, ને નવ તહેવાર.
આઠે ઉઠે ઓટલો.
આડત અને અધીરાઇ બેને ન બને.
આડતને અધીર કેવી ?
આડી પહરાઇ ને ઉભી સોય.
આડી રાત તેની કરીએ નહીં વાત !
આડી રાત તેની શી વાત.
આડી શેરીની ધરમાં ઉડે ને બહાર નીકળી મૂછો મરડે.
આડે લાકડે આડો વેહેર ( વ્હે ).
આડો રહીને મૂતર પીએ, પણ સીધો રહીને દૂધ ન પીએ.

આણંદ પૂછે પરમાણંદ, માણસે માણસે ફેર;
એક નાણું ખરચે ન મળે, એક ત્રાંબિયાના તેર.

આણંદે માધવા, ને ગંગા બેઠી રાંધવા.
આણું કરવા ગયો, ને વહુ ભૂલી આવ્યો.
આતવાર ને તાતો વાર.

આતા દિન સાતા ઉધા દિન બીસ;
તુમી ઝાઝી ટકટક કરાલ, તર દુસરે હોઇલ દિન તીસ.
આતા દિન સાતા, ઉધા દિન બીસા;
ગાયકવાડકી નોકરી, કબ છોડે જુગદીશા.

આતા બોલે, ને આતા ફોક.
આતે ( લે ) તારી છાલી ( ચુડી ) ને હું તો મારે ચાલી.

આતો લખે, ને છજ્જે ભોંસે ( ભુસે ).

આત્મ દયાની આગરા, જારે બીકાનેર;
રાગદ્વેશ ગુજરાતમાં, નંદક જેસલમેર.

આથમતાને કોઇ ન માને, મુસલમાન માને.
આથમ્યા પછી અસૂર નહીં, ને લૂટયા પછી ભો નહીં.
આથમ્યા પછી અસુર શો, ને લૂટાયા પછી ભો શો ?
આદમજી ગયા, ને ગધેડો વસાવી લાવ્યા.
આદમજી ભેંસ નહીં લાવ્યા, બરા પાપ લાવ્યા.
આદર્યા અધૂરા રહે, પરમેશ્વર કરે તે હોય ( હર કરે સોહોય ).

આદ વેર બ્રાહ્મણ ને જતિ, આદ વેર વેશ્યાને સતી.
આદવેર ધંઠી, ને ધહું, આદવેર સાસુ ને વહુ.
આદવેર સુથાર ને લાકડું, આદવેર દરજી ને કાપડું.

આદાની સુંઠ કરવી.
આદાનો વેપાર ( તેમાં નફો શો ? )
આદું ખાઇને પૂઠે લાગવું.
આ દુનિયા ક્ષણભંગુર છે.
આ દેશની અવળી સૂઝ, સોનું પહેરે ને પિત્તળ પૂજ.
આધી જાર મિયા ભાઇકી.
આધી રોટી ખાઇંગે ( પાઇંગે ), ને બકરીઆં ચરાઇંગે.
આન ફસે, ભાઇ આન ફસે.
આનંદં પરમં સુખમ્.
આપ આપકી સંભાળીઓ ( સંભાલીઓ ), મેં મેરી ફોડતા હું.
આપ આપકે તાનમે, ગધ્ધા બી ગુલતાન (મસ્તાન).
આપ એવો જગ.
આપકી લાપસી, ઓર પરાઇકી કુસકી.
આપકી સો લાપસી, પરાઇ સો કુસકી
આપઘેર દીકરી, ને પરઘેર વહુ.
આપ છતાય, કંઈ જગ છતાય ?
આપણા કાન આપણે હાથે નહીં વીંધાય.

આપણી કોરી ખોટી, ત્યારે પારેખનો શું વાંક કાઢવો ?
આપણી ચટઇ ભલી, પાદશાહની સેજ માહી.
આપણી તે જગુડી, ને પારકી તે બપુડી.
આપણી દીકરી પારકે ઘેર વહુ.
આપણી લાપસી ને પારકી કુસકી.
આપણી સૂઝ ને જીવને પૂછ, પારકી સૂઝ ને બજારમાં જઈ પૂછ.
આપણું તે હાં હાં, ને બીજાનું તે હીં હીં.
આપણું બાળ્યું, ને પારકું સમાર્યું ( સંભાળ્યું ) બરાબર.
આપતાં અપાય, ને લેતાં લેવાય.
આપ તેવી જગ.
આપ તેવો નાચ ( આપીએ તેવો ).
આપતો ગાજે, ને લેતો લાજે.
આપત મિત્રપરીક્ષા.
આપથી ઉતરતી સગા બાપ ઉપર.
આપ ફજીઅત, દીગર નસીહત.
આપ બુદ્ધિએ જેજેકાર, ને પરબુદ્ધિ એપલ્લેકાર.
આપ ભલે ( ભલાતો ) જગ ભલા.
આપ મુઆવિના સ્વર્ગે ન જવાય.
આપ મુએ પીછુ ડુબ ગઇ દુનિયા.
આપ લીખે ઓર ખુદા બાંચે.
આપવા લેવાનાં કાટલાં જૂદાં.
આપ વીતી કે પરવીતી ?
આપ વીતી સર્વ જાણે, પર વીતી કોઇ ન જાણે.
આપશે તે પામશે.
આપ સમાન બળનહીં, ને મેઘ સમાન જળ નહીં.
આપસમે ફુટે, કબુ કાહુકો ભલો ન હોત.
આપસી તે લાપસી, પરાઇસી તે કુસકી.

આપ સુખી, જગત ( જગ, સબ ) સુખી.
આપસેં આયા સો આને દો.
આ પાર કે પેલે પાર.
આપીને ફરી માગે, તેની અક્કલ જાય ( આગે ).
આપીને માગે તે વેરી ( દુશ્મન ).
આપી મત ને દીધી શિખામણ ( થોડીજ વારની ).
આપી મતને દીધી શિખામણ કેટલી ઘડી ?
આપે ચડવા ને દેખડાવે ગોળા.
આપે તેને દીકરા આપે, ને ખુંચી લે તેના મૂળગા લે.
આપે તેને રામ ( પરમેશ્વર ).
આપે તેનો પાડ.
આપે તે સુંવાળો, ને બીજો કાખનો મુવાળો.
આપે ત્યારે ઓટલે, ને લે ત્યારે આંગણે.
આપે ત્યારે કોઇ નહીં જાણે, ને માગે ત્યારે સૌકોઇ જાણે.
આપ્યા કરતાં પણ દયા અધિક.
આપ્યાં ધર્મે, ને ખાગ્યાં કર્મે.
આપ્યું કર્યું જેકલ્યાણ, ફરી માગે તે મુસલમાન.
આપ્યું દાન લીધું દાન, પેલે અવતારે મુસલમાન.
આપ્યું ને તાપ્યું ( કંઈ ) એશી રહેતું નથી.
આપ્યું ને તાપ્યું પહોંચતું નથી ( પહોંચે નહીં ).
આપ્યું ભાડે, તે જાય ધાડે.
આપ્યું રણ સોહામણું.
આપ્યું વાણિયે, ને ખાધું પ્રાણીએ.
આખુ લેતાં જાંબુ જાય.

આભ ગાભ ને વર્ષાકાળ, સ્રીચરિત્ર ને રોતાં બાળ,
એની પરીક્ષા જેકોઇ કરે, તેને ઘેર સહદેવ જોશી પાણી
ભરે.

આભ ગાભ વર્ષાકાળ, ને હસતી સ્રી ને રોતાં બાળ; ગાડાં

ફસકસે ને ઘોડાં ગભગભે, એવું નિશ્ચે જે કહે તેને ઘેર
સહદેવ જોશી પાણી ભરે.

આભ ગાભ ને વંહા કાળ, સ્ત્રીચરિત્ર ને રોતાં બાળ;
તેજી ઘોડા ખપખપ કરે, ને સેજ્જા જોશી પાણી ભરે.

આભડયું અભડાવે, ને વટલ્યું વટલાવે.
આભને અણી નહીં, ને વેશ્યાને ધણી નહીં.
આભને કંઈ થાંભલા નથી ( દેવાય? ).
આભ ફાટે તેને ગાભ કેટલું ?
આભ ફાટે ત્યાં થિંગળાં કયાં દે ?
આભ ફાટે ત્યાં થિંગળું કેમ દેવાય ?
આભ ફાટયું ત્યાં થિગળાં નકામાં.

આભમંડળમાં વીજળી, ને વનમંડળમા મોર;
ઘરમંડળમાં સ્ત્રી, ને મુખમંડળમાં તંબોળ.

આ ભવ મીઠો, તો પર ભવ કોણે દીઠો.
આભે આપ્યાં, ને ધરતીએ ઝીલ્યાં.
આમણની પુંજી ( દામણમાં ) ધામણમાં.
આગલીથી પડયા ને ઠેર થયા.
આમલી રોપોને આમ ખાવાની આશા ખોટી.
આમલી વેચતાં તુંબલી ગઇ, બાઇજી આ વાંકડિયાં ફળ
શાનાં તે ?
આમ સુવો કે આમ સુવો, પણ ગાંડ તો ખાટલા વચ્ચેની
વચ્ચે.
આમે લાખ તોકે સવા લાખ.
આમો ખરચ ને આમો ખરચ, કર પોર્યા કહી.
આયતી પુંજીએ ( આયતા ધને ) અસ્વારી.
આય તેની વાય.
આયુષ્ય કંઇ સૂતરનો તાગડો, ( તાંતણો, તાર, દોરો ) નથી
જે તોડી નાખીએ.

આયુષ્ય, વિત્ત, ને ઘરછિદ્ર જાહેર કરવાં નહીં.
આર ખાય, ને પાડોશી દંડાય.
આરતીઉં ને આંધળું બરોબર.
આરતી ઉતારૂં ને મંગળ ગાઉં, તને આપું ત્યારે હું શું ખાઉં.
આરતી પારતી મંગળ ગાઉં, દેવને ચઢાવું ત્યારે હું શું ખાઉં.
આરૂદ્રા ગાજે ત્રીશદિન ભાંજે, માસે વરસે મેહ;
એવું બોલે ભડળી, કે પુષ્ય ને છેહ.
આરે આવ્યું વહાણ બુડ્યું.
આ રાંપીનો ઘા છે? કોણ કહેછે.
આ લે તારી છાલી, ને હું તો મારે ચાલી.
આલો નહીં ને માલો.
આવકથી ખર્ચ મોટો, તેનો સદા થાયછે તોટો.
આવ કહે સો ઓલીઆ, બેઠો કહે સો પીર;
જીસ ઘર આદર નહીં, ઉસકા કાટો સીર.
આવ કુહાડા મારા પગપર પડ.
આવડે તેટલું બોલીએ નહીં, ને ભાવે તેટલું જમીએ નહીં.
આવડે તેને માન ઘણાં, ને દમડીનાં પાન ઘણાં.
આવડે નહીં, ઉકલે નહીં, ને બાપા મને કેળું.
આવડે નહીં ધેંસ, ને રાંધવા પેસ.
આવતાના ઓલબાલા, ને જતાનાં મ્હો કાળાં.
આવતી ધાડે કંઇ વિખ ખવાય?
આવતી ધાડે વખ કેમ ખવાય?
આવતી લક્ષ્મી ને લાત મારવી? ( નહીં ).
આવતી વહુ, ને બેસનો રાજા, વખાણીએ ( વખાણાયા )
તો વખણાય ( વખાણાયા ).
આવતો લાભ ખાઇ જવો.
આવતો હાકેમ, ને જતો ગિરાશિયો.

આવ નહીં આદર નહીં, નહીં નેનુમે નેહ;
એ ઘર કબૂ ન જાઇએ, કંચન વરસે મેહ.

આવ બલા પકડ ગલા, એ બલાસેં ભાગના ભલા.

આવભાવ આદર ઘણો, હે નેનુમે નેહ;
એ ઘર સબ દિન જાઇએ, પથ્થર વરસે મેહ.

આવ મારી કાણી, તું કંઇએ ન સમાણી;
નેવે આવ્યાં પાણી, તોએ ન તણાણી.

આવ મિયા જાવ મિયા ઘરબાર તુમેરા, ઘરકી ખાઓ ખીચડી મીજબાન હમેરા.

આવરદાએ ઉપાય.

આવરદાનો ઉધારો, પણ રંડાપો તો રોકડો.

આવરે પથ્થર પગ રગડ ( પગપર પડ ).

આવરે ભાઇ હરખા, આપણે બન્ને સરખા.

આવરે મારા હરખા, તું ને હું બે સરખા.

આવરે મારી કાણી, તું કેથાં ન સમાણી.

આવરે મારી હરખી, હું ને તું બે સરખી.

આવરે લોલ ને જારે લોલ.

આવવાની ચાર દિશા, ને જવાની ( બાર ) બારેવાટ.

આવશે ઘડી, ત્યારે કાઢશે મેલી.

આવશે દહાડો, તો થશે નિવાડો.

આવશે મારો બાવનવીર, ને રાણીનાં છોડાવશે ચીર.

આવશે વરની બહેન, તે જશે આંસુ ઝુરી;
આવશે વહુની બહેન, તે જશે સાડી પહેરી.

આવશે વરો, ત્યારે ભાંગશે બરો.

આવશે વહુ, ત્યારે જાણશે સહુ.

આવી ઘાટડીએ, ને જાય દાટડીએ.

આવીતી ઘાટડીએ, ને જશે દાટડીએ.

આવી તે લખમી, ને ગયું તે પાપ.

આવી તે લક્ષ્મી, ને ગઈ તે બલા.

આવીરે હાથિયાની એર, ને ભાંગ્યાંરે બાજરીનાં પેર.
આવી હોળી, ને પરવાર્યા કોળી.
આવે ઘોડાને વેગે, ને જાય કીડીને વેગે. ( રોગ )
આવે જાય, કે સરભાર થાય.
આવે તે ભાવે જાય.
આવે નો હુંડી, ને જાગતો મુંડી.
આવે ત્યારે ગદ્દગદ્દ, નીકર ( નહીંકર ) સોસો.
આવે ત્યારે ગદ્દગદીઆં, ને જાય ત્યારે સાંસાં.
આવે પહેલો, તો જમે વહેલો.
આવે વગમાં, તો મારીએ પગમાં.

આવે વહુનો ભાઇ, તે પેસે ઘરમાં ધાઇ;
આવે વરનો ભાઇ, ને ઉભો નેવાં સાહી.
આવે વહુનો ભાઇ, ને પેસે ઘરમાં ધાઇ;
આવે ભાઇ નો ભાઇ, ઉભો રહે ટોલ્લો સાહી.
આવો કહેતાં ઉભો રહે, ને વાત કીધી તો બેસે;
ભાટ બ્રાહ્મણનું લાકડું, આગુંપેસાડ્યું પેસે.

આવો જાઓ ઘર તુમેરા, ગાંઠકી ખીચડી મીજબાન હમેરા.
આવો જાઓ, ને પીઓ પાણી, ને વગર પૈસે ઇજ્જત આણી.
આવો ભાઇ હરખા, ને ( તોકે ) આપણે બે સરખા.

આવો મારા ઇંધણચોરી, તમે લાવ્યા વેગણ ચોરી;
હું લાવી તેલની પળી, તમને દેખી ઉભી બળી.
આવો મારા ઇંધણચોરી, તમે લાવ્યા વેગણ ચોરી;
ઘરમાં નથી તેલની પળી, તમને દેખી ઉભી બળી.

આવો મિયા શેખ, તોકે તને મારૂં મેખ.
આવો મિયા શેખ, તો લાત મારૂંગા દેખ.
આવોરે લોકો, ને મેલોરે ( મૂકોરે ) પોકો.
આવ્યાં પખિયાં ( શ્રાદ્ધપક્ષ ), ને બ્રાહ્મણ થયા સખિયા ( સુખીઆ ).

આવ્યાં મળવા, ને બેસાડયાં દળવા.
આવ્યા શેઠ, તો કે નાખો વખારમાં.
આવ્યું આટલે, ને ઘાલ્યું ( કાઢયુ )કાટલે.
આવ્યું ખમાય, ગયું નહીં (ન) ખમાય.
આવ્યું તે જવાને.
આવ્યો આજો પડવો ને બ્રાહ્મણ બેઠા રડવા.
આવ્યો છે કોડે, પણ જશે માથે ઓડે.
આવ્યો બી નાગો, ને જશે બી નાગો, કર ખૂબી તો પહેરશે સવાગો.

આશકકા ઘર નાશક, ને રંડીકા ઘર પુના;
જીસકુ ના મીલે ઉન્ને, માલેગામ ધુળીએકુ જાના.

આશક ન જાણે જાત કજાત, ભૂખ ન જાણે લૂખો ભાત.
આશકા બાપ, નિરાશકી મા, હોતેકી બહેન, નહોતેકા દોસ્ત, પેસા ગાંઠ ને જોરૂ સાથ.
આશરવાદનો ઉધારો શો ?
આશા અમર છે.
આશા ઉમરની, ને ઘડી સોનાની.

આશાડ માસે દોદિન સારા, આઠમ ચૌદસ ઘોર અંધારા;
ભડળી કહે મે પાયા ભેદ, જીત્તા બાદલ ઇત્તામેઘ.

આશાડ સુદી પંચમી, જો ઝબૂકે વીજ;
નદીનાળાં ભરાઇ જશે, રાખો બળદને બીજ.

આશા તો ઘણી હતી, પણ દીકરો તો દીકરો.
આસરા વગર કંઇ સાસરે નહીં જવાય.
આસા ઉસી ને ખોદ્દા ખુશી.
આસાજીની ખેતી, સોએ લીધી ને સાઠે વેચી.
આસાના કરમમાં આડું, ને જ્યાં જાય ત્યાં ખાતરનું ગાડું.

આસાપાસા ને મૃગજળ, ઠગ ઠાકોર કલાલ;
ઇતના ન થાય આપણા, સર્પ સ્ત્રી સોનાર.

આશો ને મેઘ ન્હાસો ( ન્હાશે ).

આસ્તા વેચ્યા, બારતા વેચ્યા, ને સોળસેં વેપાર કીધા;
ફરગમાં શાંગી કાટલી, તે આખર પરવાળાં લીધાં.
(વીંધ્યાં).

આસ્તા (તાસ્તા) વેચ્યા, બાસ્તા વેચ્યા, વેપાર સઘળા કીધા;
અન્ન પાણી ક્યારે મળ્યાં, કે ખાંધે કુહાડા લીધા.

આહાર તેને બાર.

આહાર તેને બાર. ને રાંધનારી ને ધૂમાડા.

આહાર તેવો ( એવો ) ઓરકાડ.

આહાર, વહેવાર ને નિદ્રા. વધારી વધે ને ઘટાડી ઘટે.

આળસ એટલું જાન, ને વ્યસન એટલો વટાળ.

આળસુ ઘેર પધાર્યા ગંગ.

આળસ દરિદ્રતાનું મૂળ છે.

આળસુનાં ઢોર ફોશીએ ( ફુસીએ ) વાળ્યાં.

આળસુનાં ઢોર ફોસી વાળે.

આળસુનું ગામ ફોસી મારી જાય.

આળસુને કહ્યું કે પાંચ્છેરી લાવ, તો કે લે મારું માથું.

આળસુને ઘેર ગંગા.

ઇંટનું ઘર મરોડી કરવું ?

ઇંટ પલળે, પણ પથ્થર ન પલળે.

ઇંટાં ઘટગઇ, ને રોડે બધ ગઇ.

ઇંટાળાના દેવ ને ધંતુરાના પાત્રી ( ખાસડાંની પૂજા ).

ઇંદ્રવાયણાનાં ફળ દેખવાનાં ( દેખનેકા ચખનેકા નહીં ).

ઇંદ્રવાયણું ઉપર ભલ, ભીતર લ્હાળા હોય.

ઇજાર પહેરે, તે પીશાબની જગ્યા રાખીને.

ઇડરે પંચ રત્નાનિ, પાણી પાપાણ પાંદડાં;
ચતુર્થં ગાળીદાનં, પંચમં વસ્ત્ર લોચનમ્.

ઇતરને ઘર તીતર આવ્યું, તો કહે બહાર બાંધું કે ભીતર.
ઇત્તર કે ઘર તીત્તર, બાહેર બાંધે કે ભિત્તર.
ઇત્તરને ઘેર તીતર આવ્યું તોકે ઘેર બાંધું કે બહાર.
ઇદને દહાડે જીવતો રહે, તો મોહરમને દહાડે મારામારી કરે:
ઇદનાં ભજીઆં.
ઇદ પછી રોજા.
ઇદર તદબીર કરતી હું, ઇદર તગદીર હસતીહે.
ઇદર મત આઇઓરે ભાઈ, ઓઝલકી બીબીઆં ઘાસ કાટતીહે.
ઇનમીન ને સાડેતીન, આધા રહ્યા સો લીયા છીન, ફીર
તીનકે તીન.
ઇનસાનનું ટુંકારે મોત ( ઇનસાનનું મોત ટુંકારે ).
ઇનસાફ આંધળો છે.
ઇનસાફને કાંઈ હાથપગ નથી.
ઇનસાફ લૂલો છે, જેમ ફેરવે તેમ ફરે.
ઇનસાફ લૂલો ન હોય.
ઇન્દ્રિ જીતી તેણે સર્વ જીત્યું.
ઇલમ તેને શું વિલંબ.
ઇશક આંધળો છે.
ઇશકનાં માર્યા ગાજરાં ( ખાય ).
ઇશકનું મૂલ નહીં.

ઇશક, ફસક, મુસક, ફાંસી, ઝેર અને મદ્યપાન;
એતો છુપ્યાં નહીં રહે, પ્રગટ થાય નિદાન.
ઇશક, મુસક, ઓર ખુન્નસ, ખાંસી, ઓર પીવે મધુપાન;
ઇતને છુપાવે ના છુપે, પ્રગટ હોવે નિદાન.

ઇશ્કીને ઉધાર મળવું જોઇએ.
ઇશ્વર જે કરે તે સારાને.
ઇશ્વરની લાકડીને ( નો ) કંઇ અવાજ છે?
ઇશ્વર મોત માથે લેતો નથી.

ઈદદિન કબ આયગે, કે મિયાકે પાઉંમે જુતીઆં.
ઈસ ભોજન પર દ્વાદશ ટીલાં ?

ઈસોગયો તો ઉપલેટે, સખીરાં કહે જાગતીતી;
ઈદારામાં કથરોટ આપી, એ દાઢી માગતીતી.

ઉંઘ, આળસ, ને આહાર વધાર્યાં વધે, ને ઘટાડયાં ઘટે.
ઉંઘ ઉકરડે આવે, ને ભૂખે ભડકી ભાવે.

ઉંઘ કહે બગાસાંને, જા બગાસાં તું;
તારૂં કહ્યું નહીં માને, તો ઢોળી પાડીશ હું.

ઉંઘ ગઇ ને ઉજાગરો આવ્યો, ભૂખ ગઇ ને ભોજન આવ્યું.
ઉંઘટીઓ ને જુગટીઓ સાચું ન બોલે.
ઉંઘતાનો પાડો, ને જાગતાની પાડી.
ઉંઘતા સિંહને જગાડવો ? ( એ ઠીક નહીં )
ઉંઘતી બિલાડીથી ઉંદર ન પકડાય.
ઉંઘતો વહુ, ને જુંકતો દીવો.
ઉંઘતો બોલે, પણ જાગતો ન બોલે.
ઉંઘતો હારે, ને જાગતો જીતે.
ઉંઘ ન ગણે સાથરો.
ઉંઘ ન જુએ ઉકરડો, ને ભૂખ ન જુએ ભઇડકું.
ઉંઘ ન જુએ ઉખાણું, ને ભૂખ ન જુએ લુખું.

ઉંઘ ન જુએ તૂટીખાટ, ઇશક ન જુએ જાત કજાત;
ભૂખ ન જુએ એઠોભાત, પ્યાસ ન જુએ ધોબી ઘાટ.

ઉંઘ ન જુએ પાથરો, ને ભૂખ ન જુએ ખાખરો.
ઉંઘ ન જુએ સાથરો, ને ભૂખ ન જુએ ભાખરો.
ઉંઘ ને આહાર વધાર્યાં વધે, ને ઘટાડયાં ઘટે.
ઉંઘ ને પાણી નીચે ઉતરે.
ઉંઘ વેચીને ઉજાગરો લીધો ( કરવો ).
ઉંઘાયલું ને મુએલું બરાબર.
ઉંચકે વા ને ઠેલે પાણી.

ઉંચ મુચ ને ભુસ.

ઉંચા જોયો બળદીઓ, નીચા જોઇ નાર;
એકલશૂરો વાણિયો, એ ત્રણેનું મ્હો બાળ.
ઉંચા જોયો બળદીઓ, નીચા જોઇનાર;
એકલ હટ્ટો ( પેટો, વાયો ) વાણિયો, એત્રણેને ગરદન માર.

ઉંચી દુકાન, ઓર ફીકાં પકવાન.

ઉંચી પહેરે પહનેવાર, ને ઠીંગણી પહેરે તરેહવાર.

ઉંચીપોળ, મદનકા ઝાંપા, બ્હેન ભૂંડી ને ભાઇ બાંકા.

ઉચું જુવે બળદીઓ, નીચું જુવે નાર;
અસુરો આવે પ્રાણલો ( પરોણો ), એ ત્રણેનાં મ્હો બાળ.

ઉંચે આભ, ને નીચે ધરતી.

ઉંચેથી પડી ઠેઠ.

ઉંચેથી પડયા, ને ટપ મુઆ.

ઉંટકી દાઢમે જીરા, ને ઉંટ કહે કે ધીરા.

ઉંટ ગાંગરતાં પલાણ.

ઉંટડાં કયી તરેહ બેસસે (તેની કોને ખબર ? )

ઉંટ તોળાય, ત્યાં ગધેડાં ધડે જાય.

ઉંટનાં અઢારે વાંકાં, એક સાંધે ને તેર તૂટે.

ઉંટના કરમમાં ઝાંખરાં.

ઉંટના કામમાં ઝાંખરાં ન રહે.

ઉંટના મ્હો આગળ ( ઝાંખરાં ) જીરૂં.

ઉંટના રોગને સોયનો ડામ નહીં ચાલે.

ઉંટની ગાંડમાં હરડે ( શું જણાય ? )

ઉંટની દાઢમાં જીરાનો વઘાર.

ઉંટનું મ્હો માળવા ( મારવાડ ) બણી.

ઉંટ ને ઉકરડે ચઢયું.

ઉંટને ઢેકે પાણી.

ઉંટને મ્હોડે ( મ્હોને ) ઝાંખરાં.

ઉંટને મોવાદ ( મ્હોવાસો ) હોયકે ?
ઉંટને મ્હોવાસો ન આવે.
ઉંટ ને વળી ઉકરડો ચઢ્યો.
ઉંટને શિંગ જોઈને નથી આપ્યાં.
ઉંટને શિંગડાં ?
ઉંટને શિંગડાં ખુદાએ જોઇનેજ નથી આપ્યાં.
ઉંટનો જામો, ને ચલ્લીનો ચણિયો.
ઉંટ પાડાને હળ્યું, ને પાડો પરદેશી.
ઉંટ બ્રાહ્મણ ને વાંદરાં ( છુપાં રહે નહીં ).
ઉંટ બ્રાહ્મણ ને વાંદરૂં ( માંકડું ) અણપેસાડયું પેસે.
ઉંટ મરે, ત્યારે માળવા ( મારવાડ ) સામું જુએ (ભણી મુખ રાખે ).

ઉંટ મરે, ને મ્હો માળવા ભણી.
ઉંટ મુવું, તો સરકારનું.
ઉંટ મેલે આંકડો, ને બકરી મેલે કાંકરો.
ઉંટ લાંબું, તો પુંછ ટુંકું.
ઉંટ લૂલું થાય, ને ગધેડો ડામ ખાય.
ઉંટ વૈદું કરવું નહીં.
ઉંટ હતું ને ઉકરડે ચઢયું.
ઉંટે કર્યા ઢેકા, તો માણસે કર્યા કાઢડા.
ઉંટે ચઢી ઉંઘવું, ને સંભારી નામું લખવું.
ઉંટૈયાનાં અરાડે વાંકાં.
ઉંડા પાણીમાં ઉતરવું નહીં.
ઉંડા પાણીમાં તરવું.
ઉંડા પાણીમાં પેશીએ શીદ કે બુડી મરીએ,
ઉંડો કૂવો, ને ફાટેલી બોખ.
ઉંદર કોતરે, ભોરીંગ ભોગવે.
ઉંદર ખોદે, ને ભોરીંગ ભોગવે.

ઉંદર દરમાં નહીં માય, ને પછવાડે ખુવારડી ( ઝાડુ ) ધાય.
ઉંદરના મ્હોમાંથી હાથીદાંતની શી આશા રખાય ?
ઉંદરનું મરવું, ને બિલાડીનું હસવું.
ઉંદરને ઉચાળો નહીં, ગાંડીને ગવાળો નહીં;
નાગર બચ્ચો કાળો નહીં, બ્રાહ્મણને ઘેર પાળો નહીં.
ઉંદરને ઉચાળો શું ?
ઉંદરને હળદનો ગાંઠીઓ મળ્યો, ત્યારે ગાંધીની દુકાન માંડી.
ઉંદરનો જાન જાય, ને બિલાડીને હસવું થાય.
ઉંદર બિલાડીને સલાહ થાય, તો ઘરધણીને ઘડીએ સુખ ન થાય.
ઉંદર બિલાડીનો મેળ.
ઉંદર મારીને મીનીબાઇ પાટ બેઠાં.
ઉંધમતિયાને અક્કલ થોડી, ભેંસ વેચીને લીધી ઘોડી.
ઉંધા અસ્ત્રા બંધાવવા.
ઉંધી ઇંટનો ચણનાર ( કડીઓ ).
ઉંધે ઘડે પાણી ?
ઉંબર નહીં જોયો, તેણે ડુંગર જોયો.
ઉંબરમાંથી નીકળ્યો, ને હૈડામાંથી નીસર્યો.
ઉંહુંતું ઓસડ નહીં.
ઉકરડા ઉપર ફુલ ?
ઉકરડાની ચહડતી, ને આખો સચાયો રળતી.
ઉકરડાને વધતાં વાર ન લાગે.
ઉકરડા પર છાશ ઢોળવી.
ઉકરડા પર ( માં ) સાંઢ મૂતર્યા.
ઉકરડીને વધતાં વાર શી ?
ઉકરડે પડયું પણ રત્ન.
ઉકરડો ને દીકરી, એને વધતાં વાર શી ? ( ન લાગે ).
ઉગતા ઝાડનું પાંદડું ચીકણું.

ઉગતાને સૌ કોઇ નમે, આથમતાને કોઇ નહીં.
ઉગતાને સૌ માને.
ઉગતો સૂરજ સૌ કોઈ નમે.
ઉગે તે આથમે, ને જન્મે તે મરે.
ઉગ્યું તે આથમે, ફુલ્યું તે કરમાય.
ઉગ્યો તે આથમવાનો, ખીલ્યું તે કરમાવાનું;
ચઢ્યો તે પડવાનો, ને જન્મ્યું તે મરવાનું.
ઉજાડે બારણે ધાડ પડે નહીં, ને વસ્તી વગરના રાજ્યપર ચઢાઇ થાય નહીં.
ઉછળી ઘોડા ( ગુડા ) ન ભાંગો.
ઉછાળી ટાંટિયા ન ભાંગો.
ઉછાળીને પગ ભાંજવો ?
ઉછી જાય લુછી.
ઉછીતાની મા મોઇ.
ઉછીદીઆ દીકરા ઓશ ઓશ.
ઉજળા વાજળા ગોકળી કહાન, ઘરમાં તારે મંગળ ભગવાન,
ઉજળું એટલું દૂધ નહીં.
ઉજળે ડાઘ બેસે
ઉજળે લુગડે ડાઘ બેસે.
ઉજળે લુગડે વહેવારીઓ.
ઉજ્જડ ખેડાં ફરી વસે, નિર્ધનીઆ ધન હોય;
પણ ગયા ન જોબન બાવરા, ને મુઆ ન જીવે કોય.
ઉજ્જડ ખેડાં ફીર બસે, નિર્ધનીઆ ધન હોય;
ગયા ન જોબન સાંપડે, મુઆ ન જીતા હોય.
ઉજ્જડ ખેડે વાગે ઢોલ.
ઉજ્જડ ગામના રૂપીઆ ભરવા.
ઉજ્જડ ગામની જમે.
ઉજ્જડ ગામમાં એરંડો રૂખ ( પ્રધાન ).

ઉજ્જમનો ઉકરડો.

ઉઠ કહેતાં ઉઠે ને બેસ કહેતાં બેસે, એવા દીકરા મા કાંકજ જણે.

ઉઠ કાકા, ત્રણ તારા ને બે મારા.

ઉઠ પહાણા પગ પર પડ ( રગડ ).

ઉઠ મામા, ત્રણ તારા ને બે મારા.

ઉઠ રતશી બગશી આવ્યા, ઢાલ ઢોલ ને કર સજાંઈ, જ્યાં પોહોડે મારા બગશીભાઇ.

ઉઠરે ડોસી કર રે દીવો, તારૂં નામ જાનકી ને મારૂં નામ જીવો.

ઉઠરે વહુ વિસામો ખા, હું કાંતું તું દળવા જા.

ઉઠ વહુ વિસામો ખા, હું કાંતું તું દળવા જા; ઉઠો સાસુજી મ્હોંડાં ના મરડો, હું કાંતું તમો કોરડા ભરડો.

ઉઠ લગણા ખમણે હાથ.

ઉઠે વિચારે વિવાહ ન મળે.

ઉઠો બાઇજી લીપો, ને બે બામણ ત્યાં ત્રીજો છીપો;
આટલું ત્યાં તેટલું, ને એક હજામ જમે ત્યાં કેટલું.
( ને ઘાંચજો ખાશે કેટલું ).

ઉઠયા દેવ, ને ન જોયું ( ન ગણ્યું )ચોમાસુ.

ઉઠયો ભાટ, ને લીધી વાટ.

ઉઠયા ભાટ, ને લાગે બારે વાટ.

ઉડતો પહાણો પગ પર લેવો નહીં.

ઉડતો વા વાત લઇ જાય.

ઉતરતા અમલ, ને મરતક નામ.

ઉતરવી નદી, ને સામો મિયા બખુ.

ઉતરાણ આવી ઢુંકડી, ને ગોરાણીને ભાવે સુખડી.

ઉતર્યો અમલ કોડીનો.

ઉતર્યો મહી, ( નદી ) ત્યારે પોંહોંતા સહી.

ઉતર્યું ઘાંટી, ને થયું માટી.

ઉતાવળા સો બાવરા, ઓર ધીરા સો ગંભીર.

ઉતાવળી સાત ફેરા પાછી ફરે.

ઉતાવળે આંબા પાકે નહીં.

ઉતાવળે આંબા ન પાકે, ને હાથેલીમાં ભરત ન થાય.

ઉતાવળો પગ ભાંગે.

ઉતાવળો સો વાર પાછો ફરે.

ઉતુ તુતુ ને ગબરડી.

ઉતોતો લખેસરી, પણ વાહાણું વાયું.

ઉતો ને ઉતી, સોડવાળીને સુતી.

ઉત્તમ ખેતી, મધ્યમ વહાણુ, નફ્ટ ચાકરી, ને ભીખ હરામ.

ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, કનિષ્ઠ ચાકરી, ને નિદાન ભીખ.

ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, કનિષ્ઠ નોકરી, ને ભીખને માથે ભઠ.

ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, નફ્ટ ચાકરી, ને નિદાન ભીખ, એ સર્વેમાંથી કાંઇ નહીં આવડે તો વૈદું શિખ.

ઉત્તમસેં ઉત્તમ મિલે, મિલે નીચસેં નીચ;
પાણીસેં પાણી મિલે, મિલે કીચસેં કીચ.

ઉત્તરાયણ કંઇ ઓછું પર્વ નથી.

ઉદમાતની ઉજાણી, એક ઉછાળે ધૂળ, ને એક ઉછાળે પાણી.

ઉદ્યમ કરો હજાર, નસીબ બીન કોરી ન પાવે.

ઉદ્યોગ વિનાનું નસીબ લૂલું.

ઉધનાની ખોટ કતારગામમાં પૂરવી.

ઉધને જવાનું કહીએ તો કતારગામ જાય.

ઉધાર આપ, ને ખરૂં જોખ.

ઉધાર આંબા ખાટા.

ઉધાર ઘરાકી ને ગાલે હાથ.

ઉધાર તો કહે ઓ, તો કહે ખૂણે બેશી રહો (બેસીને રો);
નગદ તો કહે જી, તો કહે ખા ખીચડી ને ઘી.

ઉધારની માને નગદ પરણે.

ઉધાર ને ઉકરડાને વધતાં વાર શી?

ઉધાર હલવા કરતાં નગદ ટપલો ભલો.
ઉધાર વગર લાભ નહીં, ને મુઆ વગર ડાભ નહીં.
ઉધારે હાથી બંધાય, પણ રોકડે બકરી ન બંધાય.
ઉદ્ધવને લેવું શું, ને માધવને દેવું શું ?
ઉન્હા પાણીએ ઘર બળે ?
ઉન્હા પાણીમાં ઉતરવું ?
ઉન્હાળાના ( ચૈતરવૈશાખના ) તડકા, ને કુંવારી કન્યાના ભડકા.

ઉન્હાળે ઉતેળીઆ, શિયાળે સરક્ષા;
ચોમાસે જાય કાળીવેજી, તે જીવે જેવલ્લા.
ઉન્હાળે જે સવાર ટાળે, ચોમાસામાં સરવડ ગાળે;
શિયાળે જે ભૂખ્યો ખસે, તેની વાટ ના જોશો પછે.
ઉન્હાળે ન ઉંઘ્યો, ચોમાસે ન ચેત્યો;
શિયાળે ન સોસ્યો, તે નર જનમ વગુતો.

ઉન્હી પુણી ને રતનિયો.
ઉન્હું ખાઇએ નહીં, ને હોઠે દાઝીએ નહીં.
ઉન્હું ખાતાં મ્હોડું દાઝયું તે કોને કહે.
ઉન્હું ખાતાં હોઠ દાઝે.
ઉન્હું ખાધું ને મ્હોડે દાઝી.
ઉન્હું ખાય ઉબાળે ( ઉબારે ) સુવે, તેની નાડ વેદ ન જુએ.
ઉન્હું ખાય, ઓઢીને સુવે, તેની નાડ વૈદ ન જુએ.
ઉન્હે પાણીએ આગ ન લાગે.
ઉન્હે પાણીએ ઘર ન બળે. ( કંઈ ઘર બળે ? )
ઉપકાર ઉધાર, ને આવકાર જમે રહેછે.
ઉપકારને બદલે અપકાર કરવો નહીં, પણ અપકારને બદલે ઉપકાર કરવો તે મ્હોટો.
ઉપજ્યું ત્યારે ( ત્યાંથી ) નીપજ્યું.
ઉપયોગથી તન મન પ્રફુલ્લિત રહેછે.
ઉપર અલ્લા, ને હેઠે દલ્લા.

ઉપર ( ઉંચે ) આભ, ને નીચે ધરતી.
ઉપરકી અચ્છી બની, ભીતરકી રામ જાણે.
ઉપરકી તો અચ્છી, પણ ભીતરકી તો રામજી જાણે.
ઉપરકી તો ટાપટીપ, ઓર ભીતરકી તો ખુદા ( રામ ) જાણે.

ઉપર ટીપટાપ, માહે કૂવા;
પરદેશી આવ્યા, ને ડૂબી મુવા.

ઉપરથી ધોળા, ને માંહેથી મેળા.
ઉપરથી પડયા ને ઠે.
ઉપર વાગા, ને માંહે નાગા.
ઉપર હીરા ચકચકે, ને અંદર કીડા કચકચે.
ઉપરૂં ને તળે સુપડું.
ઉભા ઉંટ પર નિસરણી માંડીને ચઢવું?
ઉભા તે બેઠા ને માટે.
ઉભા રહીને દૂધ ના પીએ, પણ ઉંધા રહી ને મૂતર પીએ.
ઉભું કીધું ભાઇ કોદાદાની નાળમાં.
ઉભે ન ઓળખ્યા, તે બેઠે શું ઓળખવાના છે?
ઉભો રજે, તે બેઠા સારૂ.
ઉભો વાણિયો લાખનો, ને પડયો કોડીનો.
ઉભો સાંઠો સોગણુ ભાર ઝીલે.
ઉભો સોટો લાખનો, અને પડયો એટલે કોડીનો પણ નહીં.
ઉમર ( ઉમરેઠ ) ગામના ઉંડા કૂવા, ને દીકરી દે તેના મા-બાપ મુઆં.
ઉમર મૂકી ડુંગર ઉપર ચઢવું.
ઉમરા પરનો દીવો બેઉ બાજુએ પ્રકાશ આપે.
ઉમરૂં ( ઉમર ગામ ) ને મોતીનું ઝુમરૂં.
ઉમરે તે ડુંગરે નહીં.
ઉલટ વના આવે નહીં, ને મન વના ભાવે નહીં.
ઉલટી અલ્લા થાય.
ઉલટી ગંગા ચાલવી.

ઉલટો ચોર કોટવાલને દંડે.
ઉલતું કે ફૂલતું.
ફુલેચે અંધારૂં ન જાય.
ઉસકુ તો દો સીંગ થા.
ઉસરાનું દુસરૂં ( નવનું સાડીતેર ).
ઉસીકે સુએ કે પાંગતે સુએ, પણ ગાંડ વચ્ચેની વચ્ચે.
ઉસો ગવાહી, ને મુસો સાક્ષી.
ઉસો શાખ ને મુસો ગવાહી, ને નહીં બોલે ( જૂઠું બોલે ) તેને માથે ગામની દુવાઇ.
ઉસ્તાદ બેસે પાસ, તો કામ આવે રાસ.
એક અંધા ઓર દુસરા ખોડા, ખુદાને બનાયા દોનુકા જોડા.
એક આંખ આંખમાં નહીં, ને એક દીકરો દીકરામાં નહીં.
એક આજ બે આવતી કાલની બરાબર છે.
એક આપે ગોળી, તો ફરી ન દેખે હોળી.
એક ઉજળે સૌ ઉજળા.
એક એકવીસને ભારે.
એક કરતાં બે ભલા.
એક કરે ને બીજો વારે, તેને ઘાલો જમને દ્વારે.
એક કસર ને સો સફર ( ઘરની કસર ને વહાણની સફર; અથવા–માટીડાની સફર ને બૈરાંની કસર ).
એક કહેવી, ને બે ( દશ ) સાંભળવી.
એક કાંકરે અનેક પક્ષી.
એક કાગડો બીજા કાગડાનો ડોલો ટુંપે.
એક કાજ ને બીજું પગરણ.
એક કામમાં અનેક કાગ.
એક કામમાં બે કાજ.
એક કોઠે એકાવન ઉમેદ.
એક કોદરે કાંઇ કાળ મટે ?
એક કોળીએ લાડુ ન ગળાય.

એક કોહેલી માછલી આખા તળાવને ગંધીલું કરે.
એક કોહેલી માછલીએ આખો ટોપલો ગંધાય.
એક ખતા, દુસરી ખતા, તીસરી ખતા ગાદરબખત્તા.
એક ખસખસનો દાણો, ચાર વખત છડ્યો, ચારભાગ કીધા,
એક ભાગ ખાધો, તેનો કલેજે ડાઘ લાગ્યો, પિયુ આવે ને
પૂછું, અન્ન ખાધેથી કેમ જીવાય ?
એક ગધેડાની બે હાર.
એક ગરીબને ત્યાં બીજો તેવોજ પરોણો.
એક ગામમાં બે નકટા વસે, ખાસડાં પડે ને ખડખડ હસે
( આણીગમ લડે ને પેલીગમ હસે ).
એક ગુન્હો તો ખુદા પણ માફ કરે.
એક ગોટલી, ને સો રોટલી.
એક ઘઉં, તેમાંથી સૌ ( ચોર્યાશી પકવાન થાય ).
એક ઘઉંની કણક, જેમ રાંધે તેમ ખરી.
એક ઘડીની શેખાઇ, ને જન્મારાનું દુઃખ.
એક ઘર તે ઘરમાં નહીં, ને એક દીકરો તે દીકરામાં નહીં.
એક ઘરતો ડાકણ પણ મૂકે ( છોડે ).
એક ઘાએ કૂવો ન ખોદાય ( ખણાય ).
એક છોડકે તીસરેમેં બાહો.
એકજ દરમાં સાપ પણ મુઝાય.
એકજ લાકડીએ સૌને હાંકવું.
એક જાય ઉધને, તો એક જાય કતારગામ.
એક જાલેમે સો સાપ દેખા.
એક જાળામાં સો સાપ.
એક ટકાની મરઘી, ને ચાર આના પીછ કુંપામણ.
એક ઠગ, ને બીજો મહા ઠગ.
એકડા વગરનાં મીડાં ( સો મીડાં ) ખોટાં ( નકામાં ).
એક ડૂબતો બીજાને ડૂબાડે.
એકડે એક ને બગડે બે.

એક ડોશી, ને સો જોશી.

એક તનદુરસ્તી હજાર ન્યામત.

એક તરફ રામ, ને એક ( બીજી ) તરફ ( આખું ) ગામ.

એક તરેહકી રોટી, કયા મોટી ને કયા છોટી.

એક તલમાંથી તેલ કાઢવું'ચ.

એક તવેકી રોટી, કયા છોટી કયા મોટી.

એક તે એક, ને બે તે બારને ભારી પડે.

એક તો હાણી, બીજી હાંસી.

એક થાને ( કરતાં, થી ) બે ભલા.

એક થા રામ, ઔર એક થા રાવન, ઓ લેગયા ઇન્કી જોરૂ,
તો ઉન્ને મારી ઉસ્કી ગામડી; હોરહી રામા રામડી.

એક દમ, ને હજાર ઉમેદ.

એક દરવાજો બંધ થાય, તો ખુદા સો ઉઘાડે.

એક દહાડા ( દિવસ )ની શોભા, ને જન્મારાની ઓભા ( દુગ્ધા ).

એક દહાડો સૌનો છે.

એક દીકરો દીકરામાં લખું ( લેખું ) નહીં, ને એક આંખ આંખમાં લખું ( લેખું ) નહીં.

એક દુઃખ જે પડ્યું ચાંદું, બીજું દુઃખ જે બૈરૂં માંદું;
ત્રીજું દુઃખ પડોશી ચાર, ચોથું દુઃખ જે બારણે ખાર ( ખાડ ).

એક દુઃખ, ને બીજું હસવું.

એક દો ને સાડે તીન, આધા રહ્યા સો લીઆ છીન, બાકી રહ્યા દો કે તીન?

એક ધણી સારૂ ભાત કોણ જાય?

એક નકટો સોને નકટા કરે.

એક નન્નો છત્રીશ રોગ હરે.

એક નન્નો સો દુઃખ ( દોષને ) હણે ( ટાળે ).

એક નર, તેને સો હુન્નર.

એક નાર, તેને હજાર દારૂ ( દવા-ઇલાજ ).
એકની મા તે દેગડે વજડાય, ને સાતની મા તે ટોપલે ઢંકાય.
એકનું ઓસડ બે.

   એકનું ઓસડ બે, ને બેનું ઓસડ બાર;
   મરણીઓ મળે એક, તો બારને કરે પાર.

એકનું મોત બીજાને આવતું હોય ત્યારે જોઇએ શું ?
એક નુર આદમ, હજાર નુર કપડાં.

   એક નુર આદમી, દશ નુર કપડાં;
   હજાર નુર ઘરેણાં, લાખ નુર નખરાં.
   એક નુર આદમી, હજાર નુર કપડાં;
   લાખ નુર જેવર, કરોડ નુર નખરાં.

એક નુર પૈસો, હજાર નુર કપડાં.
એકનેએક દરમાં સાપ પણ મુઝાય.
એકને પાપે વહાણ ( હોડી ) ડૂબે.
એકને પાપે સોની ( આખી) હોડી ડૂબે.
એકને માર પડે, ને બીજો પેરઇઓ ગણે.
એકને વાંસ પડે, બીજો પેરૂઇ ગણે.
એકનો પૈસો, ને એકનો ધરમ.
એક પંથ ઓર દો કાજ.
એક પંથ બે ( દો ) કાજ.
એક પગ દૂધમાં, ને એક પગ દહીંમાં.
એક પથ્થરે બે પક્ષી મારવાં.

   એક પાંત બંબોલકી, દોનો બેઠ કર જાય;
   દોનો મેં જો સંપ હોય, તો તીસરા આ કર સમાય.

એક પાન સોને કોહવડાવે.
એક પીછોડીને છેડે કાણું, ને એક નહીં મળે ને બીજી આણું.
એક પુણી પડતાં ( પડી તેથી ) બાર ગામ ચગદાઇ મુઆં ( ચંપાઇ મુઆં ).
એક પેં ( થી ) બે ભલા.

એક પોર્યો ને એક વહુ, જોવા મળ્યું ગામ સહુ.
એક ભવમાં બે ભવ કરવા ?
એક મંકોડાના દરને તોડી પાડવામાં ( વળી ) હાથીનું યુથ?
એક મગની ( ચણાની ) બે ફાડ.
એક મરણીઓ સોને ભારે ( છે ).
એક મૂર્ખમાંથી સો સો મૂર્ખા થાય.
એક મુલકમાં બે બાદશાહ નહીં સમાય.
એક મુશ્કેલ, સો આસાન.
એક મ્યાનમાં બે તરવાર ન માય ( સમાય, પેસે ).
એક મ્યાન ( મીન )માં બે તલવાર સામે ( માય ) નહીં.
એક રંડા, બે રંડા, ત્રણ તોડે ભરમંડા ( બ્રહ્માંડ ).
   એક રાંડ ઉંચી, તેની કમરે છે કુંચી,
   ને ખપાટીઆને ચકલે ઉભી, ત્યાં રૂની કાણી ટુંપી.
એક રાંડ દુત્તી, ને સોડવાળી સુતી.
એક રાંડ, સો સાંઢ.
   એક રામ ચઢતે ગયું, રાવણકેરૂં રાજ;
   સોળ રામ સાથે ચઢે, માણસ તે શા માત્ર.
એક રામ, તેનાં સહસ્ર નામ.
એક રામે આખી લંકાં લેવાઇ હતી.
એક રામે લંકાં લીધી, તો આઠ ( બાર ) રામ શું ન કરે?
એક લખ્યા, સો બકયા.
એક લખ્યું, તે સો ભખ્યું.
એક લગનમાં સો વિઘન.
એકલ ( એખલ ) દોખલકા અલ્લા બેલી.
એકલ પેટા, સબકા બેટા.
એકલી તળાવડીમાં ( વાડીમાં ) એકલો ધેડ.
એક વખત થુંક નાખી પાછી ન ગળાય.
એક વગર એકડો નહીં, ને સોનાં મીંડાં ખોટાં.
એક વવા ( વિવેક ) વિના સર્વે કાચું.

એક વસાનું માણસ, ને વીસ વસાનું લુગડું.
એક વાંસનાં ઓઇયાં, ને સબ સરીખાં હોઇયાં.
એક વાર ખત્તા, બે વાર ખત્તા, ને ત્રીજી વાર માદરબખત્તા.
એક વાર લખ્યું, ને સો વાર ભખ્યું.
એક વેંતનું માથુંબાનું, સાડ હાથની પાઘડીને છેતરી જાય.
એક સતીને નગર સારા, એક ચંદરને નવ લખ તારા.
એક સગણે કંઇ રાત જાય નહીં.
એક સાસ, હજાર ગ્યાસ.
એક સુંઢને ગાંગડે ( ગાંઠીએ ) ગાંધી ન થવાય.

એક સુખ જે જાતે નર્યા, બીજું સુખ જે ઘેર દીકરા,
ત્રીજું સુખ સકર્મી નાર, ચોથું સુખ કોઠીએ જાર.

એક સ્ત્રી વિફરવે સો નર હેરાન.
એક સ્વપ્ને રાત ગઇ? ( રાત જાય નહીં ).
એકે હજારાં, ને સોએ બચારાં.
એક હાણ, ને બીજું હસવું ( હાસ ).
એક હાથ ઘીમાં, ને એક હાથ ગોળમાં.
એક હાથે તાળી ન પડે. ( તાળી પડે? )
એક હોય બોડી, તો આભ નાખે તોડી.
એકાંત ચીજ બુરી છે.
એકાદશીને ઘેર શિવરાત્રી પરોણી.
એઠી ઉંઘે શું વહાણું વાય?
એ કીડાંને બાધ મારા.
એ કીસકી મુરબ્બી?
એઠને બતાવી ( વટાળી ) ને ઉતાર જેવું થવું.
એઠું ખાય, તે ચોપડને સારૂ.
એઠું ખાય, તે ચોપડ્યાને વાસ્તે ( ચોપડયાની આશાએ, ચોપડયા વળું દું ).
એડી ફુટે, ચાબક તૂટે, ઉપર હલાહલ, તેરે મન ઉતાવળ

હોય તો પાદા હોકે ચલ–મેં તો નહીં ચલુંગીરે પાછલસેં આમિલુંગી.

એત્તા સુત કોન કાંતે મેરી મા.
એતો કટકના અવળા પગ છે.
એતો પોથીમાંનાં રીંગણાં.
એતો મિયાભાઇકા ખેત હે, ખોડી બમનીકા નહીં.
એ દિન કબ આવેગા કે મિયાકા હાથ કાળા, ઓર બીબીકા મ્હોં કાળા.
એના કરડયા કંઇ પાણી માગવાના છે ?
એના પગમાં કુતરાની નળી, ને કાએરની ગળી.
એનોજ બરડો, એનીજ લાકડી.
એનોજ રૂપીઓ, ને એનુંજ ખાસડું.
એ પાણીએ ટોઠા મગ ચડવાના નથી.
એ પાણીએ મગ નવ ચડે, સોમણ બાળો કાષ્ટ.
એ પાણીએ વાલ નહીં ચડે.
એ બાઘ કિન્ને મારા ? એ બાઘ મયને મારા.
એ ભગવાન એનાએ.
એરંડાની લાકડી ઉતરવડ ( ઉતરડ ) જોગ તો હોય.
એરંડામાં શેલડીનો સ્વાદ ચાખવો ?
એરંડો ઉગે ત્યારથી પોલો.
એરણની ચોરી, ને સોયનું દાન.
એલચીનાં હાડકાં, ને ફૂલનાં માંસ.
એલાર ગયો, પેલાર ગયો, ને લેલાર ( નસીબ, કરમ ) તો સાથેનું સાથે.

એલાર ગયો, પેલાર ગયો, ને શિખી આવ્યો કાહાણી;
'વૉટર' કરતાં જાન ગયો, ને ઢોળીઆ હેઠે પાણી.

એ વર કલવો ખાનાર નથી.
એવાં ભાભી ભોળાં નહીં, કે દિયરને ભાત જાય.
એવાતનનું આરણકારણ, ને રંડાપાનું હૈયાધારણ.

એવાતનનો ઉધારો, પણ રંડાપણ તો રોકડું ( ને રંડાપો રોકડો ).

એવી કોણ ભોળી, કે પારકા ધણીપર ચૂડો ભાંજે ?

એવી કોણ ભોળી હોય, કે પારકા ભાયડા પછવાડે ચૂડો ભાંગે.

એવી પ્રભુની લીલા, તે મીંદડી ( બિલાડી ) કાળી ને ડોળા પીળા.

એવી ભોળી કે આપીજાય કુક્ષી, ને લઈ જાય ગોળી.

એવું ઉન્હું શું ખાઇએ કે મ્હોડું દાઝે ?

એવું એવું પણ સિંહનું બચ્ચું.

એવું નસકોરૂં વલ્લું કે ઉંટનાં ઉંટ ચાલ્યાં જાય.

એવું શું કરીએ કે ઉજાગરે સુવું પડે ?

એવું શું રળીએ, કે દીવો માંડીને ( બાર ઢાંકીને ) દળીએ ?

એવું શું સોનું પહેરીએ કે કાન તૂટે ?

એવું સોનું શું કામ પહેરીએ કે કાન તૂટે ?

એવો કોણ ગોકળીઓ ગાંડો હોય, કે દીવાળીને દહાડે ઘેંસ ખાય?

એવો ગોકળીઓ ગાંડો કે દીવાળીને દહાડે ઘેંસ ખાય?

એવો ગોકુળીઓ ગાંડો નથી, કે દીવાળીને દહાડે ઘેંસ સીરાવે.

એશ અશરત ક્યારે, કે શાહુકાર ધીરે ત્યારે;
ધપ્પા ધપ્પી ક્યારે, કે માગનાર માગે ત્યારે.

એશક (ઇશક) નો માર્યો જુતીઆં ખાય ( ઠીખમાં ખાય, ગાજરાં ખાય ).

એશક મશક ફશક ફાંસી, ખૂન ઝેર મધુપાન;
એત્તે છુપાયે છુપે નહીં, પ્રગટ હોય નિદાન.

એશક લગા મેંડકીસેં, તો પદ્મની કયા ચીજ હએ?

એ સંગ કંઇ કાશી નહીં ઉતરે ( જાય ).

એસકી જીવડા બાગમાં, ને તૂટાં ખાસડાં ( ખોળનો કટકો ) કાખમાં.

એસકી જીવડા લાગમે, છૂટાં ખાસડાં કાખમે.

એસકીનો પૈસો ને ઠેસકીની ચાલ, ને કોણને પૈસે કોણ કરે લાડ.

એસા કહે, કે કોઇ ન કહે જૂઠ;
એસી જગા બેઠ, કે કોઈ ન કહે ઉઠ.

એસાને મળ્યા તેસા, દુસરાને મળ્યા નાઇ;
એકને દેખાઈ આરસી, તો એકને તંતની બજાઇ.

એસા બનિયા ભોલા, કે લવેંગમેં પેસા તોલા.

એસા ભક્ત નિકા, કે જમકર બનાવે ટીકા.

એસેકુ મિલા તેસે, તેસેકુ મિલા તાઇ;
એ તીનુ મિલકે, તંતની ( તુનતુની ) બજાઇ.

એસેકુ ગિલા તેસા, તેસેકુ ગિલા તાઇ;
એ તીનો ગિલકે, કયા અચ્છી બાત બનાઇ.

એસે મિયા ઉડાઉ કે દમડીકી સોપારી બાર માસ ચલાવે.

ઐયો વહાલો, ભૈયો વહાલો, ધાડે કોણને મોકલશે.

ઓકી દાતણ જે કરે, નરણે હરડે ખાય;
દૂધે વાળુ જે કરે, તે ઘેર વૈદ્ય ન જાય.

ઓખા ( જી )નો માળીઓ.

ઓગણીસમી વરણ બારડ.

ઓઘા ભેગી ( મળતી ) ઉંડળ.

ઓછા પાણીની માછલી ને લાગી તાલાવેર ( લ ).

ઓછા પાણીનો ઘડો છલકાય.

ઓછી પુંજી ધણીને ખાય.

ઓછું પાત્ર ને અદકું ભણ્યો, વઢકણી વહુએ દીકરો જણ્યો;
માંરકણો સાંઢ ચોમાસું માંલ્યો, ને કડકણા કૂતરાને હડકવા હાલ્યો.

ઓઝા ઓઝી વઢે, ને ગધેડાના કાન ચીંબોળે ( આમળે ).

ઓઝા કરતાં ગધેડી ડાહી.
ઓટલો મારો, ને ઘર તારૂં.
ઓટીમાંનો ( વાળો ) હારે, ને મૂઠીમાંનો જીતે.
ઓડ ઉમરેઠના ઉંડા કૂવા, ને દીકરી આપે ( દે ) તેના બાપલા ( માબાપ ) મુઆ.
ઓણુની કમાઇ, ને ઓણુમાં સમાઇ.
ઓણ મરે સાસુ, પોર આવે આંસુ.
ઓણુ મોઇ ડોસી, ને પોર આવે આંસુ.
ઓદાં, ખોદ્દાં, ને આખલાં ( એ ત્રણે બરાબર, ઝેરીલાં–ઔદીચ્ય, લાકડાં, ને આખલા ).
ઓ દિન કયા ( કહાં ) કે મિયાકે પાઉંમે જુતીઆં.
ઓ દિન કિદર, કે મિયાકે સીર પર.
ઓધવજીના પેટમાં પડી ફાર ( લ ), ને ઝોળી લઇને પડ્યા બહાર.
ઓધવજીનું લ્હેણું નહીં, ને માધવજીનું દેણું નહીં.
ઓધે ઉતર્યું, ને કોહલું મૂતર્યું.
ઓધે જાઉં કે પોળે જાઉં, તોકે મારી ઓધેજ જાઉંની.
ઓધે લાગી ઉદરડી, ને પરીએ લાગો વા, ને ઘણો નહીં ને થોડોબી પણ થા.
ઓધ્યો ઓધપર જાય, તો જાતને ખાપણ થાય.
ઓધ્યો ઓધપર નહીં જાય, તો હરામખુંદનો કહેવાય.
ઓ નહીં ભીંગા ઓ ભીંગા.
ઓરડાનું ધન ઓટલે આવ્યું.
ઓરત મરદ રાજી, તો કયા કરે મિયા કાજી.
ઓરમાઇ ( ઓરમાન ) મા, ને ( તે ) માથાનો ઘા.
ઓરમાણું ને ઓલઘાણું.
ઓરમાન મા, ને બરછીનો ઘા.
ઓરગાયાં, ને વેર વાયાં.
ઓરાની ( વહોરાની ) ચાકરીમાં કંટોલાના કાકા.

ઓરી આવ ને અડકીશ નહીં.
ઓલામાંથી કાઢી ચુલામાં નાંખવું.
ઓલામાંથી નીકળી ને ચુલામાં.
ઓલીની બલા ઢોલી પર.
ઓલે રહીને પોરો ખાય.
ઓલ્યો ને દોલ્યો જો બે મળે સાથ, તો કરે એવી વાત, કે નીઠી જાય રાત.
ઓશીઆળી બિલાડી, ને ઉંદરની લાડી.
ઓશીઆળી બિલાડી ઉંદર પાસ જાય.
ઓશીઆળો અવતાર કામનો નહીં.
ઓસડ ગળ્યું ન હોય.
ઓસડ તે સારાં ( ગળ્યાં ) ક્યાંથી હોય ?
ઓસડ તો કડવાંજ હોય.

ઓસવાલ આદે ભલા, શ્રીમાળીની સાખ;
પ્રગટ મલ પુરવાળ, લેખા ન ગણે લાખ.
ઓસવાલ બચ્ચા, કદી ન બોલે સચ્ચા;
જો બોલે સચ્ચા, તો ઇસકા ગુરૂ કચ્ચા.

ઓસારવું હોય તો ઓસારો, ને ધોળા ધાનની તો બાધા છે.
ઓસીકે સુવો કે પાંગતે સુવો પણ ગાંઠ ( પૂઠ ) વચમાંની વચમાં ( વચ્ચેની વચ્ચે ).
ઓળખાણ, સોનાની ખાણ.
ઓળખીતો પીંજારો બે ફટીલા ઓછા મારે.
ઓળખીતો સિપાઇ દરબાર લઇ જાય.
ઓળખીતો સિપાઈ બે ગોદા ( ધક્કા ) વધારે મારે.
ઓળખીતો સિપાઈ હેડમાં પૂરે.
ઓળખીતો સુતાર બે ટચકા ( એક ટચકો ) વધારે મારે.

ઓળે ઓળે આમલીયો, ને સઇ બેઠો શિવે;
પૂછ તારા પરિયાને, કોઇ પાઘા ( ખાધા ) વિના જીવે ?

કંઇ ન ચાલે, ત્યારે શાકનું હાંડલું ( હાંલ્લું ) અભડાવે.

કંઇ નહીં કરતાં કંઇ ભલું.
કંઇ પાપે પેટ ભરાયછે ?
કંઇ વાપર છેવાયછે ?
કંકર ( નર્મદાના કંકર ) તેટલા શંકર.
  કંકરીઆં છોકરીઆં ખેલે, શેતરંજ ખેલે કાજી;
  ગંજીફા તો સબ કોઇ ખેલે, ચોપટ ખેલે પાજી.
કંકાસ કરતા કુતરા ઘર જતાં લંગડાય.
કંકાસણીને ક્લેશ વહાલા, ને પદ્મણી ( પદ્મની ) ને હાર.
કંકાસથી કૂવાનાં પાણી ખૂટે.
કંકાસથી પડોસીના ઘરનાં બી પાણી ખૂટે.
કંકાસે ગોળીનું પાણી સૂકાય ( પણ ન્હાસે ).
કંકુના ચાંલ્લાની સૌને હોંસ છે, કાજળનાની કોઇને નથી.
કંકુને કન્યા ( ગરીબને માટે ).
કંકુબાઈના કાંત્યામાં કંઇ ગાંઠ ગડફો હોય નહીં.
  કંકોરીમાં કીરા પરા, સાબૂરી સરી ગઇ;
  લોઢું ચુવા ખાઈ ગયા, ને હુરબાઇને બગલા લઈ ગયા.
કંગાળ ગામની લૂટમાં ચરખો બી ગણીમત.
કંચન ને કાન્તા હોય, તો પછી શું જોઇએ ?
કંચન પણ પડ્યું કીચ.
કંચાયા સારા, પણ વંચાયા ખોટા ( માઠા ).
  કંટોલું કહે હું ગોળ ગોળ, મારે દિસે છે કાંટા;
  ગરીબ બચારા શું કરે, કે તાલેવંત ઘણા ખાતા.
કંઠ વિના તે શાનું ગાન.
કંઠ હસે, કંઠમાળ હસે, હું હસું, મારૂં દિલ હસે.
કંથ જોઇ મ્હાલીએ, શેરી જોઇ ચાલીએ.
કંથડજી ક્યાં ગયા ? તો કહે રોઇએ છીએ.
કંથડજી ક્યાં ગયા ? તોકે રોઇએછીએ કેને.
કંથડો એક, ને દેશાવર ઘણા.

કંથડો કુંજર ચઢયો, કનક કડાં દો હથ્થ;
માગ્યાં મુક્તાફળ મળે, ( પણ ) ભિખને માથે ભઠ્ઠ.
કંથા ન કરીશ કાસદું, તેથી ભૂંડો ભાર;
અંગ ન પામે લૂગડું, નાર ન પામે ભરથાર.
કંથા મત કર ( ન કરીશ ) કાસદું, ભૂંડો લેવો ભાર;
તેથી ભૂંડું જાચવું, સૂમને કહેવો દાતાર.

કંથેરમાં કોઇ હાથ ઘાલે નહીં.

કંદોઇની છોડી ખાજાંની ભૂકી દેખી રહીછે.

કઉઓ હંસની ચાલ શિખવા ગયો, તો પોતાની ચાલ ભૂલી ગયો.

કક્કાનામે કેરૂં ન જાણે, ને હું મોટો વિદ્વાન.

કક્કો ભણી કોઇ પંડિત ન થાય.

કચતું મ્હોં કાળું.

કચરે કચરો વધે.

કચરો વાળતા જનમ ગયો, ને ભાઆજી ઉકરડો કયો ?

કચુકાને પીલે તેલ ન નીકળે.

કચેરીમાં કચરો.

કછોલીમાં તુર વાગે, ને હું ઉછળી ઘેર.

કજીઆ કંકાસથી ગોળાતું પાણી પણ નાશ પામે છે.

કજીઆનું મ્હોં કાળું.

કટકની હાંલ્લી કટકમાં ફોડવી.

કટમ કડકણું, ને મોસાળ વઢકણું.

કટમને કટારી.

કટમનો કાકો, ને ફળીઆનો ફૂઓ.

કટમમાં કલેશ, ને પડોશીએ વેર રાખવું નહીં.

કઠામ ગુમડું, ને સસરો વૈદ.

કઠેકાણે ગુમડું, ને સસરો વૈદ.

કડકે કડકે ( ટુકડે ટુકડે ) બિસમિલ્લા.

કડવા ઝાડને ફળ બહુ, અને કમાણસને બોલ બહુ.

કડવાનાં કડવાં, ને મીઠાનાં મીઠાં.
કડવા લીમડાની મીઠી છાય.
કડવા હોય લીમડા, મીઠી હોય છાંય;
બંધવ હોય બોલકણા, તોય પોતાની બાંહ્ય.
કડવું ઓસડ ( ઔષધ ) મા ( વહાલેસરી ) પાય.
કડવું ઓસડ વહાલું હોય તેજ પાય.
કડવે લીમડે કડવો વાસ.
કડવો લીમ, સોમણ સાકર નાખે તોપણ મીઠો ન થાય.
કડા. સબરસેં બડા.
કડીઓ ને કોળ બરાબર.
કડી લેતાં પાટણ ખોયું ( પરવાર્યું ), બકરું કાઢતાં ઉંટ પેઠું.
કડી લેતાં પાટણ પરવાર્યું.
કઢામાંથી ( પેણીમાંથી ) ઉછળીને ચુલામાં પડવું.
કઢી ન ખાધી, ને કઢીગાંની વડી ખાધી.
કણક ને કણબી ગુંધ્યાં ગુણ દે.
કણકમાં પાણી પડ્યું, તે મિથ્યા ન જાય ( થાય ).
કણકી ખાતી ગઇ, ને ચોખા ખાતી આવી.
કણ કોઠારે સનીસર ( શનિશ્ચર ).
કણના મણ થાય.
કણબણ ને કામધેન, દોનું વિયાણી સત;
એકે ધરાનો ભાર ઉપાડયો, બીજે જગત ઓડાયો હાથ.
કણબી કારતકે ડાહ્યો.
કણબી ખેડે ખેતર, ને બ્રાહ્મણ માગે ભીખ;
ને નવાને તે શું કરૂં, મારૂં જુનું હોય તે ઠીક.
કણબીની મતિ કુસે ( કુસ્સે ), ભણે ભણે ને ભૂલે.
કણબીનું મ્હોં કુહાડે ચીર્યું.
કણબી ને કેળું, બન્ને તરફથી કરડાય.
કણબીનો કૂબો, એક જીવતા પર બીજો ઉભો.
કણબીનો કૂબો, એક મર્યો ( મર્યા ) ને બીજો ઉભો.

કણબીનો કૂબો, એક મુઓને બીજો ઉભો.

કણબી પછવાડે કરોડ, ને કણબી કોઇ પછવાડે નહીં;
પણ મૂળમાં મોટી ખોડ, કે ઉંહુંનું ઓસડ નહીં.

કણબી બગડ્યા કૈડવે, ગણીધર બગડ્યા પૈડવે.
કણબી વાંસે કરોડ, કણબી કોઈ વાંસે નહીં.
કણીઆના શ્રાપ ( શાપ )થી કંઈ વરસાદ અટકે ?
કણીઆ સદા રણીઆ, કોઇ દિન પહેરે કાંકણીઆં.
કણીઓ સદા રણીઓ, ને કોઇ કાળે ( દહાડે ) કાંકણીઓ.
કણેકમાં પાણી પડયું તે પડયું.
કણેકમાં પાણી પડયું તે મિથ્યા ન થાય.
કતારગામની છાસ, ને વાવનું ઘાસ.
કથરોટ કુંડાને હસે ( નહીં ), કે તારૂં મ્હોંડું પ્હોળું.
કથા એ તો મિથ્યા, પણ ભમરગીતા કોની દીકરી ?
કથા ત્યાં વાર્તા.
કથા સાંભળીને ફૂટયા કાન, તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન.
કદહાડા ( કવેળા ) નાં કેળાં.
કદહાડે કંકોડાં.
કદી ખતા ન ખાય, જે વિચારી વાણી ઓચરે.
કદી મદી, ને કૂતરો ગયો નદી.
કદી મદી, ને મિયા ચાલ્યા નદી.
કધાનને કેળવીને ખવાય.
કનક આગળ કથીર.
કન, કેળાંની વાહી રે વેવણ, ને સારજ સોનવાડી સુધી ધાઈ રે.
કનસારાના બોતેર પગ, તેમાંથી બે ભાંગ્યા તો કંઇ ખોડી થઇને બેઠી ?
કનૈયા બીન ગાણું નહીં, ને લૂણ બીન ખાતું નહીં.
કન્યા જાણે કચકડો ( કચકડું ), ને વર મોતીનો દાણો.
કન્યાની મા ઉંચી, ને કેડે બાંધી કુંચી.

કન્યા પારકું ધન છે.
કન્યા લે તે લગન.
કપટ તેનું ( ત્યાં ) ચપટ.
કપડું લઇએ જોઇ કાહની, ને બૈરી લઈએ જોઈ નાની
( ખાનદાની ).
કપાસીએ કંઇ કોઠાર ફાટે ?
કપાસીએ કોઠી ન ફાટે.
કપાસી રે કપાસી વેપાર કરજે તપાસી, નહીંતર પોયાં રહેશે
અપ્પાસી ( અપવાસી ).
કપાળ કૂટવે નસીબ નહીં ઉઘડે ( સુધરે ).
કપાળનું ટીલું પૂઠે ન થાય.
કપાળ ને કોડિયું.
કપાળ પ્રમાણે ટીલું ( થાય ).
કપાળમાં કોહોડ ( કોઢ ) સારો, પણ પાડોશમાં મોઢ માઠો.
કપાળ વચ્ચે ટીલું.
કપાળે કપાળે જૂદી મતિ.
કપાળે કપાળે મતિ છે ( મતિર્ભિન્ના ).
કપાળે કાન ચોંટયા, તે કાંઇ કાપી નખાયા ?
કપાળે કોઢ સારો, પણ પાડોશી મોઢ ( વાણિયો ) ખોટો.
( માઠો ).
કપાળે હોજો કોઢ, પણ પાડોશી ન હોજો મોઢ.
કપાળં ભૂપાળં.
કપિલા છઠ બાર વરસે એક વખત આવે.
કપૂરથી દાંત પડે નહીં.
કપૂર દાંત ના પાડે.
કપૂરનું વૈતરું, અલેખે જાય નહીં.
કફનફાડુ ગયો, ને મેખમારૂ આવ્યો.
કબજ રાજા, મુલક ટેંટુ ( ટેંટં ).

કબીર કહે મેરી માયે મોકું જન્મ્યા, મેં કબૂ ન પાયા સુખ;
ડાળે ડાળે મે શીરા, તો પાંદડે પાંદડે દુઃખ.
કબીરકા ઘર ચોકમેં, ગલ કટ્ટેકી પાસ;
કરેગા સો પાવેગા, બંદા તું કયું હુઆ ઉદાસ.

કબુધિયા ને બુદ્ધ થોડી, ઘર વેચી ( રાંડ વેચી ) ને લીધી ઘોડી.

કબુદ્ધિ કબૂ ના વીસરે, સો સાધુકે સંગ;
મુજ ડબોયા ગંગ પણ, નોય તંગકા તંગ.

કબેસણું ને કબોલ ( ખમાય નહીં ).

કમ જોર, ઓર ગુસ્સા બોત.

કમ જોર, ગુસ્સા બોત, માર ખાનેકી નિશાની.

કમળા છોડે, પણ કમળી કયું છોડે.

કમળાની આંખે સૌ પીળું દેખાય.

કમળાવાળું પીળું દેખે.

કમાઇ કોડીની, ને ખરચ લાખોનું.

કમાઇના કોથળા, ને દિવાસળીના ટોપલા.

કમાઉ દીકરો માબાપને વહાલો.

કમાઉ દીકરો વહાલો લાગે.

કમાડ કરતાં ઉલાળો ભારે.

કમાયા શું ? તોકે રોજનું રોડું ને મહિને દહાડે ( મહિનાની ) ઇંટ.

કમાલ પૂત, કીસીકા નહીં.

કમાલ ભાઇ, કીસકા નહીં.

કમાવે ટોપીવાળા, ઓર ઉડાવે ધોતીવાળા.

કમોસમનાં કંટોલાં, સ્વાદ નહીં આપે.

કર કરનારો જાય, પણ કર ન જાય.

કરકસર એ વહાણની સફર.

કરજને કન્યા કરગરે ન મળે.

કરજરૂપી કીડો ( મનુષ્ય ) માણસના અંતરને ફોલી ( કોરી ) ખાય છે.

કરજવંત ને ગરજવંત બરાબર.

કરજ વિનાનો કાગડો.

કરજ વિનાનો કાગડો, સૌને માથે કાળા કેશ.

કરડકણા કુતરાને હડકવા હાલ્યો ( લાગ્યો ).

કરણી તેવી પાર ઉતરણી.

કરણી પાર ઉતરણી.

કરત કુસંગ ચાહત કુશળ, એહી બડા અફસોસ;
ગઈ મર્યાદા સમુદ્રકી, જો રાવણ વસ્યો પડોસ.

કરત કુસંગ ચાહત કુશલ, એ બડા અફસોસ;
સમુદ્રકો મહિમા ઘટયો, રાવણ ભયો પડોસ.

કરતાં તો ન આવડયું, પણ નાખી દેતાં પણ ન આવડયું.

કરતાં હોઇએ તે કરીએ, ને છાસની દાણી ( દોહણી )ભરીએ.

કરતાં હોય તે કરો, ને છાશની દુહણી ભરો.

કરતાં હોય તે કરો, નહીં તો કૂવે પડીને મરો.

કરતા હોય સો કીજીએ, અવર ન કીજે ફગ;
માથું રહે સેવાળમાં, ને ઉંચા થઇ ગયા પગ.

કરતા હોય સો કીજીએ, અવર ન કીજે ફગ;
મૂડી રહી ( રહે ) સેવાળમાં, ઉંચા રહી ગયા ( રહે બે ) પગ.

કરના સો ડરના નહીં, ઓર ડરના સો કરના નહીં.

કર, ને જો.

કરનો કરનાર જાય, પણ કર રહી જાય.

કરમ કઠણું, ને કાયા સુંવાળી.

કરમ કઢિયારાનું, ને દેહ રાજાની.

કરમ કથીર, ને દેહ સોનાની.

કરમ કરે તે કોઈના કરે.

કરમ કહે કોઠીમાં પેસું (પેશ), ને મન કહે માળવે જાઉં (જા).

કરમનાં કોઠાં, ને કોનાં જોવાં ઓઠાં.

કરમની કાહાણી, અડધાં તેલ ને અડધાં પાણી.

કરમની કાહાણી, ને કોઇ નહીં જાણી.

કરમની રતી, નાખી ઉંધી તો થઇ ચતી.

કરમનું કજોડું, એક ગધેડું ને બીજું ઘોડું.

કરમને કંઈ શરમ છે? (શરમ નથી).

કરમને ખાય, ને રૂપને રડે.

કરમ ને ધરમમાં કોઇનો ભાગ નથી.

કરમને શરમ નહીં, ને ચોરીને દાને ધરમ નહીં.

કરમ પ્રમાણે બુદ્ધિ, ને જળ પ્રમાણે પોયણું (મચ્છ).

કરમમાં કાટલી, તે કોડિયાં ક્યાંથી થાય?

કરમમાં કાથા, તે દોરડાં ક્યાંથી થાય?

કરમમાં કોઠાં, તો કોનાં જુએ (જોવાં) ઓઠાં?

કરમમાં ને ધરમમાં કોઈનો ભાગ નથી.

કરમ લેલાડી આગળે, ને સાંભળ સાશી વાત;
મેં લીધું મળસકું, ને ઘેંસે લીધી રાત.

કરમ લેલારી માસી, સાંભળ મારી વાત;
ધાટે લીધું પરોઢીઉં, માસીએ લીધી રાત.

કરમ વગરના કરહણીઆ, જાને ક્યાંથી જાવું?
નસીબમાં હોય ડોળિયું, તો ઘી ક્યાંથી ખાવું?

કરમ વના કોડી ન મળે.

કરમ વનાનાં કાંસણ્યાં, ને જાને શાનાં જાવાં;
કરમમાં દીવેલ લખ્યાં, ને ઘી શાનાં ખાવાં?

કરમ વનાનો ખેતી કરે, બળદ મરે કે સુકવણ (સુકવણું) પડે.

કરમ વિના કોડી ન પાવે.

કરમ વિનાના કરસણીઆ, ને જાને હું જાઉં;
કરમમાં નહીં એરંડિયું, તો ઘી ક્યાંથી ખાઉં.
કરમ વિનાના ટાંસ્યા, ઘી લેવા જાય;
કરમમાં લખી લૂખીસૂકી, ઘી ક્યાંથી ખાય ?

કરમ વિનાની ખેતી કરે, મરે નહીં તો સુકવણું પડે.
કરમ વિનાનો ખેતી કરે, બળદ વિના સુકવણું પડે.
કરમ વિના પાઇ એક ન મળે.
કરમ હોય પાધરાં, તો ( શું કરે ) વેરી આંધળા.
કર્મી ( કર્મની ) ખાય ને રૂપની રૂએ ( રૂપવંતી રૂએ ).
કર્મીનો મંદવાડ, ને અકર્મીનું છીનાળું.
કર્મે ક્જોડું, જગમાં વગોણું.
કર્મે ક્જોડું, તો બહાર વગોણું.
કર્મે લખ્યું પાછું નવ હોય.
કર્મે હજો કોઢ, પણ આંગણે ( પાડોશી ) ન હજો મોઢ.
કરવડાને એકજ આંધળું, ને ચારણીને ખોત્તેર આંધળાં.
કરવડી હાંલ્લાંને હણે.
કરવત ( કાશીનું કરવત ) આવતું પણ વ્હેરે, ને જતું પણ વ્હેરે.
કરવા ગયા કંસાર, પણ થઇ ગઇ થુલી.
કરવી ખેતી રાખવું ગાડું, કરવી લડાઇ બોલવું આડું.
કરવી ફકીરી, તો ક્યા દલગીરી ?
કરવું તો ડરવું નહીં, ને ડરવું તો કરવું નહીં.
કરવું ને મરવું બરાબર.
કરવું હતું કંઇ ને કર્યું કસ્યું, આંખનું કાજળ તે હૈડે ઘસ્યું.
કરશે તેને કહેશે.
કરશે તે ભરશે, ને પાંકશે તે પસ્તાશે.
કરશે હાથે, તો લઇ જશે સાથે.
કરશો તેવું પામશો, ને વાવશો તેવું લણશો.

કરસણ કભોમનાં, પહેલાં પાંદાવળ લે;
પછી લાધ્યો લાપડિયાળ, કરસણ કાઢે નહીં.

કરીએ તેવું પામીએ.

કરીએ વરો, તો ઉતરે બરો.

કરીએ સેવા, તો પામીએ મેવા.

કરિયો કદારિયો નદી ન્હાવા જાય, પરમેશ્વરે કાળાં કીધાં, ગોરાં ક્યાંથી થાય?

કરે કિરતાર, સો હોય નિરધાર.

કરેગા સો પાવેગા, ઓર બંદા રોટી ખાવેગા.

કરેગા સો ભરેગા.

કરે ચાકરી, તો પામે ( મળે ) ભાખરી.

કરે તે ભરે.

કરે તે ભોગવે, ને વાઢે તે વહે.

કરે તેવું પામે.

કરે નહીં ને કરતો વારે, તેને ઘાલો જમને દ્વારે.

કરે મજૂરી, તો ખાય પૂરી.

કરે સો હોય.

કરે હાથે, ને રાખે સાથે.

કરો એવું પામો, ને વાવો એવું લણો.

કરોળીઆનો પગ ભાંગ્યો તો શું, ને નહીં ભાંગ્યો તો શું ?

કર્કે ભીંજે કાંકરો, સિંહે ભીંજે પાળ;
સહદેવ કહે ભડળી, ટીંબે પાકે સાળ.
કર્કે ભીંજે કાંકરી, સિંહે ભીંજે રાશ;
ડંખ કહે સુણ ભડળી, દહાડા વરસે સાઠ.

કર્યું એ કામ, ને કરવાનું તે વાર.

કર્યું કીજીએ રીતનું વચન વડાનું સત્ય.

કર્યું ચીતળના પાદર જેવું.

કર્યું તે કામ, ને વીંધ્યું તે મોતી.

કર્યું તે કામ, મારે તેની તલવાર, ને જે શિખ્યા તે પોતાનું.

કર્યું તે ખરૂં, ને કરીશું તે ખોટું.
કર્યું ન કર્યું ન થાય.
કર્યું પાણુ સેકી વાળ્યું.
કર્યું ભગાના ઘર જેવું.
કર્યું ભગાના જેવું ( ભગાના ભાઇ જેવું ).
કર્યાં કર્મ ભોગવવાનાં ( ભોગવવાં પડે ).
કલમ, કડછી, ને બરછી ( નાગરોની ).
કલુ મોદીની કાલ.
કલેજાંના સોદામાં આંખની તપાસ.
કલેડા વગર શું શ્રાદ્ધ અટકે ?
કલેડા વિના શ્રાદ્ધ રહે ?
કવસે કાંકરા ભીડે.
કવાળ જાય ને સોટા આવે, ને વગર દાંતવાળાને ખીમો.
કવાળમાં હાડકું ખરૂં ( નડતુ ).
કવાયે કાંકરા.

કવિ, ચિતારા, પારધી, વળી ચોથે કે ભાટ;
ગાંધી નરક સિધાર્યા, વૈદ દેખાડે વાટ.

કષ્ટ વિના ફળ નહીં.
કસરે વજનાં કામ.
કસાઇને ઘેર કલ્લોલ, ને ધર્મી વગાડે ઢોલ.
કસાઇને ઘેર કુશળ, ને ધર્મીને ઘેર ધાડ (સાધુને ઘેર પીડા).
કસાઇને ઘેરથી ગાય છોડાવવી.
કસાઇને હાથેથી ગાય છૂટી.
કસાઇવાડે ( ઢેડવાડે ) જાય, ને હાડકાંનો ગરવ ન થાય.
કસારીના કાન.

કરએ તરક ન છેડીએ, ઉન્હાળે અંગાર;
વગડે જટ ન છેડીએ, બજારે બકાલ.

કરએ તરક ને બજારે બકાલ.
કહું તો મા મારી જાય, ને નહીં ( કહું )તો બાપ કુત્તા ખાય.

કહે કંઇ ને કરે કંઇ, તેને ઘાલો ચુલા મહીં.
કહે ઘણું, કે સહે ઘણું ?
કહે છાના આવજો, તો કહે ઉંટે બેશીને ( ચઢીને ) આવીશ.
કહેતાં તો કહેવાયું, પણ આખી રાત નહીં સહેવાયું.
કહેતા દિવાના, પણ સુનતા બી દિવાના ?
કહેતા બી દિવાના, ઓર ( લેકીન ) સુનતા બી દિવાના.
કહેતા સો કરતા નહીં, ને મ્હોંકા બડા લબાડ.
  કહેતે સો કરતે નહીં, ઓર મુહકે બડે લબાડ;
  કાળા મુહ લે જાઓગે, સાંઇ કે દરબાર.
કહે તો મા મારી જાય, ન કહે તો બાપ કુત્તા ખાય.
કહે દે મછીઆરી તેરી મચ્છીકા મૂલ.
કહેતા પણ કરતા નહીં.
કહેનાર કહી છૂટે, ને બળદ વહી છૂટે.
કહે પાર, કે સહે પાર ?
કહે બે લુંડી નવાબ, તો કે નવાબ.
કહેરે મ્હોડાં શું ભાવે ?
કહેવાને કરવામાં ઘણો ફેર છે.
કહેવાય નહીં, ને સહેવાય નહીં.
કહેવું ને કરવું ઘણું જૂદું છે.
કહેવું સ્હેલું છે, કરવું ( મુશ્કેલ છે ) પડે ત્યારે ખબર પડે.
કહેશે તે કરશે શું, ને ગાજશે તે વરસશે શું.
કહોઈ ( કોહોઇ ) કુતરીને કાને કીડા, એક મરે ને બીજી પીડા.
કહોછોને વર ઘરડા ?
કહોનાં ગયાં છે તે પાછાં આવ્યાં ?
કલ્લાનો કાળ, ને વલ્લાનો વેરી.
કહ્યું કશું ને કર્યું કશું, ને આંખનું કાજળ મ્હોડે ઘસ્યું.
કહ્યું કહીએ ને બોલ્યું બોલીએ, તો રાનમાં જઇ રહીએ.
કહ્યું ( કર્યું ) કહે તે શાનો કવિ ?

કહ્યું કહે તે શાનો કવિ, ને સાંભળી વાત તે શાની નવી ?
કયો કુંભાર ગધેડે ચઢે ? ( કહીએ તો )
કળથી થાય, તે બળથી ન થાય.
કળે થાય, તેનું બળે ન થાય.
કળ્યો કોયડો કોડીનો ( કોડીનું મૂલ ).
કક્ષે ( પક્ષે ) ચોરી, પક્ષે ન્યાય.
કાંઈક રંગ દોષ, ને કાંઇક પોત દોષ.
કાંઈ દૂધ મૂતરે છે કે શું ?
કાંઇ નેવનાં પાણી મોભે ચઢે ?
કાંઇ પાણીમાં મ્હોં જોયું છે કે શું ?
કાંઇ બાંધ્યે ( બાંધે ) કણબી ગામ વસે ?
કાંઇ મરીને માળવું જીતાય નહીં.
કાંઇ મારીને મુસલમાન કરાય ?
કાંઇ લવીંગની વખારે તાળાં દેવાવાનાં છે ?
કાંકણુ વેચીને શેઠાણી કહેવડાવવું ?
કાંકરીઉં ( કાંકર્યું ) ખોદાય, ને વેકરીઉં ( વેકર્યું ) પૂરાય.
કાંકરી ઘડાને ફોડે.
કાંકરે કાંકરે પાળ બંધાય, ને ટીપે ટીપે સરોવર ભરાય.
કાંકરો મારી ઉતરેડ ગબડાવે.
કાંગલી કુંગલી ધનકોબાઇ, ને પાણી પીતાં કયાં ખોવાઈ ?
( ને મોગરા ચુંટતાં કયાં ખોવાઇ, ઢોળિયાપરથી કયાં ખોવાઇ ? )
કાંગલી, ને સુંઘે મારી આંગળી.
કાંટાની વાડમાં હાથ ઘાલવો ?
કાંટાનું કટેસર.
કાંડે ધાના, ગાડરિયો પ્રવાહ.
કાંતવાની થાય તો દાંતરડે કાંતે.
કાંતી કાંતીને મોઈ, ને લાભ લઇ ગયા કોઈ.
કાંતી પીંજી કપાસ થયું.

કાંતેલું કાંતવું.

કાંતો જઇશું, નહીંતો મૂળા મોગરી ખાઈશું, ને નદીએ નાહીશું

કાંત્યાં તેનાં સૂત, ને ઘેલીને વળગ્યાં ભૂત.

કાંત્યું એનું સૂત, ને જણ્યા એના પૂત.

કાંત્યું નહીં, ને પીંજ્યું નહીં, ને અસીસે ( તકીઓ ) ફાડું ને વગર ભૈયો, છોકરૂં મારૂં.

કાંત્યું પીંજ્યું કપાસ થયું.

કાંત્યું પીંજ્યું ધૂળ મળ્યું.

કાંદા ઉપર કસ્તુરી.

કાંદો ખાઇને મ્હોં કોણ સુંઘાડે ?

કાં પેટ દાઝે, કાં લોક લાજે.

કાં બેઠા ઉદાસી, તો કહે નથી મળ્યો કોઇ વિશ્વાસી.

કાં બેઠા ભાઈ ઉદાસી, તોકે નથી મળ્યું કોઈ વિશ્વાસી.

કાં રાજા ભોજ, ને કાં ગાંગા તેલી.

કાંરે જીવ તું દગદગ કરે, ને તારે હૈયે ધીરજ નહીં ધરે;
જેને માથે હકતાઅલ્લા, તેની ગરજ કેમ નહીં સરે.

કાંસકીનાં પાંદડાંમાંથી નીચોવે શું વળે ?

કાંસા કુટ કે રણકા બાજ ગયા.

કાંસા કુટમાં કલેડું, ને સારાં રાજમાં ( રાચમાં ) સાવરણી.

કાંસા કુટે ( કાંસે કુટે ) ધનાળું ન કહેવાય.

કાં હળને હચરકે, (કે) કાં લેખણને લસરકે,
પણ તેલને ટહરકે, નાર ન પહેરે નાગલા ( ચીર ).

કાકડી ચીભડું કાપી જોવાય, કંઇ માણસ કાપી જોવાય છે.

કાકડી છરીનું વેર.

કા કહું કિરતારકુ, પ્રાલબ્ધકો ખેલ;
બિભીપણકુ રાજ દીયો, ઓર હનુમાનકુ તેલ.

કાકા અજમર ગયા, ને કાકી કોટે છે.

કાકા અજમેર ગયા છે, તોકે આજ મરી ગયાછે.

કાકા અજમેર ગયા, તોકે કાકા આજ મર ગયા.
કાકા કારણે આવ્યા.
કાકા કાલે આવશે.
કાકા કાશી, ને પાખંડી માસી.
કાકા ક્યાં, તોકે જ્યાં ના ત્યાં.
કાકા ખીચડી ખાઓ, તોકે ગાંડમાં ઘાલો.
કાકા ખીચડી ખાશો, તોકે વાડમાં નાખો.
કાકા તારૂં કાતરિયું.
કાકા દીકરી કે વહુ, તોકે ગોમાંજ સહુ
કાકા દીઠે કટંબ ( કુટુંબ ), ને મામા દીઠે મોસાળ.
કાકાની ધારી, મામાનો દૂધપાક. ભાણેજનો ભાત, ને ભત્રિજાની કડી ( કઢી ), જમતાં મઝા પડી.
કાકાને કહે વીંછુ માર્યો, ને આવો આપણે સગાં થઇએ.
કાકા મામા કહેવાના, ને ગાંઠે હોય તે ખાવાના ( ઘરમાં હોય તે ખાવાના ).
કાકા મામા કહેવાના, ને ગાંઠે હોય તે લેવાના.
કાકા મામા ગાઓ, ને ઘરમાં હોય તે ખાઓ.
કાકા મામા ગાવાના, ને ઘરમાં હોય તે ખાવાના.
કાકા માંડયા ( પરણ્યા ) ને ફોઇ રાંડયાં ( પરણ્યાં ).
કાકા રે મેં કૌતક દીઠું.
કાકા લગી કુટુંબ, ને મામા લગી મોસાળ.
કાકી, કણેક, ને કેળાં ( કળા ) એ ત્રણ ગુંધ્યાં ગુણદે ( કરે ).
કાકીના કુખની દુકાળ હોજો.
કાકી, ને લીધી ધૂળની ફાકી.
કાકી રે કાકી તોકે એકવાર શિખી.
કાકો પરણ્યો ને ફોઇ ( ફુઇ ) રાંડયાં.
કાકો શીટી ( ટળી ) ભત્રિજો કોણ થાય ?
કાકો મરે વારસોએ જાય.
કાખમાં ( ખાંધે ) કોથળો, ને દેશ મોકળો.

કાખમાં છોકરૂં, ને ગામમાં ઢંઢેરો.
કાગ કાગ તુને ઠગા, આગુસે ગાંડ ધોઇ પીછુસે અન્ના.
કાગડાની કોટે કંકોત્રી.
કાગડાની કોટે દહીંતરૂં.
કાગડાની કોટે રતન બાંધવું.
કાગડાની ગાંડમાં કેસુડું ?
કાગડાની ગાંડમાંથી ગંગાજળ ન પડે. ( કાંઈ ગંગાજળ પડે ? )
કાગડાનું કહ્યુંતું ને કુતરાનું ન્હોતું કહ્યું.
કાગડાનું હસવું થાય, ને દેડકાના પ્રાણ જાય.
કાગડાને કહે ઢાંઢાં ( મુએલા ઢોર ) ન પડે.
કાગડાને મ્હોડે ( હાથે ) કંકોત્રી આવી.
કાગડાને રમત થાય, ને દેડકાનો જીવ જાય.
કાગડાને શાપે ઢોર ન મરે.
કાગડાને શ્રાદ્ધ સોળ ( સોળે ) દહાડા.
કાગડા પણ કાળા થઈ ગયા.
કાગડે દહીંથરૂં તાણ્યું.
કાગડો કાણો, ને ચલ્લો મકવાણો.
કાગડો કામઠીને ન ધીરે ( ધીરે નહીં ).
કાગડો કાળો, ને ચલ્લો મકવાનો.
કાગડો કોયલને હસે.
કાગડો દહીંથરૂં લઈ જાય ( ગયો ).
કાગડો પોલ્લી ( દહીંથરૂં ) લઇ ગયો, ને પેટકુટીને બેશીરહ્યા.
કાગણુ કોયલ સરખી નાર, ને જણ્યાં પણ ભોગવ્યાં નહીં, ને ઘાલ્યાં કાગને બાર.
કાગનું બેસવું, ને તાડ ( ડાળ )નું પડવું.
કાગને કહે ડોબાં મરતાં નથી.
કાગનો વાઘ કરવો.
કાગનો વાઘ, રજનું ગજ.

કાગ, મચ્છ, ને કપૂત વિદેશે મરે, સિંહ, શીંયણ ( સિંહણ ) ને સપૂત સ્વદેશે મરે.

કાગ વહાલું કુંભ જળ, પટલ વહાલી જાતર;
બ્રાહ્મણ વહાલા લાડવા, ને ગિયા વહાલી પાતર.

કાગળ કલમ ને સાહી, ને આવ મારી બાઇ.
કાગળની કોથળીમાં ખીલા ભરવા.
કાગળની વાડીમાં સોરંગીનો વાસ ક્યાંથી ?
કાગળની ( કાષ્ટની ) હાંલ્લી એક વાર ચુલે ચઢે.
કાગળની હોડીથી દરિયો ન તરાય.
કાચના ઘરમાં બેશીને રાહદારો પર પથ્થર નહીં મારવા.
કાચની કોડી ને ડાયળના ચંદા.
કાચનું કાંધણિયું, ને દુકાળનો દાણો.
કાચનો કુબો, એક મુત્રો ને બીજો ઉભો.
કાચરી સારૂ કંઇ વરો બગાડાય ?
કાચલીમાં કુર, ત્યાં સુધી શૂર કે ન નૂર.
કાચી કોડીએ કાનો ચઢે
કાચી પ્રીત ટકતી નથી.
કાચે ઘડે પાણી ભરવું ?
કાચો મસાલો, ને કાચી બારદ ( છોકરાં ).
કાછડી ખોસે ને પાટલી નીકળે, ને પાટલી ખોસે ને કાછડી નીકળે.
કાછીઓ મરે, ને કુંભારને ડામે.
કાજ કરવું ને કાચ ફાકવો બરાબર.
કાજળકી કોટડીસેં એક ડાઘ લાગેહી લાગે.
કાજળની કોટડીમાં બેસે ( પેસે ) તો ડાઘ પડે.
કાજળની કોટડીમાં બેસે ( પેસે ) તો ડાઘ વિરલાનેજ ન લાગે.
કાજળની કોથળીમાં પેસીએતો ડાઘ લાગ્યા વગર રહે નહીં.
કાજળ પાયને કાળું. ને ભેંસ પાયને જાડું.
કાજી કાજી દુબલે ક્યું ? તોકે સારે શેહેરકી ફીકર.

કાજીજી દુબળા કેમ થયા? તોકે સારા શહેરકી ( ગામકી ) ચિંતા ( ફીકર ).
કાજીજીના ઓટલા, ખીચડી ખાઇને બેસવું.
કાજીની કુતરી ( કુતરો ) મુઇ ( મુઓ ) ત્યારે બધું ગામ, ને કાજી મુઆ ત્યારે કોઇ નહીં.
કાજીની કુતરી ( લોંડી ) મુઈ ત્યારે બધું ગામ, ને કાજી મુઆ ત્યારે કોઇ નહીં.
કાજીની ઘોડી કંઇ ઘી મૂતરેછે કે?
કાજીની મારી હલાલ.
કાજી વિના હલાલ ન થાય.
કાજી સાહેબ કયા કરના, તોકે હિંદુસેં ઉલટા ચલના.
કાટે કાઉકા, ને શિખે નાઉકા ( હજામ ).
કાટચા ને મુંડચા કોઇના નહીં ( મુસલમાન ને જોગી ).
કાઠીઆવાડી ઘોડી ને પલાણાની છોડી.
કાઠી કચોર નહીં.
કાઠીને ભારે સુખડીનું ભાથું ના હોય.
કાઠીભાઇની કળા, હેઠે છાજ ને ઉપર વળા.

કાઠી લૂટે, કોળી લૂટે, એ તો સર્વે જાણું;
વાંસવાડાના વેરાગી લૂટે, એતે કુંભા કાણું.

કાણા કાકા નમસ્કાર, તોકે લઢવા ( વઢવા )ના ઉપાય.
કાણા કાકા કાકડી દે, મીઠા બોલા બે દે.
કાણા કાછીઆ ચીભડું આપ, તોકે આવરે મારી મીઠા-બોલી, તારે વડે મેં સાકર ઘોળી.
કાણાની ઉજાણી.
કાણાને કંઇ કાણો કહેવાય?

કાણાને કાણું કહીએ, કાણું આવે સેરે;
પૂછીએ પેરે ( પેરે રહીને પૂછીએ ), તો કહે એની મેળે.
કાણાને કાણું કહેતાં, કડવાં લાગે વેણ;
પેરેપેરે પૂછીએ, કેમ ગયું તુજ નેણ?

કાણાને કાણો કહીએ, કડવાં લાગે વેણ;
ધીરે ધીરે પૂછીએ, ભાઈ શાથી ખોયાં નેણ ?
કાણાને કાણો કહીએ, કડવાં લાગે વેણ;
હળવે રહીને પૂછીએ, આ તારાં શાણે ગયાં નેણ ?
કાણાને કાણો કહીએ, તો લાગે કડવું;
એને સાચું કહીએ, તો સૂઝે વઢવું.
કાણાને કાણો ન કહીએ, કાણો કરે કાંક;
ધીરે સાંસ્તે પૂછી જોઇએ, કેમ ગઇ તારી આંખ?

કાણાને કાણો ન કહેવાય.

કાણા પંડ્યા નમસ્કાર, તોકે લડાઇના ચાળા.

કાણા પેંડાના સંસ્કાર.

કાણામાં કરોડ ગુણ હોય.

કાણી આંખે કાંકરો, ને દિયર આંધળો ને પાંગળો.

કાણીઆ નર કોક સાધુ, કોક દાતાર માંજરા,
કોક મૂર્ખા અવરદંતા, કોક નિર્ધન તાલીઆ.
કાણીઆ નર કોક સાધુ, કોક દાતા મીંઝરા;
ખોખડદંતા કોક મૂર્ખા, કોક નિર્ધન તાલીઆ.

કાણીએ વર ઠગ્યો, તોકે વર ઉઠશે ત્યારે જાણશે.

કાણી કામમાં, ને આંધળી વેપારમાં.

કાણી કોબાઇ.

કાણી ધી ( છોકરી )ને કોણ વખાણે? કાણી ધીની મા.

કાણીને કહી રાણીને સમજાવવું.

કાણીને કાણો પ્યારો, રાણીને રાજા ( પ્યારો ).

કાણી સહેવાય, પણ ફૂટી નહીં સહેવાય.

કાણી હોયતો ભાવે નહીં, ને કાણી વગર નિંદ આવે નહીં.

કાણું ઘોડું, ને ( વળી ) કરડકણું.

કાણું ઘોડું ને કરડકણું, આગળ જાય તો કરડવા આવે, ને પાછળ જાય તો લાત મારે.

કાણું ઘોડું ને કરડકણું, અનાથ્યું ને ઉઘાડું.

કાણે ઘડે પાણી ભરવું.
કાણે ઘોડે માલપોર દીઠું.
કાણો કળશિયો ને રાંડ્યો સસરો ( બરોબર ).
કાણો કામમાં, ને આંધળો વેપારમાં.
કાણો કારીગર કામમાં, ને આંધળો વેપારમાં.
કાણો, કુબડો, કોચરો, માંકડ, બટુક, બિલાડ એ સૌ તગ રક્ષા કરો.

કાણો ઘોડો કરડકણો, તે કોણ રાખે વેચાતો;
અક્કલહીણા અકર્મીની, વિવાહની શી વાતો ?

કાથાની દોરડી, બળે પણ વળ ન મૂકે.
કાદવથી કાળું શું ?
કાદવમાં ઢેખાળો નાંખે શો લાભ ?
કાન આડા હાથ.
કાન કનસાડ ગયા છે ?
કાનખજુરાના સો પગમાંથી એક પગ ભાંગ્યો તો શું, ને નહીં ભાંગ્યો તો શું ?
કાનખજુરાનો એક પગ ભાંગ્યો તોય શું, ને ન ભાગ્યો તોય શું?
કાન તેને ( નાં ) થાન ( વાન ), ને મીંડાં તેને ( નાં ) ઇંડાં.
કાન તેને સાન, ને ગીંડાં એટલાં ઈંડાં.
કાનનું ઓસડ નાકમાં.

કાનમ તારું કાળું મ્હોડું, ચોમાસાના ચાર;
તળે કાદવ ઉપર પાણી, મહીંકાંકાનો માર.

કાનમાં નહીં મળે પહેરવાની કડી. ને પેટની આંતરડી બળી.
કાન વપુવાન ( તેનાં વાન ), ને મીંડાં તેનાં ઇંડાં.
કાને કોટે દેખું નહીં, ને લાખનું તો લેખું નહીં.
કાને કોટે દેખું નહીં, ને લાડનું તો લેખું નહીં.
કાને ઝાલ્યા હાથીઓ ન રહે.
કાને નહીં કોટે નહીં, ને વાલ સોનું હોઠે ( ચાણીઓ બાંધ્યો હોઠે ).

કાને સાંભળી ( તે ) કંઇક ખોટી.
કાનનો છે પણ સાનનો નથી.
કાપેલો એક, ખોડેલા બે, ને તોડેલા ત્રણ.
કાપ્યા કાન, ત્યારે આવી સાન.
કાપ્યા વગર કેળ ફળે નહીં.
કાપ્યા વિના કેળ ન ફળે.
કામ ઉપરથી કારકુન ઉતર્યો કોડીનો.
કામ કર્યું, તેણે કામણ કર્યું.
કામ કામને શિખવે.
કામ કીધું, તેણે કામણ કીધું.
કામ ગોલાનું, ને મિજાસ ઉમરાવનો.
કામડાની તલવારે વાઘ ન મરાય.
કાગન ( કામણ ) ગામની, ને અંધારી રાતની, ને હાંડીઆ-
પરનું થીગણું.
કામનું કાંધણિયું, ને વતાંનું વેરી.
કામ પડવે માણસ જણાય.
કામ પરતો મન નહીં, ને અન્ન ખોત ભાવે;
ઉન્હી ઉન્હી ખીચડી, તો નિંદ ઘરાઘર આવે.
કામમાં કામ કહાડી લેવું.
કામમાં કામ જે નિંદામણ, ને દુઃખમાં દુઃખ જે અધામણ.
કામમાં ને કામમાં, ને હડીઓ કાઢે ગામમાં.
કામ વખત કાકી, નીકર મેહેલો હાંકી.
કામ વહાલું છે કંઇ ચામ વહાલું નથી ?
કામ વહાલું, નામ નહીં વહાલું.
કામ હોય તો મામ મળે.
કામળ પર બીસું ને ધૂળપર લીપણ.
કામળ ભીંજાય ત્યારે ભારે થાય.
કામળી ભીંજાય તેમ ભારે થાય.
કામાજી હોર્યું, ને લડાઈનું ખોર્યું.

કુંવારી તે રાંડતી હશે ?
કુંવારીને છોકરાં જણાવવાં (કુંવારીએ છોકરૂં જણ્યું).
કુંવારીને છોકરાં જણાવે એવા લોક છે.
કુંવારો કોડે મરે, ને પરણેલો પીડાએ મરે.
કુકડા છીછી, તો કે છીછી.
કુકડા વગર વહાણું નહીં વાય?
કુકડીનું મ્હોં ઢેપલે ( ઢેફલે ).
કુકડીનું મોત (મ્હોડું) ઢેફે ( ઢેફલે ).
કુકડી મોતી થાય, તેમ ગાંડ (દુમ) સંકોચાતી જાય.
કુકડો હોય ત્યાંજ શું વહાણું વાય ?
કુડ ત્યાં ધૂળ, કપટ ત્યાં ચપટ.
કુડના દાંડીયા કપાળે વાગ્યા.
કુડને ધુડ, દગા કીસીકા સગા નહીં.
કુડાં કાન કુહાડાના, સતના ( સચ્ચા )બેલી રામ.
કુત, ને સથળી માછલીનું મુત.
કુતરાના ગોહાણમાં રોટલા.
કુતરાના મ્હોડામાં હાડકું આવ્યું.
કુતરાની દોસ્તી, રીઝયું તો મ્હોં ચાટે, ને ખીજ્યું તો ડાચું ( બચકું ) ભરે.
કુતરાની પુંછડી છ મહિના નળીમાં ( ભોંયમાં ) રાખી, તો-પણ વાંકી ને વાંકી.
કુતરાની પુંછડી ભોંયમાં દાટે, તોએ વાંકી ને વાંકી.
કુતરાની પુંછડી વાંકી ને વાંકી.
કુતરાની પુંછડી સોએ વર્ષે કાઢી તો વાંકી ને વાંકી.
કુતરાની પુંછડી સો ગજ દાટો, તોપણ વાંકી ને વાંકી.
કુતરાની પુંછડી સો વરસ ભોંયમાં નાંખો ( ઘાલો ), તોય વાંકી ને વાંકી.
કુતરાની પુંછડી સોવાર દાટો, પણ વાંકી ને વાંકી.
કુતરાનું પુંછડું, ને બિલાડીના કાન, ને તાણાતાણ.

કુતરાનું મ્હોં ગધેડે ચાટ્યું.
કુતરાનું મ્હોં ગધેડે ચાટ્યું, ને ગધેડાનું કુતરે ચાટ્યું, એમાં કોણ વટલ્યું ?
કુતરાનું મ્હોં બિલાડે ચાટ્યું, ને બિલાડાનું કુતરે ચાટ્યું.
કુતરાને કાને કીડા.
કુતરાગાં સંપ હોય, તો ( એક દહાડે ) કાશી જાય.
કુતરાંને રોટલીનો ટુકડો નાખેલો ભલો.
કુતરાં પોષ, બિલાડાં પોષ, ને જમાઇનાં જણ્યાંને વાડમાં ખોશ.
કુતરાં બિલાડાંનું વેર.
કુતરાં, બિલ્લાં, ને બામણાં, ખાવે થોડાં ને વહડવે ઘણાં.
કુતરીને દોહી ને કોહોલીને પાવું.
કુતરી ભોટીલાંને ખાય.
કુતરૂં કરડે, ને વળી ખાસડાંનો માર.
કુતરૂં ખેંચે (તાણે) ગામભણી, ને શિયાળ ( કોહલું ) ખેંચે ( તાણે ) સીમ ભણી.
કુતરૂં નાન જોય, પણ ડાંગ નહીં જોય.
કુતરૂં પળ્યું, ને બિલાડી ન પળી.
કુતરૂં મૂતરે, તો કંઇ બગાડે ને બગાડે.
કુતરો કહે એક દહાડે કાશીએ જાઉં, પણ જાતભાઇ નડે. ( જવાદે ત્યારે કેની ? )
કુતરો કહે કે હું કાશી જાઉં, પણ રસ્તે ભાઇબંધ ઘણા.
કુતરો કહે હું એક દહાડે કાશી જાઉં, પણ સગાવહાલા જવાદે ત્યારે કેની ?
કુતરો કાશી ગયો.
કુતરો કાશી જાય, તોપણ વિષ્ટા ખાય.
કુતરો જોય ધણીને આવતો, બિલાડી જોય ધણીને ખાટલે પડતો.
કુતરો તાણે ગામ ભણી, ને શિયાળ તાણે સીમ ભણી.

કુત્તા, બિલ્લા, ને બ્રાહ્મણ, સઇ ને સુથાર;
વહેંચણ થોડી ને વઢવાડ ઘણી, છઠ્ઠા પીંજારા.

કુત્તા સો બેનના ભાઇ, ગધ્ધા સો ઘરજમાઇ.

કુત્તેકુ સોના લગાદે.

કુદરત કરાવે કલ્યાણ કામ.

કુબાઇના કાંત્યામાં ગડિયો ગોફ્ફો નહીં.

કુબેરનો ભંડાર.

કુમળા ઝાડને ( કુમળું ઝાડ ) જેમ વાળીએ તેમ વળે.

કુમળી દાઢ ( દાંડી ) ને વાળાએ તેમ વળે.

કુમળું ઝાડ નમાવીએ તેમ નમે.

કુમળું ઝાડ નમે છે એવું પાંકટ ઝાડ નમતું નથી.

કુમળો વાંસ ( કુમળું ઝાડ ) વાળીએ તેમ વળે.

કુલડીમાં ગોળ ભાંગ્યો.

કુલડીમાં ગોળ ભાંગે.

કુલડીમાં હાથ ઘાલવો.

કુહાડીના હાથમાં હાથો આપવો ?

કુળદેવ કોઇ દહાડો દીવો ન પામે, ને પારકા દેવને પૂજા.

કૂવા ઉંડા, ને દોરડાં ટુંકા.

કૂવા કાંઠે લાંઘણું.

કૂવા કાંઠે લાંઘણું, નહીં ઘર ને આંગણું.

કૂવા ઢાંકણ ઢાંકણું, ને ખેતર ઢાંકણ વાડ;
બાપનું ઢાંકણ બેટડો, ને ઘરનું ઢાંકણ નાર.

કૂવાની ઘટમાળ ( ચાલી જાયછે ).

કૂવાની છાયા કૂવામાંજ સમાય.

કૂવાનું ઢાંકણ હોય, કાંઈ તળાવનું પણ હોય ?

કૂવાનું દેડકું જાણે કે બધી દુનીઆના સમુદ્રો આજ ઠેકાણે છે.

કૂવાને મ્હોડે ઢાંકણું, કંઇ જગતને મ્હોડે ઢાંકણું છે ?

કૂવાને મ્હોડે ઢાંકણું છે, જગતને મ્હોડે નથી. ( પણ કંઈ જગતને મ્હોડે છે ? )

કૂવા પછવાડે કેવડો, વાગે વાડો થાય;
જેનો પરણ્યો ન હાથમાં, તેનો જન્મારો એમ જાય.
કૂવામાંનું દેડકું મહાસાગરની વાત શું જાણે?
કૂવામાં પડી કુતરી, ને સમ ગયા ઉતરી.
કૂવામાં હશે તો ( હોય તો ) હવાડામાં આવશે ( આવે ).
કૂવામાં હોય તો હવાડામાં આવે કેની?
કૂવે ઘાલી નેવરત વાઢવી.
કૂવો વંઠ્યો જ્યાં ખબૂતર બેઠું, ઘર વંઠ્યું જ્યાં ભગતું પેઠું.
કૃષ્ણને સોળસેં ગોપી, તોય બાળ બ્રહ્મચારી.
કેટલા, તોકો મથાના નિમાળા જેટલા.
કેડ ન જાણે પહેર્યું, ને મ્હોં ન જાણે ખાધું.
કેડનાને મૂકીને પેટનાને ધાય.
કેડમાં છોકરૂં, ને કહે કે મારૂં છોકરૂં ક્યાં ગયું.
કેડમાં છોકરૂં, ને ગામ બધું ગોતે.
કેડમાં છોકરૂં, ને બધું ગામ ફરી વળી.
કેડે છોકરૂં, ને ગામમાં ઢંઢેરો.
કેડે છોકરૂં, ને બધા ગામમાં ઘુમી ( ને શોધતી ફરે ).
કેથે આગ, ને કેથે લાગ.
કેના બાપની ગુજરાત?
કેરડાને પાન નહીં, ને ઘરડા જમાઈનું માન નહીં.
કેરાનાં અથાણામાં કઇડે શુંને કાપેશું.
કેરી કબતક રહેગી, પત્તાંકી ઓડમેં;
આખિરતો આમ હોકે, બિકના બજારમેં.
કેરી ગાળે ચાંચ પાકી. ( કોયલની )
કેરી તો છે મીઠી, પણ ઘણીસુઇ જટાલ.
કેરી પાકે, ને માણુસ થાકે.
કેવી ભગવતની લીલા, બિલાડી કાળી ને ડોળા પીળા.
કેસર પપ્પુ, મુસળ ખંડી.

કેસરી મુછ ને ભોરીંગમણિ, શૂરા શરણાગત;
સતી નારી ને કરપીધન, મુએ જશે પરહસ્ત.
કેસરી મુછ ને ભોરંગમણિ, સોઢા શરણાગત;
સતી નારી ને કરપાધન, મુએ જશે પાંચ પરહથ.

કેસરી મુછ, ભોરીંગમણિ, કૃપણ દ્રવ્ય, ને સતી નાર, એ જીવતાં પારકા હાથમાં ન આવે.
કેસુડીમાં રંગ નહીં, ને બોલ્યામાં ઢંગ નહીં.
કેળકે પાન, પાતમેં પાત, ચતુરકી બાત, બાતમેં બાત.
કેળ તે કેળ, ને ખરસાણી તે ખરસાણી.
કેળના ગાભની, ને માણસના પેટની જાણ નહીં પડે.
કેળ પર કેળાં એકજ વાર લાગે.
કેળ ફળે એકજવાર, ને આંબા ફળે વારંવાર.
કેળ ફળે એક વાર, ને વાઘણ જણે પણ એકજ વાર.
કેળવાઇ ને કણ થવું.
કેળ વરૂંધો એરંડો.
કેળ સાથે વિઆય, તે કદી નહીં વિઆય, ને વાઘણ કાગણ સાથે વિઆય, તે બાર વરસે વિઆય.
કેળામાં ગોટલી નહીં, ને મુસલમાનને ચોટલી નહીં.
કેળાં ને ખાંડ, મૂળા ને મીઠું.
કેળે કેળ, ને કૌવચે કૌવચ.
કોઇ અન્નનું (અણીનું) ભૂખ્યું, ને કોઇ માનનું ભૂખ્યું.
કોઇ કહે રાંડ, તો કોઈ કહે છીનાળ.
કોઇ કીસીકા નહીં.

કોઇ ખાવે, કોઇ પીવે, કોઇ લે નાસ;
તમાકુની નિંદા કરે, તેનું જાય સત્યાનાશ.

કોઇ દસા, કોઇ બીસા, ને બંદાતો સાડીબત્તીસા.
કોઇ ધને મોટું, કોઇ મને મોટું.
કોઇ ન પરણે, તેને ખેતરપાળ પરણે.
કોઇના પેટપર પગ ન મૂકવો.

કોઇના પેટમાં કંઇ પેશી નિકળાય છે?
કોઇના હાથ, તો કોઇનું મ્હોડું.
કોઇની એબ ઉઘાડવી નહીં.
કોઈની જીભ ચાલે, ને કોઈના હાથ ચાલે.
કોઇની દાઢી બળે, ને કોઈને ઉજરડું ( તાપણું, અજવાળું ) થાય.
કોઇની વાત ચાલે, ને કોઇની લાત ચાલે.
કોઇની હવેલી જોઇને આપણી ઝુંપડી તોડી પાડીએ?
કોઇનું બળે પેટને પાસું, ને કોઇને આવે ખડખડ હાંસું.
કોઇનું ભાગ્ય કંઇ વેચી ખાધું નથી.
કોઇને કહીએ ત્યારે કોઈ આપણને કહે.
કોઇને ખોળ, ને કોઇને ગોળ.
કોઇને નરસે આપણું નરસું, ને કોઇને સારે આપણું સારૂં.
કોઇને બે વાંસા હોય?
કોઇને ગગ વાયડા, ને કોઇને પાતળા.
કોઇને રોટલો આપીએ, પણ ઓટલો ન આપીએ.
કોઇને વેગણ વાયડાં, ને કોઇને ગરમ.
કોઈ પોતાના વાંસાનો વાંક ન દેખે.
કોઇ પોતાને મ્હોડે પોતાને ચોર નહીં કહે.
કોઇ પોતાનો વાંસો ને વાંક દેખે નહીં.
કોઇ મળે લૂટવા, ને કોઇ મળે કૂટવા.
કોઇ માના પેટમાં(થી) શિખીને નિકળ્યું છે?
કોઈ લાવે હાથે ઝાલી, કોઈ લાવે કેડે ઘાલી, જટામાં ઘાલીને કોઈ નથી લાવ્યું નારી.
કોઇ વેંત નમે, કોઇ હાથ ( ગજ ) નમે.
કોઇ શિખીને અવતરતું નથી.

કોઇ સુંઘે, કોઇ ખાય, કોઇ પીએ હુક્કો;
તમાકુના વ્યસનમાં, ઠેર ઠેર થુંકો.

કોઇ હોંસે ખાય, ને કોઇ મ્હોંસે ખાય.

કામાતુરાણાં ન ભયં ન લજ્જા.
કામી આંધળો.
કામુ કામાને શિખવે છે.
કાયદો એટલો ફાયદો.
કાયા કારમી છે.
કાયા ત્યાં છાયા, ને તે પોતાનો છાંયડો.
કાયા ને માયા બેનો ભો.
કારણે કારજ નીપજે.
કારતક મંદો, તો બારે આકરા.
કારતક કાતરે, માગસર છેતરે, પોસ હાંડી સોસ, સાસુ રોપ ને વહુ સંતોપ.
કારતક કાતરે, ને માગસર છેતરે, પોસ ને હાંડી સોસ, સાસુ રોપ ને વહુ સંતોપ.
કારતક મહિને કણબી ડાહ્યો.
કારિયા ( કાળીઆ ) ના વીસ, ને ધોરિયા (ધોળીઆ) નાત્રીસ.

કારેલું કહે કડવુંબડવું, મારે માથે ચોટલી;
જો ખાધાની મઝા કરે, તો કર રસ ને રોટલી.

કાર્ય બીકસતા કોઉ ન જાણે, સ્વાર્થ બાતાં સૌ પીછાણે;
જબ પડત હેં પાઉપેં કુવાડા, નેત્ર ખોલકે જુએ ગવારાં.

કાલ ઉઠી, ને કોણે દીઠી ?
કાલ કદી ન આવે.
કાલ (કાળ) કરજદારનો, ને જીવ જમડાનો.

કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ;
એસી ઘડી આયગી, કે નિકલ જાયગા સબ.

કાલ કોણે દીઠી છે ?
કાલ છે ને ખોદા છે.
કાલની વાત કાલે ( કાલ જાણે ).
કાલનો દુકાળ આજે પાડવો ?
કાલનો ભરોસો આજે નહી.

કાલાની કચ, ને બહેરાનો ઝઘડો (પૂરો ન થાય).
કાલાની બાઈ, ને સોહલીની જાઇ.
કાલામાં કપાસ તાતો, જોગો ચાલે ઝલપતો.
કાલું બોલી કાંચળીમાં હાથ ઘાલે.
કાલે કાલે સબ જાંખુ, ચેંકર કે ચુંકર, તોસમે આયા કહાં જાતાહે.
કાલે કાલે સબ જાંખુ નહીં.
કાલે દીકરે કાકા કહ્યા, ત્યારે (ને) બાપ ઉઠીને આઘા (નાગા) થયા.
કાલે છોકરે બાપા ( કાકા ) કહ્યા, ને બાપ ઉઠી નાગા થયા.
કાલો થઇને કાંચળીમાં હાથ ઘાલે.
કાવલો કાપે, ને માકો વખાણે.
કાશી કેલી, વણારશી કેલી, પણ કરમાચી ખટપટ નહીં ગેલી.
કાશી દૂર પચાસ ગાઉ, તો કે મારી ગમથી કે તારી ગમથી.
કાશીની જાત્રામાં. ( કોઇ દહાડો નહીં )
કાશીનું કરવત આડું એ વ્હેરે ને ઉભું એ વ્હેરે.
કાશીનું કરવત આવતું વ્હેરે ને જતું એ વ્હેરે.
કાશીમાં જઇને કરવત મૂકાવવું.
કાષ્ટ ઘન્ટા વિડમ્બના.
કાસદીઆના કાન ન કપાય.

કાહા કહું કિરતારકું, વામે એસી ભૂલ;
કંટક ઝાડ ગુલાબકો, વાકું એસો ફૂલ.

કાળું કોશ ના ખમે.
કાળો થઇને કૂવામાં પડે.
કાળ ગયા, ને કહેવત રહીગઇ.
કાળ જાય ને ( પણ ) કહેવત રહે.
કાળતણું (નું) મ્હોં બાળ.
કાળનું કોળું, ને દુકાળની દુધી.
કાળના કોદરા.

કાળ પડે ત્યારે કોદરા મોંઘા, ને તડ પડે ત્યારે રાંકાં મોંઘાં.
કાળ ફેરવે ચૌદ ચૌવટે, એકને આપે બીજાનું ઝટે.
કાળમાં કોદરા પણ સારા લાગે.
કાળમાં વળી અદક ( અધિક ) માસ.
કાળા અક્ષરને કૂટી મારે, ને ધોળાને ધોઇ પીએ.
કાળા એટલા ભૂત ( ચોર ) ના સાળા ( કે ? ).
કાળા એટલા ભૂતના સાળા નહીં.
કાળા કાળા કૃષ્ણજી.
કાળા કાળા મંકોડા, ને રાતી રાતી ધીમેલો.
કાળા તેટલા ભૂતના સાળા.
કાળાની જોડે ધોળો બાંધ્યો, તો વાન ન આવે પણ સાન તો આવે.

કાળાને કાળો શણગાર, કોટે ઘાલ્યો અડદનો હાર;
આંખ આંજે ને જાંબુ ખાય, તેને કાળું કેમ કહેવાય.
કાળા બાદળ ડરાવના, ઓર બિજળી બરસન હાર;
જાડાં પુરૂષ સોહામણા, ઓર પતલા લડનહાર.

કાળા માથાનું માનવી ધારે તે કરે.
કાળા માથાનું માનવી શું નહીં કરે.

કાળા મ્હોંના કૈડવા, ને વરવા મ્હોંની વહુ;
બાર (રે) વરસે વિવાહ આવ્યો, ત્યાંરે મોકણ માંડે સઉ.

કાળા બેગન ઉસકી લીલી ઘટા, ખટરસ ભોજન ચલે ચટમચટા.
કાળાં ગયાં ને ધોળાં આવ્યાં.
કાળીઆ કાછીઆ વેગણું, તો કે વહડવાના ઉપાય.
કાળીઆ ધાગા તુંબી આવ, ને ધોળીઆ ધાગા તુંબી આવ.
કાળીઆ પાસે ધોળીઓ બાંધો તો વાન ન આવે પણ સાન આવે.
કાળીઓ કુતરો મન કરે તો વાઘસેં લડે, મરે પણ મન ન કરે.

કાળીઓ કોદાળીઓ નદી ન્હાવા જાય, પરમેશ્વરે કાળાં કીધાં ગોરાં કયાંથી થાય ?

કાળી કામણગારી.

કાળી કાળી હમાય, ને ઓળે ઓળે ચાલે.

કાળી કીતાબમેં બોલે યું, બેલ લડે ઉસમેં કરે કયું;
જો ન હોવે તેરી મરજી, તો જા કર સરકારમેં અરજી.

કાળી ( કોહી ) કુતરીને કાને કીડા, એક ગઇ ( ટળે ) ને બીજી પીડા.

કાળી કુતરી ને ગળે વાધરી, તે જાય સલાટપોર પાધરી.

કાળી કુત્તી ગરનેવાલી, ઓર બંદેકુ જસ આનેવાલા.

કાળી ખડકે આથમે, રાની કરણે વિયાય;
ડંખ કહે સુણ ભડળી, નદીએ નીર ન માય.

કાળી ચૌદશ આવી, ને સવા મણ મેસ લાવી.

કાળી ચૌદશના આંજ્યા, કોઈના ન જાય ( થાય ) ગાંજ્યા.

કાળી ચૌદશના કારિયા, ને બૈરાં થા ને માટીડા ચારિયા.

કાળી ચૌદશને આદિતવાર (આતવાર), ફરી ફરીને ન આવે.

કાળી નાર, ને કાળો પહેરવેશ.

કાળી રાંડ, ને કલ્લે ભાત.

કાળું મ્હોડું, ને કથીરના દાંત.

કાળો પણ કામણગારો.

કાળો પાપડ બળ્યો, ને દહાડો ફર્યો.

કીકાભાઇની જાનમાં, ખાવા પીવા ( કાનમાં ) કામમાં.

કીકીરે કીકી તો એક વાર શિખી.

કીડી ઉપર કટક ?

કીડીઓનું કટક, એક ચાલે તેમ બીજી ચાલે.

કીડી કણ સંચય કરે, તેતર તેને ખાય.

કીડી ખાય, મકોડી ખાય, ત્યારે તારનું ( વહાણ ) સલામત જાય.

કીડી ખાગ, સુગળ ખાય, ને બોયા એટલા કયાંથી થાય?

કીડી ચોખો લઇ ચાલી, ને વચમાં આવી દાળ;
બેએ વાતો કેમ બને, ક્યાં સેંથો ક્યાં તાલ?

કીડીના મ્હોંપર લાડવો.
કીડીના મ્હોંમાં કાળંગડું ( કાળીંગડું ).
કીડીનું એક કોગળે પૂર.
કીડીનું કટક, રજનું ગજ.
કીડીને કણ, કુંજરને મણ.
કીડીને કણ, ને હાથીને મણ ( હારો ).
કીડી ને કોસનો ડહામ ?
કીડીને ખાંડ નાંખે, ને માણસનું ખૂન કરે.
કીડીને પર થયાં.
કીડીને પાંખો આવી, તે મરવાની નિશાની.
કીડીનો કુંજર કરવો ( ડુંગર કરવો ).
કીડીપર કટક.
કીડી મોઇ ને વહુ મોઈ બરાબર.
કીડી સંચકે આરેગારે, ને તીતર ખાય એકજ દહાડે.
કીડી સંચકે આરેપારે, ને મકોડો ખાય એકી વારે.
કીડી સંચકે ને મકોડી ખાય, ને સંચકી સંચકીને મરી જાય, ત્યારે આગલું હોય તેને દીવાળી થાય.
કીડી સંચે ને તેતર ખાય, પાપીનું ધન પ્રલ્લે જાય.
કીડી સાંચરે ને તેતર ( તીતર ) ખાય, પાપીનું ધન પ્રલ્લે જાય.
કીડી સોનૈયે ચઢી.
કીધું ( કહ્યું ) કહે તે શાનો કવિ.
કીધું કીધું ભગાના ભાઈ જેવું.
કીધું તે કરવું ઓછું.
કીધેલું હોય તે ( તો ) કરે, નહીં તે ( તો ) વમાસણમાં પડે.
કીસમત કરે તે કોઇ ના કરે.
કીસીકા ખસમ મરે, ઓર કીસીકા ચૂડા ફોડે.

કીસીકા ઘર જલે, કીસકા પુત મરે, બંદા બેઠા તાપે ( પણ બંદા તો બેઠા તાપેગા ).
કીસીકા ઘર જલો, કીસીકા પુત મરો, બંદાકુ તો ખેરસલ્લા ( બંદા ખાવે ઓર સોવે, બંદા બેઠ તાપે ).
કીસીકા ઘર જલો, કીસીકા પેટ બળો, અપના તો ભલા.
કીસીકા ઘર જલો, કીસીકી જોરૂ મરો, બંદા ખાવેગા ઓર તાપેગા.
કીસીકા બલો, કીસીકા જલો, મેરા તો થંડા હુવા.
કીસીકા મ્હોં ચલે, કીસીકા હાથ ચલે.
કીસીકા વ્હેલ, કીસીકા બેલ, ને બંદેકા ડચકારા.
કીસીકી ગાડી, કીસીકે બેલ, બંદેકી ટીચકારિયાં.
કુંભાર કદી સાજે હાંલ્લે ન ખાય.
કુંભાર કદી સાજે હાંલ્લે રાંધે નહીં.
કુંભાર કરતાં ગધેડાં ડાહ્યાં.
કુંભાર કરતાં ગધેડી ડાહી.
કુંભાર ખરો બળે, ત્યારે ગધ્ધીના કાન તાણે (ઉંબેળે).
કુંભારડી સૌના પગ ધુએ, ને પોતે ખરડયા પગે સુએ.
કુંભારના ઘડયા, ને મા વિના જણ્યા.
કુંભારના ઘરનું હાંલ્લું છે કે બદલી લવાય?
કુંભારના હાથમાં હીરો, ને ઝવેરીના હાથમાં ટપલો, એ બન્નેની કીમત સરખી હોય
કુંભારની ચાકે પિંડો (છે), ઘડો ઉતરે કે ગાગર.
કુંભારનું મન હાંલ્લામાં.
કુંભારનો છોકરો કદી આખે હાંલ્લે ન રાંધે.
કુંભારનો નિમાડો નિવડે વખાણુ.
કુંભારનો મીછામ (ગચ્છમ) દોકડો.
કુંભાર સાજે હાંલ્લે ખાય (રાંધે) નહીં.
કુંવારાનું સહુ, ને પરણેલાની વહુ.
કુંવારી કન્યાને સો વર ને સો ઘર.

કો કાળે ફળદાયકો.
કો કોને કો.
કોગળે દવ ન ઓલાય ( હોલવાય ).
કોચલામાં વાંદરાનો હાથ છે, તે ચોખા જવા કેમ દેશે?
કોચીનનો ( ચીનનો ) શાહુકાર.
કોચેલું ગુમડું ભર નિગળ થઇ જાય.
કોટ, ને દહીંનો ગોટ, ને વારી ( વાડી ), ને સુનાની થાળી.
કોટમાં માળા, ને પેટમાં લાળા.
કોઠીંઆની ભારી.
કોઠીએ કણ, એટલું માથે રણ.
કોઠીએ કણ, ને ( તેટલું ) માથે રણ, તેથી ભલું મરણ.
કોઠીએ જાર, તો ડાહી નાર.
કોઠી ધોઇને કાદવ કાઢવો. ( શો ઉખેડવો? )
કોઠી ધોતાં કાદવ નિકળે.
કોઠી ધોયે, કાદવ ઉખળે. ( કંઇ નિસરે ? )
કોઠીમાં કણ, ને માથે રણ.
કોઠીમાં ઘાલ્યા જીવે નહીં.
કોઠીમાં ઘાલ્યો હોય, તો શાણેથી નિસરે.
કોઠીમાં તલ ઘાલ્યા, તે કંઇ કોઠીના બાપના થયા ?
કોઠીમાં નાખે કંઇ કોઠીના થઇ ગયા ?
કોઠીમાંનો કુકવો.
કોઠી હોય તો ઢાંકણ ઘણાંએ.
કોઠે કોઠે બુદ્ધિ.
કોડીઆ જેટલું કપાળ, ને વચ્ચે ભમરી ( ભમરો ).
કોડીઆને માન, કે ચાડાને માન ?
કોડી ચોર, તે પાડી ચોર.
કોડીની કમાણી નહીં, ને ઘડીની ફુરસદ નહીં.
કોડીની પાડી, ને સોની સવાઈ કરવી.
કોડીની સત્તા, ને લાખની મતા.

કોડી હરામ, ને બચકા હલાલ.
કોડી હરામ, બુકચા ( થેલા ) હલાલ.
કોડે મુઆં, ને કુતરે તાણ્યાં.
કોણ કહે છે (આ)રાંપી ( રાંપણી )નો ઘા ?
કોણના જોડા કોણના પગમાં.

કોણ પાપસેં અવતરે, બડે બાપકે પૂત;
પામર ( મંગન ) માગે પામરી, ન મળે ઘરમે સૂત.

કોણ વસ્યું ને કોણ વસે, ને ધરતી બેઠી હસે.
કોણ સાથે બાંધી ગયુંચ, કે આપણે બાંધી જઇશું.
કોણીએ ચોપડેલું મધ ( શા કામનું ? )
કોણે કહ્યું હતું, કે બેટા બાવળીએ ચઢજો ?
કોણે દીઠીછ કાલ.
કોથળામાં ઘાલીને પાંછેરીનો માર મારવો.
કોથળામાં પાંચશેરી.
કોથળીમાંથી સાપ નિકળ્યો.

કોદરા કહે મારો કાળો દાણો, મારૂં કરહણ નીચું;
ચાર દહાડા મુજને ખાય, તો હગતાં આંખો મીચું.
કોદરા કહે મારો ખડ દાણો, મારે માથે છાંડાં;
મારો ખપ ક્યારે પડે કે, વરસ આવે ખાંડાં.

કોની ગાય, કોનું ખાય, હાંકે તેનું નખોદ જાય.
કોના બાપની ગુજરાત.
કોના બાપની દીવાળી.
કોની માએ શેર ( સવાશેર ) સુંઠ ખાધી છે ?
કોની રાણી દેવડી, ને કોના દાવલ પીર.
કોની લાડી, કોનાં દેડરાં ઝારશે ( તાણશે ).
કોપરૂં ખાઇને કાંટલી આપવી ?
કો પડ્યા તો કે પડ્યા તારા બાપ, બ્હોંસે ચઢ્યા તે.
કોમતાઇ રૂ, ને તેલીઆં કોપરાં ( પરખવાં મુસ્કેલ )
કોયલાની દલાલીમાં હાથ કાળા.

કોયલાં ( કોહેલાં )પણ તે સાગનાં લાકડાં.
કોયલી કુતરીને કાને કીડા, એક મરે ને બીજી પીડા.
કોયાં કોયાં, પણ સાગનાં લાકડાં.
કોયું ઘી તેલમાંથી ગયું ?
કોયું ઘી દીવેલમાંથી જાય નહીં. ( દીવેલમાંથી ગયું ? )
કોરટ ને સોરટ. ( સોટી )
કોરા વાગા કડકડે, ને ઘેર ઘોડો ભૂખે મરે.( ઘરની રાંડ ભૂખે મરે. )
કોરા વાગા કકડે ( ખખડે ), ને ઘરની બાયડી ફફડે.
કોરે કાગળે મતુ.
કોરે બાણે આશિર્વાદ કરવો.
કોલઈ, કાંપરી, ને બાંમ, એ ત્રણ ( ત્યાં ) જીવ જવાના ઠામ.
કોલસાની દલાલીમાં હાથ કાળા.
કોલાંને (કોહલાં) કોટવાલી આવી, ને હોલાને હવાલદારી આવી.
કોલાંને કોટવાલી, ને હોલાંને રાજ, કુતરી કાને કોડિયાં, ને બિલાડીને કાને ઝાલ, ને જેને નહીં હતું આંગણું તેને થયો અવાસ.
કોલી દોહીને કુતરીને રેડે.
કોલીનું કામ પડ્યું, ત્યારે ડુંગર પર ચઢી બેઠી.
કોલીનું રાજ કરચલે ગયું.
કોલી રાત પડે ત્યારે દર ખોદે.
કોલું કાકડીએ રળિયાત.
કોશીસ સરસ કે કીસમત ?
કોસો, પોસો, ધૂળ ધમાસો.
કોહલ, કપોળ, ને કાફરી, ને ચોથી અંધી લાકડી.
કોહાડી ( કોહાવાડા ) ને હાથો મળ્યો.
કોહી કુતરી ને કાને કીડા, એક ટળે ને બીજી પીડા.
કોહી છાસ ઉકરડે ઢોળવી.

કોહોળું કહે હું ગોળ ગોળ; મારે દીસે છે ઢોલ;
મારા ખાવામાં સ્વાદ કરે, તો નાખ મેથી ને ગોળ.
કોહ્યો સારનાર, ને ફિરપો સરાવનાર.
કોળી કચોર નહીં, ને હરણ ડફોળ નહીં.
કોળી કચોરે નહીં, ને હરણ ફોલે નહીં.
કોળી કીધા લૂટવા, ને રાંડી રાંડ કીધી કૂટવા.
કોળી ત્યાં હોળી.
કોળીની બુધ કુલે, ને ગણે ગણે ને ભૂલે.
કોળીની વિદ્યા કોઇ ન કળે ( કરે ).
કોળી ભાઈની જાતમાં, ખાવાપીવા કાનમાં;
ઢોલ વાગે તાનમાં, સુઇ રહેવું મેદાનમાં.
કોળીભાઇ લીધી વાત મૂકે તો લાજ જાય.
કોળી રજે ત્યાં કુકવો, ને ઢેડા રજે ત્યાં ધૂળ;
દુબળો રજે તો નિહાલ કરે, નહીંતર કાઢે તળીઆં મૂળ.
કોળી લૂટે, કાઠી લૂટે, લૂટે ચોર ચખાર;
ભરવસ્તીમાં ભેખ લૂટે, થઇ વેશ્યાના યાર.
કૌતક વિના હસવું ન આવે.
કૌરી જગતમે અજબ ચીજ બનાઈ;
કૌરી બીન બાતાં કરે સોહી લપુરાઇ.
કયારે આવ્યા, કયારે જશો ?
કયું કરૂં મેરેમેં તાકાત નહીં, નહીંકર સાલેકા ચૂરેચૂરા ( ટુકડે ટુકડા ) કરડાલું.
ક્યાં અઘાણી, ને ક્યાં પિંગાણી !
ક્યાં કાગ, ને ક્યાં કોયલ !
ક્યાં ગાંગા શાહ, ને ક્યાં ગાંગા તેલી !
ક્યાં ઘોડું, ને ક્યાં ગધેડું !
ક્યાં ચંદન, ક્યાં બાવળીઓ !
ક્યાં ચંદન, ક્યાં મલીઆગરી, ક્યાં સાયર ક્યાં નીર;
જેમ જેમ પડે વિપત્તડી, તેમ તેમ સહે શરીર.

કયાં જાઉં કેથી, તો ઝાડે લાગી મેથી.
કયાં જીવ, ને ક્યાં શિવ !
કયાં થુવેરીઓ, ને કયાં મોગરો !
કયાંની બીબી ફાતમા, ને કયાંના દાવલશા પીર !
  કયાંની રાણી દેવડી, ને કયાંના દાવલ પીર;
  કયાંનો જીવણ કમાલીઓ, ને કયાંનો માધો મીર !
કયાં મોહોર, ને કયાં અધેલી !
કયાં રાજા ભોજ, ને કયાં ગાંગો તેલી !
કયાં રાણો રાજીઓ, ને કયાં કાણો કાછીઓ !
કયાં લંકા, ને કયાં લાહોર !
કયા જાણે ( જાને ) ગદ્ધા જાફરાનકી બાત ?
ક્રોધનાં કડવાં ફળ.
ક્રોધી કુંભાર ગધેડાના કાન આમળે.
ક્લેશ થાય, તેથી ગોળીનું પાણીએ નીઠે.
ક્ષમા વીરસ્ય ભૂષણમ્.
ખંભાતની ખીચડી, ને ઘોઘાનું ઘી.
ખઇ, ખરમોડો, ને પિત્ત, એ ત્રણે જીવ જવાની રીત.
ખજુર ખાય તે વાદળ સેવે.
ખજુરાંની પાંખડી ખરી તો શું, ને નહીં ખરી તો શું ?
ખજુરાંની હેઠે દૂધ પીએ, તોકે તાડી પીએછે, ને ગાયના કોઢારમાં તાડી પીએ, તોકે દૂધ પીએ છે.
ખટપટીઆના કાન ઉંચા.
  ખડકા બ્યારા મોટી પાલ, નહીં મરે તો વાલોડ ચાલ;
  વાલોડ કહે જે રાતો કરૂં પીળો કરૂં, નહીં મરે તો હું શું કરૂં ?
ખડિયું ફાટે ત્યારે પીએર જાય.
ખડે ઘાટ, ઓર ( ને ) બારે વાટ.
  ખડે વાળ્યાં ખાસડાં, ઉંચી ચઢાવી બાંહે;
  આણીમેર પેલીમેર જોઇને, આવ્યા ઘરની માંહે.
ખડયા પગ ગલીચા વેર લઈ જવા ?

ખણ, ખાતર, ને પ્રાણી, કરમ લાવે તાણી.
ખણવો ડુંગર, ને મારવો ઉંદર.
ખણે તે લણે.
ખણ્યો ડુંગર, ને કાઢ્યો ઉંદર.
ખદડા કોદી ખાંડે આવ્યા છે ?
ખપ તેની ( તેનો ) છોડ નહીં.
ખબડે ખીલા હેઠ કે નવસેં નવાણું રોકડા.
ખબર ખાટલે, ને દોલત દરવાજે.
ખમે તે જમે ( ખાય ).
ખમો અને ખમા કરો.
ખરચી ખૂટી, ને યારી તૂટી.
ખરસલીનો તાપ, ને મા વિના બાપ.
ખરસાણીને કંઈ ન થાય.
ખરાનું ખરૂં જ છે.
ખરાબ ખાસનું, ને બીઆબારૂં.
ખરાબીનો ખાટલો.
ખરી ગયેલ દાઢે શોભે નહીં.
ખરી પ્રીત સેવાળની, તે જળ ભેગી સૂકાય.
ખરી વાતમાં શાનો ખાર, ને પરઠ્યું આપે શાનો પાડ ?
ખરૂં કહે તેમાં ખાર શેનો.
ખરૂં ખોટું ઇશ્વર જાણે, ફોકટનો ભાર જોશી તાણે.
ખરૂં પાણી ધાથી વળે, પણ ભાંગે તો નહીંજ.
ખરૂં બોલે તે ખરૂં જ પામે.
ખરૂં બોલે તેમાં ખાર શો, ને પડયું આપે ( લીધું આપે ) તેમાં પાડ શો.
ખરે બપોરે ખાર શું, ને આપી માગે તેમાં પાડ શું ?
ખરે બપોરે તારા દેખાડવા.
ખરે બપોરે બાગનું, ને પોપાંબાઇનું રાજ.
ખલકકી જબાન, ખુદાકા નગારા.

ખસેરી વસતારે આવી.
ખવાય નહીં, ને ખાવા દે નહીં.
ખવાય નહીં, ને ઢોળી દે.
ખસખસની ઠેસ.
ખાંડણીઆમાં માથું, ને ધબકારે બ્હીવું? ( ને હળવે હળવે ખાંડ? )
ખાંડણી તળે રહેવું, ને ધબકારે બ્હીવું.
ખાંડણીમાં માથું, ત્યાં ધક્કાનો શો ડર?
ખાંધપર વાંસલો ( ઝુંસરી ), ને રાંડ ફૂટી મારી.
ખાંધે કોથળો, ને દેશ મોકળો.
ખાંધે મુસળ, ને ખેમ કુશળ.
ખાંભામાં ખીલા, ને હાથ પગમાં હીલા.
ખાંયણીઆમાં માથું, ને ધમકારાથી બ્હીવું? ( ને ધમકારેથી બ્હીવું શું? )
ખાઇએ તેનું ગાઇએ.
ખાંઈએ પીએ મનને ગમતું, ને વહેવાર ચલાવીએ ગામને ગમતો.
ખાઇ ગયા ઘાંચી મોચી, ને ન્યાત રહી તમાસા જોતી.
ખાઈ જાણે (જાય), તે પચાવી જાણે.
ખાઈ જાય કાગ, ને ટોવાય હુડો.
ખાઇ જાય દીવાળી, ને કૂટાઇ મરે સૂપડું.
ખાઇને ખખર્યું, ને સુઇને સાંભર્યું.
ખાઈને ખાસડાં મારે ( મારવાં ).
ખાઇને ખીસી ગયા ( ખસીજવું ), ને મારીને નાસી ગયા (નાસીજવું ).
ખાઇને સુઇ રહેવું, ને મારીને ભાગી જવું.
ખાઈને હલાલ કરવું, પણ હરામ ન કરવું.
ખાકને ખાસડું.

ખાખર ( ખાખરા ) ની ખીસોડી ( ખીસકોલી ) સાકરનો સ્વાદ શું જાણે !

ખાખરની ખીસકોલી, આંબાના રસમાં ( રસને ) શું જાણે ! ( સમજે )

ખાખીની કુતરી.

ખા ગયા સો ખો ગયા.

ખાજા તોડકે ખા ગયા.

ખાજે ત્યાં, ને પાણી પીજે ત્યાં.

ખાટલામાં આડા સુઓ કે તેડા પણ ગાંડ તો વચમાંની વચમાં

ખાટલે ખોડ કે ચોથો પાયોજ ન મળે, નહીં તો ઉપર સુવાની શી વાત !

ખાટલેથી પાટલે, ને પાટલેથી ખાટલે.

ખાટલે પડેલું ઝાઝા દહાડા છવે નહીં.

ખાટલે મોટી ખોડ કે પ્રથમ ( ચોથો ) પાયોજ નહીં.

ખાટી છાશ ઉકરડે નાખવી પડે ( નાખવાની ).

ખાટી છાશ ઉકરડે પડે.

ખાટચો ચોર પથરા ઉપાડે.

ખાટચો માણસ બમણી હિમ્મત પકડે.

ખાડા ખસે, પણ હાડા નહીં ખસે.

ખાડામાંથી ( ખાઓચીઆમાંથી ) નિકળી કૂવામાં પડવું.

ખાડે ખાડ વધે.

ખાડો ખોદે તે પડે.

ખાડો ખોદ્યો હોય તે પૂરવો. ( દેવું આપવું ).

ખાડો ખોદ્યો હોય તો પૂરાય.

ખાણીઆમાં માથું, ને ધપકારાથી બ્હીવું ?

ખાતર ઉપર ( પાછળ ) દીવેલ.

ખાતર ઉપર દીવો.

ખાતરના ગાડામાં ચોપદાર.

ખાતર પાછળ દીવેલ થાય.

ખાતરે ખેતી, ને ધને ખુનિયાત.
ખાતાં કાણા કૂવા ખૂટે.
ખાતાં ખાંડ, ને ચાવતાં રેત.
ખાતાં ખાતાં આભનાં આભ ગળાઈ જાય ( ભંડાર પણ ખૂટી જાય ).
ખાતાં ખાતાં વાત કરે તો કાનમાં કોળીઓ જાય.
ખાતાં ખૂટે, ને પહેરતાં તૂટે.
ખાતાં ખૂટે, ને વાપરતાં ફૂટે.
ખાતાં પીતાં હરિ મળે, તો હમકુ કહીઓ.
ખાતાં રહે તે છાલ ને ગોટલા, ને મરતાં રહે તે માદાં ઘરડાં
ખાતાં રહ્યું તે બી, ને મરતાં રહ્યું તે ઘરડું.
ખાતાં વાર, ને અથતાં વાર, તેના કામમાં શી ભલીવાર.
ખાતીના ગાલ, ને ન્હાતીના બાલ ( સાંત્યા રહે નહીં ).
ખાતું એ ગયું, ને ધાતું એ ગયું.
ખાતું ખાય, ને ભરતું ભરે.
ખાતું ધન.
ખાતે પીતે ખોખો ( પેટ ) દુખે.
ખાતો ખાય, ને પીતો પીએ ( ભરતો ભરે ).
ખાતો જાય ને ખાસડાં મારતો જાય.
ખાધ રાજા, ને માંહે જપ કળા.
ખાધી ખીચડી, ને ગયા વિસરી.
ખાધી દેહ જણાય, ને વંઠયા મેહ જણાય.
ખાધું ખભે આવે.
ખાધું ખાંડાની ધારે.
ખાધું ગળાં આડે આવે, ને પાપ મરણ આડે આવે.
ખાધું જોરવે ભેંસ, ને પૈસા જોરવે વાણિયો.
ખાધું તેણે ખોયું, ને વાવર્યું તેણે વાવ્યું.
ખાધું તે પચોરીએ, ને લીધું તે દસોરીએ.
ખાધું ધાન, તો ( ને ) ઉતર્યું ( ગયું ) માન.

ખાધું ધાન પાછું કઢાશે?
ખાધું નહીં, ખાવા દીધું નહીં, ને ઢોળી નાખ્યું.
ખાધું ને મ્હોં ખાલી.
  ખાધું પીધું તે આપણું, હાકમ ને ભયા ફોક;
  જીવ લઇ ગયો જમડો, ત્યારે ખાઇ ગયા લોક.
ખાધું હોય તે જવાબ દે.
ખાધે ખાધ વધે.
ખાધે ખુવાર, ને ગદ્દે અસ્વાર.
ખાધે પીધે ઉદમાતની ઉજાણી.
ખાધે પીધે દીવાળી, ને ઉગરતે ( ઉગરે ) ઉચ્ચાટ.
ખાધે પીધે દીવાળી, ને વાર પરબે ( શીર મૂડાવે ) તહેવાર.
ખાધે ભંડાર ખૂટે.
ખાધેલું ખોરૂં ન કરવું.
ખાનખજુરાનો એક પગ ભાંગ્યો તો શું, ને આખો તો શું?
ખાનગી દેવું એક ધણીનું રાખવું.
ખાના પીના, ખુશ રહેના.
ખાના પીના ખેરસલ્લા, ઓર ( ને ) ધીંગાણાં ખોતેરાં.
ખાનાર ત્યાં ધાનાર નહીં, ને ધાનાર ત્યાં ખાનાર નહીં.
ખાનારનું મ્હોડું, ને ન્હાનારના વાળ, છૂપા રહેજ નહીં.
ખાનાર પીનાર, ને ખુદા ( પરમેશ્વર ) આપનાર ( દેનાર );
ખાની પીની સાસતે, ને લડનેકુ મજબૂત.
ખાને પીનેમે મેં, ને લડનેમે મેરા ભાઇ.
ખાબોચીઆમાં ઢેખાળો નાખે, તો પોતે છંટાય.
ખાય કરા, ને રાખે બરા.
ખાય કુસકી, ને મારે ભુસકી.
  ખાય ખરચે ને રાખે માયો, એનું નામ તે પહેલો ડાહ્યો,
  વાત કરે ને નહીં જાય વાહ્યો, એનું નામ તે બીજો ડાહ્યો,
  ઘર બાંધે ને નાખે પાયો, ને ધાડપડેને નહીં જાય ધાયો,
          એનું નામ તે ત્રીજો ડાહ્યો.

ખાય ખરચે ને રાખે માયો, તે જગતમાં પહેલો ડાહ્યો.
ખાય ખર ( ખરેલું–પડેલું ), તેને ખુદાનું બર ( બળ ).
ખાય ખાંડી, ને પડે માદી.
ખાય ખોડી, ને પડે હરેડીને માથે ( હરાડી પર ).
ખાય તે ખાય, ને જોય તે જોયા કરે.
ખાય તે ( તેવું ) ધાય.
ખાય તેનું ખોદે.
ખાય તેનુંજ ભાણું ભાંજે.
ખાય તેનું વખાણે.
ખાય તેનો ખૂણો, પીએ તેનું ઘર, ને સુંઘે તેનાં લુગડાં, એ ત્રણે બરાબર.
ખાય નહીં, ને ઢોળીદે.
ખાય ન્યામત, ને પડે લ્યાનત.
ખાય પીએ ખાલપો, ને કૂટાઇ મરે ગારૂડી.
ખાય પીએ ખાંડણી ( ખાંડણીઉં ), ને કૂટાઇ મરે સૂપડું.
ખાય પીએ દીવાળી, ને કૂટાઇ મરે સૂપડું.
ખાય પીએ સાવરણી ( ખાંયણી ), ને કૂટાઇ મરે સૂપડું.
ખાય બધાં ( ય ) પક્ષી, ને ટોવાય હુડો.
ખાય ભઠિયારી, ને મારે પોરિયાં.
ખાય ભીમ, ને અગ્રે શકુની.
ખાય સો, ને જેરવે એક.
ખાય સૌ, ને ભોગવે એક.
ખારાં પાણી, ને પૂઠનો વા.
ખારા કૂવામાંથી મીઠાં પાણી ન નિકળે.

ખારા જળનો જીવ, મીઠા જળમાંહી મરે છે;
મીસરી મીઠી ઘણી, ગદ્ધાના પ્રાણ હરેછે.

ખારા સમુદ્રમાં મીઠી વીરડી ?
ખારિયામાં ઢેફું નાંખે તે પોતે ખરડાય.
ખારૂં પાણી ને પૂઠનો વા, પાછું ફરીને જોય, તો કુહાડીનો ઘા.

ખારે પાણીએ ખસ જાય.
ખારે પાણીએ ખોડો ગયો.
ખાલી ચણો, ને વાગે ઘણો.
ખાલી ચણો ને વાગે ઘણો, ને તે ચણાપર દમામ ઘણો.
ખાલીપીલી ક્યાં જાઉં, દો ધનક લેતી જાઉં.
ખાલી વાસણ, ને ખખડે ઘણું.
ખાલી હાથે જન્મી, ખાલી હાથે જવું છે.
ખાવા કુસકાં, ને વહેવી ઇંટ.
ખાવા ખાપરૂં નહીં, ને રહેવા ઝુંપડું નહીં.
ખાવા નહીં ખાપરૂં, ને રહેવા નહીં છાપરૂં.
ખાવનાં કુસકાં, ને ઉંચકવાની ઇંટ.
ખાવાનાં ખોખાં, ને પહેરવાનાં ચોખાં.
ખાવાનું ને ખાવાનું જાય, ને વળી (ઉપરથી) વેવાઇ રીસાય (ને સગાં દુભાય).
ખાવાનું ને ખાવાનું જાય, ને વળી સગું દુભાય.
ખાવાને જગલો, અને કુટવાને ભગલો.
ખાવા પહેરવા (પીવા) ખેરસલ્લા, ને ધીંગાણાં ખોતેરાં.
ખાવા પીવા ખોસખદર, ને એટા છત્રી ઓઢે છે.
ખાવામાં અમ્મર, ને કુટવામાં કમ્મર.
ખાવા રોટલા, ને ભાંગવા ઓટલા.
ખાવાં ગોખરૂ, ને ગળીં (માંહે) કાંટા.
ખાવિંદને ખુદા બરાબર.
ખાવું ખાનપુર, ને સુવું જલાલપુર.
ખાવું ખોબામાં, પણ ભૂખ વિના ભાવે નહીં.
ખાવું ઘી, ને માંહે કાંટા.
ખાવું તેનું ગાવું.
ખાવું તેનુંજ ખોદવું ? (નહીં).
ખાવું તેમ લવવું નહીં.
ખાવું થોડું, ને ધાવું ઘણું.

ખાતું નહીં, ને ખાવા દેવું નહીં.
ખાવું મનને ગમતું, ને પહેરવું લોકને ગમતું.
ખાવું વાસી, ને રહેવું ઉપવાસી.
ખાવું હોય તો ખા, નહીંકર નાતરે જા.

ખાવું હોય તો ખોળામાં, પણ ભૂખ વગર ભાવે નહીં;
ગાણું ( ગાવું )હોય તો ગળામાં, પણ ઉલટ વગર આવે નહીં.

ખાવે રોટા, ને સુવે ઓટા, નહીં કીધા વણજ કે વેપાર;
કે ઉસમે આવે તોટા, ઉસ કારણસે ધગર મોટા.

ખાવે શૂરા, ને લડવે પૂરા.
ખાવો ગુંદર, ને માંહે કાંટા.
ખાસડાં ખાધાં, કાંદા ખાધા, ને દંડ ભર્યો.
ખાસડાના દેવને પથ્થરની પૂજા.
ખાળે ડુચા, ને દરવાજા ખુલ્લા (ઉઘાડા, મોકળા ).
ખાળે ડુચા, ને બારણાં ઉઘાડાં.
ખાળે ડુચો દે, ને બારણાં ઉઘાડાં મૂકે.
ખાળે દાટા, ને દરવાજા ઉઘાડા.
ખીંટીએ પોતિયું ( ગુમાસ્તાનું ).
ખીંટીવાસ્તે મહેલ પાડવો ( તોડવો )?

ખીચડી કહે મેં આવન જાવન, રોટી કહે મેં મજલ પોંચાવન;
દાલ ભાતકા સુતરા ખાના, મેરે ભરોંસે ગાઉ મત જાના.
ખીચડી કહે મેં આવન જાવન, રોટી કહે મેં મજલ કપાવન;
ભાત કહે મેરે સફલે ખાને, મેરે ભરૂંસે ગામ નહીં જાના.

ખીચડીના બે બોલ.
ખીચડીનું ઘી ખીચડીમાં ઢળ્યું.
ખીચડીને હલાવવી નહીં, ને દીકરીને લડાવવી નહીં.
ખીચડી ભેગું ઢોકળું ચઢે ( ચડે ).

ખીચડીમાં ગોળ નહીં, ને નાતરામાં ઢોલ નહીં.
ખીચડી હલાવી, ને દીકરી મ્હલાવી વંઠે.
ખીજડસેં પડા કે ઠેંઠણેઠેં, ને તપ આઇ ઔર ટપ મુઆ.
ખીજ્યા તો બેટા, ને રીઝયા તો બેટા.
ખીર નહીં ખાધી હું તો દાઝી.
ખીરમાં ખાડો, ને આત્મા ટાઢો.

ખીરમે ભેળી સક્કર, દુધમે મિલાઈ ખાંડ;
તું જાતકી કંચની, મેં જાતકા ભાંડ.

ખીલા વળુંધી ભેંસ કૂદે.
ખીલા સાથે કાન જડયા.
ખીલોડી ઉગટમાં.
ખીસકોલી તે વળી ઉગટમાં ?
ખીસકોલીનાં જમાનગતાં હોય ?
ખીસકોલી ભેળી તેની પુંછડી પણ હાલે.
ખીસા તર, તો ફાવે તે કર.
ખુંટી ગરીબનો ખીદમતગાર છે.
ખુંપગાંથી ખુંપરો.
ખુટેલને ખાસડાનો માર.
ખુટેલ વાણિયો ચોપડા ખોળે.
ખુદાએ કીધું જોડું, તે કેમ હોય કજોડું.
ખુદા જ્યારે આપવા માગેછ, ત્યારે તમાચો મારીને આપેછ.
ખુદા જેવો સાહેબ છે, તે ભૂખ્યાં ઉઠાડે છે, પણ ભૂખ્યાં સુવાડતો નથી.

ખુદા તેરી કુદરત, અજબ તેરા ખેલ;
છછું દરકે શિરમેં, ચંબેલીકા તેલ.

ખુદાના ચોર થવું ?
ખુદાની ખુદાઇ ભલી, કે ગિયાની ઉંઘઇ ભલી.
ખુદાની મહેર, ત્યાં લીલા લહેર.
ખુદાની લાકડીને અવાજ નથી.

ખુદાનું કામ ખુદા જાણે.
ખુદાનું ઘર રાસ્ત છે.
ખુદાને ઘેર ઘંટી ખાંયણીઓ.
ખુદાને બનાયા જોડા, (તે) એક અંધા ઓર દુસરા ખોડા.
ખુદા પલકમાં ચાહે સો કરે.
ખુદા પાધરે, તો વેરી આંધળો.
ખુદા બીલંગ, તો સુન્નાની સાદડી, ને રૂપાનો પલંગ.
ખુદા મહેરબાન, તો ગદ્ધા ( બી ) પહેલવાન.
ખુદા રાખનાર, તેને કોણ મારનાર.
ખુરસી પરથી ઉતર્યાં, ને મજદકમાં નામ.
ખુશામત ખારી નહીં લાગે.
ખુશામત ખુદાને ઘેરથી છે.
ખુશામત ખુદાને પણ વહાલી છે.
ખુશીનો સોદો, ને હાથીનો હોદ્દો.
ખૂણીપર ખાસડાં, ને નેકીપર પેંજાર.
ખેંચ પકડ, મુજે ( મેરેકુ ) જોર આતા હે.
ખેડ કર તો લે ગાડું, વેઢ ( વઢવાડ ) કર તો બોલ આડું.
ખેડ કરે તે ધાસે, જો ન હોય ધણી પાસે.
ખેડ, ખાતર, ને પાણી, અનાજ ( તે ધાનને ) લાવે તાણી.
ખેડ, ખાતર, ને પાણી, કર્મને આણે તાણી.
ખેડ, ખાતર, ને પાણી, કર્મમાં ન હોય તો (નસીબમાં ન હોય તોપણ ) લાવે તાણી
ખેડ, ખાતર, ને પાણી હોય તો ખેતી થાય.
ખેડુત થાકે, જમીન નહીં થાકે.
ખેડે તે ખાય.
ખેડે તેનું ખેતર.
ખેડે તેવું ખાટે, ને વાવે તેવું લણે.
ખેડો કે ના ખેડો, પણ સાંયભાડું તો આપવું પડે.

ખેતર કહે ખેડ, વાડે વળગી રહે;
પછી રાતું શું રડછ, વાઢશું વલખાં કરે.

ખેતર ખેડવું, ને ગામનો હિસાબ.

ખેતર ગયે વરાપ.

ખેતર જેવડી રાંપ હોય ?

ખેતર તેવાં વેતર.

ખેતર પરઠયું ખળે લાભ.

ખેતર ભલું ચોવાડ, ને ભાગની ભલી કોબાડ.

ખેતરમાં ખુંટો, ને ઘેર જઇ માયા છુંટો.

ખેતર રાખે વાડને, તો વાડ રાખે ખેતરને.

ખેતર વચ્ચે ખાડી, ને લાડ ચઢાવ્યો હાલી.

ખેતર વચ્ચે રાઇ, ને વંઠે ઘેર આવ્યો જમાઇ.

ખેતર વાવવાને આપ્યું, ગણવત કરીને થાપ્યું;
પડતર રાખ, કે બમણું વાવ, પયદા પ્રમાણે મારૂં લાવ.

ખેતી આબાદાન ( આવાદાન ).

ખેતી એવા દાણા.

ખેતી એવી સેતી.

ખેતી કરવી ( ખેડવી ) તો રાખવું ગાડું, ને લડાઇ ( વઢવાડ ) કરવી તો ખોલવું આડું.

ખેતી ધણી સેતી, નહીંતો થાય ફજેતી.

ખેતી ધનકો નાશ, જો ધણી ન હોય પાસ.

ખેતી ધનકો નાશ, જો ગાડું ધણી ન હોય પાસ.

ખેતી ને ભવાઈ માણસે શોભે.

ખેતી પાતી ને વિનતિ, વાશાકેરી વજ;
હાથે તંગ નહીં તપાસીઆ, એતના કામ અકજ.

ખેતી બળદ લેતી જાય.

ખેતી બળ લેતીગઇ ( જાય ).

ખેતીવાળો ધ્રાસે, તે ધણી ના હોય પાસે.

ખેતી શિર શેતી.

ખેપ હાર્યા, કંઈ જનમ તો નથી હાર્યા.
ખેપ હાર્યા, જનમ નથી હાર્યા.
ખેમને ખાય, ને કુશળને બી ખાય.
ખેમને ખાવું, ને કુશળને ખાવું (કેમ બને ?)
ખેરણુ ખેરણુ જાન જાય, ને ભૂતીઆવાડે ભૂત જાય.
ખેર, ને જરમાંથી ફેર.
ખેરિયું લાકડું ચીરવું છે ભાઇ.
ખોખરી ડાંગ પણ હાંલ્લાં(ને) ફોડી નાખે.
ખોખરી ડાંગ હાંલ્લાંથી નહીં જાય.
ખોજાને બે બૈયર.
ખોજાભાઇની ભરતીમાં જે આવે તે સમાય.
ખોજો ઊઠયો માર ધનાલું.
ખોટા બળદને દેશાઇ કહિયે, બોલે કુહાડા ફાડ;
વ્યાજબી પૈસો ન ભરે, તો દંડનો શું ભરે કાડ.
ખોટાં ખત પર મુએલાંની શાખ.
ખોટું ખોવાય નહીં, ને ભૂંડું મરે નહીં.
ખોટું તેડું, ને લાંબું નોતરૂં.
ખોટું નાણું, ને અકર્મી દીકરો, કોઇ દહાડે પણ કામ આવે.
ખોટો કે ખરો પણ તે ગાંઠનો, ને ભૂંડો કે ભલો પણ તે પેટનો.
ખોટો ચોર પથરા ઉપાડે.
ખોટો રૂપીઓ ખોવાય નહીં.
ખોટો રૂપીઓ ચળકે (ઝગકે) ઘણો.
ખોટો રૂપીઓ ( હીરો )ચળકે ઘણો, ને ભૂંડો ભૈયો ( ભરથાર ) ભડકે ઘણો.
ખોડીઓ, ખાપરો, ને બામ, એ જીવ ગયાના ઠામ.
ખોડી ગધેડી ને પાટણ ઢુંકડું.
ખોડી બિલાડી અપશુકનમાંથી ન જાય.
ખોડી ( માદી ) બિલાડી કંઇ અપશુકનમાંથી ગઇ ?

ખોડું તો ખોડું, પણ ઘરનું ઘોડું.
ખોડો ગયો, ને દળદર આવ્યું.
ખોદતાં ખાડ, ને પૂરતાં ડુંગર.
ખોદવો ડુંગર, ને કાઢવો ( મારવો ) ઉંદર.
ખોદવો તો ડુંગર, મારવો તો હાથી, ને લૂટવો તો ભંડાર.
ખોદવો તો ડુંગર, લૂટવો તો ભંડાર, પરણવી તો પદ્મની,
પહોંચવું તો દરબાર.

ખોદે કોળ ( ઉંદર ), ને ભોગવે ભોરીંગ;
રળે બળદ, ને ખાય તોરીંગ.
ખોદે ખાડો તે પડે, સત્ય અનાદિ વાત;
નહીં માનો તો કર જુઓ, પછી ખાશો લાત.
ખોદેગા સો પાવેગા, તુમ ફીકર ન રાખો ભાઇ;
ચીટ્ઠી આપી બ્રાહ્મણને, ને ગદ્ધે ચઢયા નાઇ.

ખોદે તે પડે, ને વાઢે તે વહે.
ખોદ્યો ડુંગર, ને કાઢ્યો ઉંદર.
ખોરૂં ઘી કંઈ દીવેલમાંથી ( કોપરેલમાંથી ) જાય ?
ખોરૂં ઘી દીવેલમાંથી પણ ગયું ?

ખોળામાં ખાણું ( ખાવું ) પણ, ભૂખ વિના ભાવે નહીં;
ગળામાં ગાણું ( ગાવું ) પણ, ઉલટ વિના આવે નહીં.

ખોળે ઘાલી ખીચડી, ને કહો મારી દીકરી.
ગંગા ગયે ગંગાદાસ, ને યમુના ગયે યમુનાદાસ.
ગંગા જમનાનાં પાણી પીવાનાં, ને અંતરવેલનાં ડાભ
ખાવાનાં.
ગંગા જમના પાણી પીવાના, ને અંતરવેલના ડાભ પેટમાં
લેવા.
ગંગામાં ઝબકોળો તોએ કડવી તુંબડી મીઠી ન થાય.

ગંજીફા તો હરકોઇ ખેલે, સેતરંજ ખેલે કાજી;
ગરીબ ગુરબાં કંકરી ખેલે, ચોપટ ખેલે પાજી.

ગંડુકી બાયડી છોડ ગઈ ગગરી ( રા ).

ગંદાને કહે સારી, ઉન્હાને કહે ટાઢા;
ખારાને કહે મીઠું, એવા લોક આડા.
ગંધા ગોસ ભલા, કે તાજી માહી;
બુઢા બાપ ભલા, કે જુવાન ભાઇ ?
ગંધાતું તળાવ હમેશાં ભર્યું હોય.
ગઇ જુવાની ને આવ્યો બુઢાપો, તે પાંતીનો કેવો કુડાપો ?
ગઇ તિથિ બ્રાહ્મણ ( જોશી ) પણ ન વાંચે.
ગઇ પળ જોશી ના વાંચે.
ગઈ ભેંસ ચોપડી, ને મુઇ વહુ બાપડી.
ગઇ વસ્તુનો શોક ન કરવો.
ગઈ વાત ગુજરી.
ગઇ વાતનો ઓરતો નહીં.
ગગન સાથે વાત કરવી?
ગજ ગાદી પણ સાથરો, અજવાળી પણ રાત;
ભાથી ભૂપ સરીખડો, આહીર ( આખર ) ભીલની જાત.
ગજની ઘોડી, ને સવા ગજનું ભાડું.
ગજ પગલામાં સરવનાં પગલાં ગેબ.
ગજ ભરવો, પણ તસુ ફાડવો નહીં.
ગજ ભરે, પણ તસુ ફાડે નહીં ( તસુ ના વેતરે ).
ગજવામાં નહીં મળે કોડી, ને જાઉં બજારમાં દોડી,
ગજવાં હોય ભારી, તો રોજ જઇએ વાડી.
ગજનું જોઇને વાત કરવી.
ગજા પ્રમાણે ખરચ કરો, જોઇને ડગલાં ભરો.
ગજા વગરની ગધેડી, ને સિધપુરનું ભાડું.
ગજા વિનાનું ગધાડું, ને અમદાવાદનું ભાડું.
ગજા વિનાનું ગાતર.
ગજું થોડું, ને ગાતર મોટું.
ગજે તસુ માફ.
ગઢ જીત્યોરે મેરો કાણિયો, તોકે ખાઉં ચલ્યો જબ જાણિયો.

ગઢવી ઘેરના ઘેર.
ગણુતીનાં ખોર.
ગણુદેવી ધમચકર, નવસારી નાગમંડળ, ને મહુવા તો હુસે-
નકા બજાર.
ગણુના ભાઈ દોપ.
ગણીએ નહીં, જો દુઝણી પાટુ મારે ગાય.
ગણી ગણીને પગલાં મૂકવાં.
ગણી ગાયમાં ચોર પડે.
ગણે તો દેવ, નહીં તો પથ્થર.
ગત જાનત હે દરદી દરદકી.
ગતનો શોક ન કરવો. ( ગતં ન શોચામિ ).
ગતનો શોચ વ્યર્થ છે.
ગધેડાં ઘાલી ખેતર ઉગાળવું ( લૂટાવવું ).
ગધેડાં દરાખ ચરી જાય.
ગધેડાંની લાત ગધેડાં ખમે.
ગધેડાના લીડાંએજ પાપડ થતા હોય, તો અડદનો શો ખપ?
ગધેડાના વાંસાપર ઘોડાનું જીન.
ગધેડાના વાંસાપર પાણી.
ગધેડાની ગાંડે બકો.
ગધેડાની ગાય ન થાય.
ગધેડાની ગુણમાં હારાની ભૂલ?
ગધેડાની જોડે ગાય બાંધે, તો ભૂંકવા શિખે.
ગધેડાની જોડે ઘોડું બાંધે, તો છ મહિને ભૂંકતાં શિખે.
ગધેડાની પાસે ગાય બાંધે, તો ત્રીજે દહાડે ભૂંકવા શિખે.
ગધેડાની પાસે ઘોડું બાંધ્યું, તો ભૂંકવા શિખે.
ગધેડાની સાથે ઘોડું બાંધ્યું, ભૂંક્યું નહીં તોપણ આળોટવા
શિખ્યું.
ગધેડાનું પુછડું ઝાલ્યું, તે ઝાલ્યું ( તે મૂકેજ નહીં ).
ગધેડાનું મોત, ને કુતરાંની ઉજાણી.

ગધેડાનું મ્હોં કુતરે ચાટયું.
ગધેડાને ગધેડો ખંજવાળે.
ગધેડાને ગોરવ.
ગધેડાને તાપ આવે એવું.
ગધેડાને ન્હવડાવતાં સમ, સાબુ, ને વેળા ત્રણે ફોકટ.
ગધેડાને માથે શિંગડાં.
ગધેડાને લીંડે કંઇ પાપડ થાય?
ગધેડાને લીંડે પાપડ થાય, તો કોઇ અડદ વસાવે ?
ગધેડાને વળી બગઇ વળગી.
ગધેડાને સાકર સદે નહીં.
ગધેડાને સાબુવતી ન્હવરાવે તોપણ ગાય ન કહેવાય.
ગધેડાને સીસકે ચઢાવવું ?
ગધેડાને જ્ઞાન નહીં, દાંતરડાને મ્યાન નહીં.
ગધેડાનો પાછલો પગ.
ગધેડાનો વહેવાર ઢીકા પાટુ.
ગધેડાનો વિવાહ પાટુએ.
ગધેડાનો વિવાહ, પાટુઓ રળીઆત.
ગધેડા પર ઉન્હું પાણી બી સરખું, ને ટાઢું પાણી બી સરખું.
ગધેડા પર અંબાડી ( ન શોભે ).
ગધેડા પર સાટીનનું જીન.
ગધેડા પાસે દરો ( ધરો ) ભેળાવવી ( ભેલાડવી કે ? )
ગધેડી ગંગામાં ન્હાય, તેથી કંઇ પવિત્ર થાય ? ( તોપણ પ-
વિત્ર ન થાય. )
ગધેડી ગંગામાં ન્હાઇ, તેથી કંઈ પવિત્ર થઈ ?
ગધેડી ફુલેકે ચઢી.
ગધેડી વગડા વિના વિઆય નહીં.
ગધેડું ઉકરડો દેખીને ભૂંકે.
ગધેડું ન્હવરાવે ઘોડું ન થાય.

ગધેડું ભાતનો કુસકો ખાઈ જાણે, ને ઈટરડીની ગુણ ઉંચકી જાણે.
ગધેડે ગવાયું, ને ગામે વવાયું.
ગધેડે ગોવાયું.
ગધેડે બેઠા, તે ગામ બહાર ( ગામને દરવાજે ) ઉતરવું.
ગધેડે બેઠા, તે ઘેર ઉતરવું ( તો પાર ઉતરવું ).
ગધેડે બેશીને ઘેર ઉતરવું ( ઠીક નહીં ).
ગધેડે મુલક લેવાય, તો ઘોડાને કોણ પૂછે.
ગદ્ધા કયા જાને જાફ્રાનકી બાત.
ગદ્ધાપચીસીમાં પડશે ત્યારે ખબર પડશે.
ગદ્ધાલીંડે પાપડ થાય, તો અડદનો કોણ ભાવ પૂછે ?
ગદ્દે ખાયા, નહીં પાપ ને ( ઓર ) પુન્ય.
ગદ્દેને ખાયા ખેત, નહીં પાપ ને પુન્ય.
ગદ્દેલીંડે પાપડ થાય, તો અડદ મગનો ભાવ કોણ પૂછે.
ગપના ગોળા, ને ભેંસના ડોળા.
ગપ્પી કહે હું ગપ ન હાંકું, ગપ હાંકતાં બ્હીઉં; બાર હાથનું ચીભડું, ને તેર હાથનું બીઉં, પાટણથી ખાતો આવ્યો, ( અમદાવાદથી ખાતો ચાલ્યો ) તે ચૌદ હાથ રહ્યું.
ગપ્પીને ઘેર ગપ્પી આવ્યા, આવો ગપ્પીજી,
બાર હાથનું ચીભડું ( વેગણ ), ને તેર હાથનું બી.
ગભુથી કામ થાય ?
ગમતું ગોવિંદનું થાયછે.
ગમે એટલી સાસુ સારી, પણ ફુલ્યાં જેટલી પાહરી.
ગમે તેનું ગુઓ ગમે, ને નહીં ગમે તેનું મ્હોડું પણ ન ગમે.
ગમે તેમ સુઓ, પણ ગાંડ ખાટલા વચ્ચે.
ગયા તવરી, ને આવ્યા રવડી.
ગયા દંડે, કાશી હીંડે, ને પ્રયાગ મુંડે.
ગયા મોરે, તો આવ્યા જીવને જોરે.
ગયા સાપની ધસલણ, ને મુવા બાપની બરાગત નહીં કહે વાય.

ગયાં સરાધ, ને થયા નિરાશ, બ્રાહ્મણ રૂએ ચુલાપાસ.
ગયું ઉંટના શિંગની ગોડે.
ગયું ખોખું, ને થયું ચોખું.
ગયે સરાધ, હુવે નિરાશ, બમન રૂએ ચુલે પાસ.
ગયો ઉંટનાં શિંગડાં ગયાં ત્યાં.
ગયો ઓધ્ધો આવે, પણ માર્યો ગોદો નહીં આવે.
ગયો મે ( મેહ ) આવે, પણ ગઇ ખેડ આવે નહીં.
ગયો વખત ( અવસર ) આવે નહીં ( પાછો ન આવે ).
ગરજ આગળ અક્કલ આંધળી.
ગરજ ગધાડી બાપડી.
ગરજ ગધેડીને મા કહે.
ગરજ ગાંડાનાં ડાહ્યાં, ને ડાહ્યાંનાં ઘેલાં કરે.
ગરજને અક્કલ નથી ( હોય નહીં ).
ગરજ બિચારી બાપડી, ખાય શીરો ને પાપડી.
ગરજ બિચારી બાપડી, ને ગરજે ગોદા ખાય.
ગરજ મારી બાપડી, ને કદી નહીં થાય આપણી.

ગરજ મારી બાપડી, ને ઘેર છે નાના પૂત;
(ને માદો કણબણનો પૂત );
શિયાળે નહીં આપી છાસડી, ને ઉન્હાળે આપ્યાં દૂધ.
ગરજ મારી બાપડી, ફોડ કલેજાં ખાય;
હકીમ બિચારો શું કરે, કાંહ કાંહ દવાઇ લગાય.

ગરજવંત ને આંધળો બરાબર.
ગરજવંત ને દરદવંત.
ગરજવાનની અક્કલ જાય, ને દરદવાનની શિકલ જાય.
ગરજવાનની ગધેડી, ને સિદ્ધપુરનું ભાડું.
ગરજવાનની ગાલ્લી, ને દરદવાનના બળદિયા.
ગરજવાનને ( અરથુને ) અક્કલ નહીં ( હોય ).
ગરજ સરી, ને વૈદ વેરી ( દેવ વેરી ).
ગરજ સરો, ને વૈદ મરો.

ગરજ સાકરપે ગળી ( સાકરથી ગળી હોય છે ).
ગરજી ને દરદી બે બરાબર.
ગરજુને જ્ઞાન હોય નહીં.
ગરજે ગધાડી બાપડી.
ગરજે ગધેડાને બાપ કહે ( બાપ કહેવો પડે ).
ગરજે ગધેડાને માટી કરવો પડે.
ગરણુ ( ગ્રહણુ ) વખત સાપ મારવો ( નિકળ્યો ).
ગરથ ખરચીને ગાંડું બનવું ?
ગરથ ખરચીને ( વેચીને ) ગુ ખાવું ( ઘેલા થવું ).
ગરથ ગયા પછીનું જ્ઞાન, ને રાંડ ગયા પછીનું ડહાપણ ( સો-
ને થાય )કામ શું લાગે ?
ગરથ ગયા પછી જ્ઞાન, ને રાંડયા પછી ડહાપણ.
ગરથ ગાંઠે, ને વિદ્યા પાઠે, સ્ત્રી સાથે, ને દાન હાથે.
ગરથના ગાંગાશાહ, ને વગર ગરથના ગાંગા.
ગરથનો ઘરડો, તેને ઘડી ઘડી અરઘો;
વગર ગરથનો ઘરડો, તેનો ખાટલો મૂકો આઘો.
ગરથ વગરનો લાભ જાય, ને દીકરા વગરની વહુ જાય.
ગરથવાળી કરે ધુંધાં, ને નગર્થીને આવે ઉંઘાં( ઉંઘ ).
ગરથ વિનાના ગાંગલા, ને ગરથે ગાંગા શાહ.
ગરથ વિનાનું ઘેલું, ને છૈયા વિનાનું નાનું.
ગરથ વિનાનો ગાંડો, ને છોકરાં વિનાનો નાનો.
ગરથ વિનાનો ભવ વ્યર્થ.
ગરથે ગાંગા શાહ.
ગરના ખડનાં વખાણ.
ગરમી ગરમીને કાપે ( મારે ).
ગરમીના શેર છરા, ને ટાઢકના શેર હીરા.
ગરમી લાખોની, ને ટાઢકીડું દમડીનું (નાસરીનું).
ગરવ કોઈનો રહ્યો નથી, ને રહેનાર નથી.
ગરાસીઆની ઘોડી, ને રાંડી રાંડની છોડી ( મોઘાં ).

ગરાસીઆનું ખેતર ( છે ).
ગરાસીઆનું ઘોડે, વાણિયાનું રોડે, ને બ્રાહ્મણનું હોડે ગયું.
ગરાસીઓ ગોઝારો નહીં, ને કણબી ( પાટીદાર, પારસી ) ન્યાતબારો નહીં.
ગરીબકી જોરૂ સબકી ભાભી.
ગરીબ ઘરમાં ઘઉંનો વરો, ને નહીં દળાય તો આખા ગળો.
ગરીબ ઘેર છીકણી, રાજઘેર હુક્કો;
સાધારણ ઘેર બીડી, તો બેઠા બેઠા ફુંકો.
ગરીબના ઘરનો મોભ.
ગરીબનાં છોકરાંને ઉંબર્યાંની ( આંગલિયાંની ) રમત કેવી ?
ગરીબના માથામાં આંગળી ખુંચે કે ( ખુંચેછ ) ?
ગરીબની છોડી ( બૈરી ) ને સૌ ભાભી કહે.
ગરીબની બાયડી, ગામની ભાભી.
ગરીબની વહુ, સૌની ભાભી.
ગરીબનું કહ્યું ભિખારી ન માને.
ગરીબનું ખાય તેનું સત્યાનાશ જાય.
ગરીબનું નસીબ ગરીબ.
ગરીબ ને ઘરડાં માબાપથી શરમાવવું નહીં.
ગરીબને ઘેર ગોદો, ને પૈસાદારને સોદો.
ગરીબનો છોકરો ચણા ખાય, તોકે ભૂખે મરેછ; તવંગરનો દીકરો ખાય, તોકે લાડ કરેછ.
ગરીબનો બેલી પરમેશ્વર ( ઇશ્વિર, રામ ).
ગરીબનો વાલી ખુદા.
ગરીબમાં ગરીબ વાણિયો, લુચ્ચામાં લુચ્ચો મુકાદમ, ને ઠગમાં ઠગ કાપડિયો.
ગરીબ સૌનો ગુન્હેગાર, ને ગરીબ સૌનો દુશ્મન.
ગરૂરી તજી, ગરીબાઇ રાખવી.
ગરૂરી( મગરૂરી )નું ઘર ખાલી.
ગલભાઇ લંબા, ને પીરભાઇ પહોળા.

ગલ્લા પાછડા.
ગવંડરનો સાળો, ને દીવાસળી વાળો,
ગર્વિષ્ટતા અંતે દુઃખદાયક છે.
ગસ્ત ગસ્ત બે ફરે, ગસ્ત ઉપર ડાલન પાંણી;
કાળા મકર ચાળા, તારી વાત મેં જાણી.
ગળામાં ટાંટિયા આવી ગયા.
ગળીઆ ગઢવી ઘેરના ઘેર.
ગળીઆને બુચકાર્યો તે બેશી ગયો.
ગળીઆભાઈ ગળીઆભાઇ દેશમાં તો અપકીર્તિ પણ જાતે તો સુખી.
ગળીઓ ને વળી બચકાર્યો.
ગળીઓ બળદ.
ગળીને લુગડે ડાઘ ન બેસે.
ગળે કાણું, ને પાસે નહીં નાણું.
ગળે ગાંઠ, ને મ્હોડે હુચો.
ગળેપકુ ( ગોકળદાસ ) ગોવનદાસ.
ગળેપકુનું ઘર.
ગળે લગાડીને ગરદન મારવી ?
ગળ્યા ને નામે ગુ પણ ખાય.
ગળ્યું ગળ્યું ખાય, તે વૈદ પાસે જાય.
ગળ્યું લાગ્યું ગાલ, ને મામાને ઘેર ચાલ.
ગળ્યું લાગ્યું, ને તણખલે ઘર ભાગ્યું.
ગાંગલી ગાભણી, ગામને ઉજાગરો.
ગાંગલી ગેરૂ આવ્યો.
ગાંગે ગળ્યા ગટ, ને બોલે તે પર પડે ભટ.
ગાંગે ગળ્યા ગટ્ટ, તેનું નહીં કાગળ કે ખત.
ગાંગે ગળ્યા ગત, તેનાં ખત નહીં કે પત.
ગાંગે ગળ્યું, તે ગયું.
ગાંગો આવ્યો, ને ગપ લાવ્યો.

ગાંગો નાચ્યો, ત્યારે ગણપતિ નાચ્યા.
ગાંઠનાં ગોપીચંદન કોણ કરે.
ગાંઠની ખીચડી, ને શેઠની ચાકરી.
ગાંઠનું ખાવું, ને ગાંડા ( ઘેલા ) સાથે જવું.
ગાંઠનું ગોપીચંદન ખોયું ( કર્યું ).
ગાંઠનું દીવેલ લઈ નાચવા જવું ?
ગાંઠે નહીં કોડી, ને ઉભી બજાર દોડી.
ગાંડ તળે આવે રેલો, ત્યારે પારકી વાત મેલો ( વાત બધી મેલો).
ગાંડ તળે બળે, ને પારકાનું હોલવવા જાય.
ગાંડ દેવા ગઇણું નહીં, ને કાકરી ડેરા દેવરાવો.
ગાંડ નગારાં, ને કુલ્લે તગારાં.
ગાંડના વેહ લગી ડાહ્યો.
ગાંડનો છેડો માથે મેલવો ?
ગાંડનો છેડો માથે નાંખ્યો.
ગાંડ (પૂઠ)પછવાડે વાત ન કરવી, ને જે કહેવું તે મ્હોડે કહેવું.
ગાંડપર હાથ, ને જગન્નાથ ( જુમેરાત ).
ગાંડ બતાવીએ, પણ દાંત ન દેખાડીએ.
ગાંડ બતાવીએ, પણ મ્હોં ન બતાવીએ.
ગાંડ લંગોટી, ને ફતેખાન.
ગાંડ વગરનો ગોળો ( ગોળવો, ધાડવો ) જેમ ગબડાવે તેમ ગબડે.
ગાંડા આગળ ગાંડ ધરવી, તો કુહાડીનો ઘા.
ગાંડા આગળ ગાન, દે કુહાડીનો ઘા.
ગાંડા ગાંડાં શું હસ્યો, તો કે તું હસ્યો તે હું હસ્યો.
ગાંડા ગામમાં ધનતેરસ.
ગાંડા ઘેલા ને ઘઉંના રોટલા, દઝ્યાતો દઝ્યા, નહીં તો આખા ગળ્યા.
ગાંડા ઘેલાને ઘઉંના રોટલા, ને ડાહ્યાને બેડાગ.

ગાંડા જોડે ગમત, ને બહેરા જોડે વાત.
ગાંડાનાં ગામ કંઇ જૂદાં વસતાં નથી( કંઇ જૂદાં વસેછે ? )
ગાંડાનાં તે કંઇ ગાગ વસતાં હશે ?
ગાંડાનાં ગામ જૂદાં ન વસે ( હોય નહીં ).
ગાંડાને ત્યાં ગહવેર.
ગાંડાને જ્ઞાન આવ્યું.
ગાંડા લોક તે ગામડે વસે, ને ખાસડું મારે ત્યારે ખડ ખડ હસે.
ગાંડા સાથે જવું, ને ગાંઠની ખીચડી ખાવી.
ગાંડા સાથે જવું, ને ગાંઠનું ખાવું.
ગાંડી ગુજરાત, આગુસેં ( ઉપરસેં ) લાત, પીછુસેં ( ઓર પીછેસેં ) બાત.
ગાંડી ગુજરાત, આગે લાત પીછે બાત.
ગાંડી ધોળે, ને ડાહી કુંડાળાં કરે.
ગાંડી ને વળી ભૂતે સાહી.

ગાંડી માથે બેલડી, મરકટ કંઠે હાર;
જુવારી પાસે વાંકડાં, ને રહે કેટલી વાર.

ગાંડું ને વળી ભૂતે કરડયું.

ગાંડુ ભડવે ઓઘે ચઢે, મરદોકે બુરે હાલ;
પતિવ્રતા ભૂખે મરે, ને પેટ ભરે છીનાળ.
ગાંડુ ભડવે ઘોડે ચઢે, મરદોકે દોહાલ;
પતિવ્રતા ભૂખે મરે, ઓર પેંડે ચખે છીનાળ.

ગાંડુ રળે, ને ગાંડુ ખાય, ને ગાંડાનો ધણી મરાયો જાય.
ગાંડે ગુંદર લઇને બેસવું ?
ગાંડો, ને વળી ભાંગ પીધી.
ગાંધી, ગાંધીનો વેરી.
ગાંધી જોડે વેર, તેમાં સાકરને કંઇ કડવી કહેવાય ?
ગાંધી ટકે ટોપલો લે, ને ટકે ટાંક વેચે.
ગાંધીના ગણપતિને ગોળનું નૈવેદ્ય.

ગાંધીનો ગાંધી, ને પોઠીનો પોઠી.
ગાંભુ જઈને ગાભા રહ્યા.
ગાઇ ગાઇને મુઆ, ને વરનું નામ ધૂળ ( કંઇ નહીં ).
ગાઓ ગાઓ ગામ આવ્યું, શું ગાઉં શું ગાઉં શેરી આ-
વી, તું ગા તું ગા તોરણ આવ્યું.
ગાઓ ત્યાં સુધી ગાજો, પછી ઝાંપો દઇને જાજો.
ગાજતું વાજતું માંડવે આવશે.
ગાજર કાપતાં આવડે નહીં, ને નવલખીનું ખ્યાનું લેવા જાય.
ગાજરકી તતુડી ( પીપોડી ), બજીતો ઠીક ( બજાઈ ), નહીંતો કાટ ખાઇ.
ગાજરના બીના ઉકાળા, ને અસાળિયાની રાબડી.
ગાજરની પીપી, વાગી તો વાગી, નીકર કરડી ખાવી (ખાધી).
ગાજરની શરણાઇ, વાગી તો વાગી, નહીં તો કરડી ખાધી.
ગાજંતા મેહ વરસે નહીં, ને ભસંતા ( ભસ્યા ) કુત્તા કાટે નહીં.
ગાજે તેનું વાજે.
ગાજે તે વરસે નહીં, ને વરસે તે ગાજે નહીં.
ગાજ્યા મેઘ વરસે નહીં, ભસ્યા કુતરા કાટે નહીં.

ગાજ્યા મેહ વરસે નહીં, ભસ્યા કુત્તા નવ ખાય;
થોડા બોલ્યા રણ રહે, ઘણા બોલ્યા ઘર જાય.

ગાડ્યા તોય ખાય છે ( ગાય છે ).
ગાડરીઓ પ્રવાહ, ચાલ્યો એટલે ચાલ્યો ( એક ચાલે તેમ બીજું ચાલે ).
ગાડા ઉપર ગાંસડી, ને લાદી ઉપર પૂળો.
ગાડા ઉપર ચઢીને ગ્રહણ જોયું હશે.
ગાડાએ જોતર, બળદને કોતર, વાણિયાને ઘેર વાણોતર.
ગાડાતળે ( નીચે ) કુતરૂં જાય, તો કે હું તાણું છું ( ભાર ખેંચું છું ).

ગાડા તળેથી કુતરૂં જાય, તોકે મારેજ માથે બધો ભાર.
ગાડા નીચેનું કુતરૂં જાણે કે હુંજ ગાડું ખેચું છું.
ગાડાને મેલીને ગણેશને ન્હાય.
ગાડા પર નાવ, ને નાવપર ગાડું.
ગાડા પહેલાં સામેલ.

ગાડા વાટે ગાડું જાય, છીંડે જાય છે સહુ;
દાસ દ્વારકો એમ કહેછે, લાજ કાઢી જાય તે વહુ.

ગાડીત ને ગધેડો બરાબર.
ગાડી દેખી ગુડા થાકે ( પગ થાકે, ગુડા ભાંગે, થાક લાગે ).
ગાડીવાન ને ગધેવાન ( પાડીવાન, કુતરેવાન ) ( એ સરખા ) બરોબર.
ગાડે પાડો રોકઇ રહ્યો.
ગાદી તકિયો, કે દોરી લોટો.
ગાનારનું ગળું, ને ન્હાનારના બાલ છૂપ્યા નહીં રહે.
ગાનારનું મ્હોં ન રહે, ને નાચનારનો પગ ન રહે.
ગાફીલોકા માલ, ઓર અક્કલમંદોકા ખોરાક.
ગામ આપીએ, પણ નામ નહીં આપીએ.
ગામ કરતાં ઘાંયજી ઉતાવળી.
ગામકા જોગી જગટા ( જોગટા ), ને ઓર ગામકા સિધ ( સિદ્ધ ).
ગામ ગયા ગમાર ગયા ( બે દહાડા ભાગે પણ ખરા ).
ગામ ગયા ( ગયે ) સો તુત જાગે.
ગામ ગયે સુતું જાગે-ગામ ગયું સુતું જાણે ( જાગે ).
ગામ ધોરે, ત્યારે ઘેંસી ઘેંસ ઓરે.
ગામ ચલાવે તે ગામનો વેરી, ને ઘર ચલાવે તે ઘરનો વેરી.
ગામડાના ( ગામડીઓ ) ગમાર, નહીં સમજે ચોખા ને નમાર.
ગામડીઆની રાંડ નાતરે જાય, ને ગામડીઓ વળાવવા જાય.
ગામડીઓ બોચ, મંગાવી ખુરસી ને લઇ આવ્યો કોચ.

ગામડી ને વહેંત લેવો ચામડી.
ગામડું ને ચામડું.
ગામડે ભેંસ, ને ઘેર ઝડકા ( ઘેર મૂસ ).
ગામડે ભેંસ, ને ઘેર ધખોણા.
ગામને મ્હોડે કંઈ ગળણું બંધાતું નથી.
ગામ તેવી ગોત્રજ, ને દેવ તેવી પૂજા.
ગામ તો માર્યું, પણ છોકરે હાથી તો દીઠો.
ગામ ત્યાં ઉકરડો હોય.
ગામ ત્યાં ઢેડવાડો, નદી ત્યાં ઓવારો.
ગામથી આવ્યું, ને ઘોડે ખાધું.
ગામના પટેલે ઢેડીને તેડી, તોકે હવે હું પટલાણી.
ગામની ગુંદી, ને સીમાડાની રોણ(રાયણ, સૌઝુડે ).
ગામની ગોરાણી, ને દેશની દેરાણી.
ગામનું કુતરૂં ન પીએ, તે વટેમાર્ગુ પીએ.
ગામનું ગધેડું ન પીએ, તે વાટનો વટેમાર્ગુ પીએ.
ગામને મ્હોડે ગરણું બંધાય નહીં.
ગામનો દેવાળીઓ, ને પરગામનો શાહુકાર.
ગામનો રાહ, તે ઘરનો રાહ.
ગામનો હાકેમ ખીજે, ત્યારે લોઢાના ચણા ચવાડે.
ગામ પહેલાં ગોરાણી, ને દેશ પહેલાં દેરાણી.
ગામ બળ્યું ખમાય, પણ પેટ બળ્યું ન ખમાય.
ગામ મ્હોડે કંઇ ગળણું છે ?
ગામમાં ગધેડાની ખોટ ?
ગામમાં ઘર નહીં, ને સીમમાં ખેતર નહીં.
ગામમાં પેસવાનાં સાંસાં, ને પટેલને ઘેર ઉન્હાં પાણી.
ગામમાં પેસવાનો હુકમ નહીં ( નથી ), ને પટેલને ઘેર ઉન્હાં પાણી.
ગામમાં રહેવું, ને પટેલથી વેર ?

ગામમાં વેચવાની આશા નહીં, ને પટેલને ઘેર ઉન્હાં પાણી મૂકાવવાં ?
ગામ મોર ધાંયજી ઉતાવળી ( ધાંયજો ઉતાવળો ).
ગામ રાહ, તે ગાલ્લાં રાહ.
ગામ રીત તે, ગાલ્લાં રીત.
ગામ રીતે દીવાળી.
ગામ રેલાય, ત્યારે ઝાંપો રેલાય.
ગામ વચ્ચે કૂવો, કોઇ ઉંડો કહે ને કોઇ છાલકો ( છાછરો ) કહે.
ગામ વચ્ચે કૂવો, કોઇ કહે ઉંડો ને કોઇ કહે ઉતળો.
ગામ વચ્ચે ગગરણું નહીં હોય.
ગામ વચ્ચે રહીને પોતાનું ઘર ન બળાય.
ગામ હોય ત્યાં ઢેડવાડો ( ખરો ).
ગામે ગત્યું રત્ન.
ગાય અને કન્યાએ દોરે ત્યાં જવું પડે.
ગાય ઉપર પલાણ ?
ગાયકવાડી કારભાર.
ગાય કૂદે ખીલડા ( ખીલડી ) વરાંસે.
ગાય ગાયની ભૂખે ચરવા જાય, ધણીના દૂધ સારૂ ના જાય.
ગાય ઘણું કૂદે તે ખીલાના જોરથી.
ગાય જીવાડવી ને રતન કાઢી લેવું.
ગાય દોહી, કુતરી પાવી ( ગધેડાને પાવું ).
ગાયનનું ગળું, ને જોડાનું તળું ( અવાજ કર્યા વગર રહે નહીં ).
ગાયના કોઠારમાં તાડી પીએ, તોકે દૂધ પીએછે.
ગાયનું દૂધ તાડ તળે બેશીને પીએ તોકે તાડી પીએ છે;
ને તાડી ગાય તળે બેશીને પીએ, તોકે દૂધ પીએછે.
ગાયને દોહીને ગધેડીને પાવું ( ગદ્ધાને પાવું, કુતરીને પાવું ).
ગાયને પેટે ગોધો જન્મ્યો.

ગાયને મૂકે છરી, તેને ન મળે હરી.
ગાયને મ્હોડેથી કાઢી ગોધાને મ્હોડે ભરવું.
ગાયને સુખ, તો ગર્ભને સુખ.
ગાયનો પિંડ ગધેડાને ખવાડવો ?
ગાય પછવાડી વાછરડું ( હોય ).
ગાય માતા પારવતી, ભેંસ રાંડ ડોબું.
ગાય લેવી તે દૂઝતી, ને વહુ લેવી તે શોભતી.
ગાય વાળે તે ગોવાળ.
ગાય વાંસે વાસડી ( વાછરડી ).
ગાય વિઆય, ને ગોધાને પીડ ( પીડા ) થાય.
ગાય વિનાનું વાછરડું.
ગાય વેચીને દૂધ પર દાવો કરે.

ગાય અમારી શાથી મારી, એ અમને બતલાવો;
હુંકારામાં અમે ન સમજીએ, હિસાબ ગણો તો આવો.

ગાયાં ગીતને શું ગાઇએ, ને રાંધ્યાં ધાનને શું રાંધીએ.
ગાયે ગળ્યું રતન.
ગાયો કંઇ એકલા ગોલાને ઘેરજ બંધાતી હશે ?
ગાયો ખડ ખાયછે, પણ તેનાં પુછડાંને ( દૂધને ) માનીએ છીએ.
ગારે લીપ્યાં ઘર સૌનાં.
ગાલ તેવો તમાચો.
ગાલમાં તમાચો મારીને ખાવાનું છે.
ગાલમાં તમાચો મારી ને મ્હોં લાલ કરવું ?
ગાલે લાગ્યું ગળ્યું, તો તણખલે ઘર બળ્યું.
ગાલ્લી પહેલાં સામેલ.
ગાવું ગળામાં, પણ ઉલટ વિણ આવે નહીં.
ગાળ ખાધે કંઇ ગુમડાં નહીં થાય.
ગાળનાં તે કંઇ ગુમડાં ઉઠેછે ?
ગાળે કંઈ ગુમડાં ઉઠવાનાં નથી.

ગિરાસીઆનો બીજો, ને ચાળીનો ત્રીજો.
ગીતડો ને ભીતડો એ વારમાં થાય.
ગુંગાનું ગોડ, શું સમજાય ? ( ન સમજાય ).
ગુંગી મારી, ન બૂમ ને વ્હાર.
ગુજરની બેટી, સોનાની પેટી.
ગુજરાત, તેની શી વાત.
ગુજરાતની ગાંડ, ને માળવાનું મ્હોડું ( પાલણપુર ).
ગુજરાત લેતાં હવેલી ગઇ.
ગુણના ભાઈ દોષ.
ગુણ પછવાડે અવગુણ ઉભોજ હોય.
ગુણ વિના તે શાનું રૂપ.
ગુણાસેં ગુણ કિયા, તો કોઇ દિન ગુણ જોયા;
નગુણાસેં ગુણ કિયા, તો આટા મીટ્ટીમે ગયા.
ગુપત ગંગા ગઇ.
ગુમડું ( ઘોર ) ફૂટે ( ફૂટયું ), ને વૈદ વેરી.
ગુમાંની કોડી દાંતે કાઢે.
ગુમાં રૂપીઓ પડ્યો હોય, તે દાંતે ઉંચકીલે.
ગુમાસ્તાનું (ને) ખીંટીએ પોતીઉં.
ગુરૂ કરતાં ચેલા ચઢે ( વધ્યા, સવાયા ).
ગુરૂ કહે તે કરવું, પણ ગુરૂ કરે તે ન કરવું.
ગુરૂકી છાતીમેં લકડી.
ગુરૂ કીધા મેં ગોકુળનાથ, ને ઘરડા બળદને ઘાલી નાથ.
ગુરૂ ગુરૂની વિદ્યા, ને માથાં માથાંની અક્કલ.
ગુરૂ ગુરૂ વિદ્યા, ને મન મન બુદ્ધિ.
ગુરૂ ચેલા બે લાલચી, દોનું ખેલે દાવ.
ગુરૂ ચેલા બોત, તો કહે કે ભૂખે મરતે સબ ભાગ જાયગે.
ગુરૂ ચેલા લાલચી, દોનો ખેલે દાવ;
દો બિચારા કયા કરે, બેઠે પથ્થર કે નાવ.
ગુરૂજી ચેલા બોત હુવા, તો બચ્ચા મંગ ખાઓ.

ગુરૂ તેવા ચેલા.
ગુરૂથી ચેલા આગળા.
ગુરૂની વિદ્યા ગુરૂને ફળી.
ગુરૂ લોભી ચેલા લાલચી, દોનું ખેલે દાવ.
ગુરૂ વિના જ્ઞાન મળે નહીં.

ગુરૂ શુક્રકી બાદલી, શનિશ્વરકી છાય;
સહદેવ કહે ભડળી, બીના બરસે નવ જાય.

ગૃત (ગરથ) વેચીને ગુ ખાધું.
ગેટે ગેટા વળગે તે છુટે નહીં.
ગેટા લડાઇ, વળગે પણ છુટે નહીં.
ગેબની ( ગેબી ) વાતનો જાણનાર પરમેશ્વર.
ગેરબંદી ન્યાતના પંચોતેર પટેલ.
ગોંદરે ગાધાવે, ને સારી પેટ ફૂટે.
ગોકળીઓ ગાંડો નથી, કે દીવાળીને દહાડે ઘેંસ ખાય.
ગોકુળ ( મથુરાં ) ગામનો પેંડો ન્યારો.
ગોકુળમાં કહાન ( કહાનો ).
ગોકુળમાં ગોવનજી જેવા.
ગોખરૂ સાથે ગાંડ ઘસવી.

ગોખલામાં ગોટી, મારી વાત મોટી;
આંબે આવશે મોર, વાત કહીશું પોર.

ગોત્રજે હાથ લગાડવો.
ગોદડીમાંથી ગોરખ જાગે.
ગોદડે ગાંઠ નહીં વળાય.
ગોધરાની ડાકણ. ગોધરીયું વાજું.
ગોયો ગાયનો, ને દીકરો માયનો.
ગોપીઓમાં કહાન.
ગોપીચંદનનો ગેરૂ, ને ભાગ્યાના ભેરૂ.
ગોપીચંદનનો ઘસારો, ને સો બ્રાહ્મણનો એક કંસારો.
ગોપીપરાની ગપ, ને ચૌટે ચાલી ચપોચપ.

ગોપીપરાની ગપ, ને વડેચૌટે આવી એટલે સપાસપ (ચપાચપ).

ગોમ તજાવે ભોમ ( ભોગ ).

ગોર કહે નમસ્કાર, તો કે આડ બાંધી.

ગોરજી મહારાજ ભણ્યા ગણ્યા, ને પોથી પુસ્તક વાંચે;
પથારીને પડતી મેલી, સુએ જઇને માચે.

ગોર તમારૂં ને તમને.

ગોરની ઘોડી, ને ખુંટીએ લગામ.

ગોરને આપો ઘરડી ગાય, પુન્ય થાય ને પાપ જાય.

ગોર પગે લાગું, તો કહે ખુંટીએ ચોકણું.

ગોર પરણાવી આપે, કંઇ ઘર ચલાવી આપે ?

ગોર પરણાવી આપે, પણ ઘર ન ચલાવી આપે.

ગોર પાચે મારીએ, તો કહે આડાનો આશીર્વાદ.

ગોરીઆના ગુણ પેટમાં ( છે ).

ગોરીઆમાં ગુણ હોય, તો સાકણસાયું ( શેનું ) ખાય ?

ગોરીનાં ઘેર ઘેર સાસરાં.

ગોલા ઘાંચીની લડાઈ.

ગોલાની છીનાળીમાં, ઘાંચીનો બળદ વેચાય.

ગોલાને ક્યાં ગાય હતી અને દૂધે વાળુ કરતા હતા?

ગોલાને દરબાર ઢીંચણ સામો.

ગોલા લડાઇ.

ગોલાં, ઢોલાં, ને ગધેડાં, કાગળ ને કપાસ, એટલાં વણકુટાં વનવાસ.

ગોલે ગધેડો માર્યો, ને ગામ સાથે રૂસણું?

ગોલેયામાં જમવું, ને પાંચ પાટલા માંડવા?

ગોલો આવ્યો, ને ગોલી પાછી.

ગોલો ગોલી વઢે, ને ગધેડીનો કાન આમળે ( ચીંબોળે, કપાય, અમળાય ).

ગોલા (ઘોલ્લા) મહાજન બે પતવાળી.

ગોવંદાની ગાય દુઝે, ને સેજારી ( પડોશી )ના પેટમાં દુખે.
ગોવાનું ગડગડિયું પાણીમાં સોસાયું.
ગોવાળીઆ વિનાનું ગોધવું.
ગોળ ખાધો નથી, ને ગળ્યો લાગ્યો નથી.
ગોળ ગળે તેને માલમ પડે, કે ગળ્યો લાગે છે કે કેવો ?
ગોળ ગાંગડી, ને ઘી આંગળી.
ગોળ ઘાલે ( નાખે ), તેટલું ( તેવું ) ગળ્યું થાય.
ગોળના ગણપતિ ને કપાસીઆની આંખો.
ગોળના ગણપતિને ગોળનું નૈવેદ્ય.
ગોળના પાણીએ ન ન્હવાય.
ગોળ બી સરખો, ને ખોળ બી સરખો ?
ગોળમાંથી ગળપણ ગયું, ને સગામાંથી વહાલ ગયું.
ગોળ વગરનો કંસાર, ને સ્ત્રી વગરનો સંસાર.
ગોળ વીંટી, જેમ ફેરવે તેમ ફરે.
ગોળ વિનાનો કંસાર નહીં, ને બૈરી ( સ્ત્રી ) વિનાનો સંસાર નહીં.
ગોળ વિના મોળો કંસાર, મા ( સ્ત્રી ) વિના સૂનો સંસાર.
ગોળ હોય ત્યાં માખો બણબણે.
ગોળાને મ્હોડે ગરણું, પણ ગામને મ્હોડે ગરણું નથી.
ગોળાને મ્હોડે ગરણું બંધાય, પણ ગામને મ્હોડે ન બંધાય.
ગોળી ( ઠામ ) તેવી ઠીકરી, ને મા તેવી દીકરી.
ગોળે મરે, તેને ઝેરે શું કામ મારવું ?
ગોળે મરે, તેને વિખે ( વિષે ) ન મારીએ.
ગોળે વીંટીને મારી શકાય, તો ( તેને ) વિષે વીંટીને મારવો નહીં.
ગોળે વીંટી વાત.
ગોળે વીંટયો મંકોડો.
ગ્રહણ વખત સાપ મારવો ? ( કાઢવો ).

ઘંટીતળે હાથ તે કળે નિકળે, બળ કરતાં મોચાઈ( મોચવઈ ) જાય.

ઘંટીના ગાળામાં આવવું સારૂં, પણ ( લોકના ) દાંતના ચાવ્યામાં આવવું સારૂં નહીં.

ઘંટીના ગાળામાં રહે, પણ માણસના ચાવ્યામાં ન રહે.

ઘંટીના સો ફેરા, તો (ને) ઘંટાનો એક ( ફેરો ).

ઘંટીના સો, ને ઘંટાનો ( ઘંટનો ) એક.

ઘંટી પ્રમાણે ઓયણું ( ઓરણું ), ને ચુલા પ્રમાણે ખોયણું ( ખોરણું ).

ઘંટી પ્રમાણે ઓરણું, ને જળ પ્રમાણે પોયણું.

ઘંટીમાં ઓરણું, ને ચુલામાં ખોરણું.

ઘંટી તેનાં ગીત.

ઘઉં કહે હું રાતો દાણો, મારે માથે મીર;
મારાં વખાણ ક્યાં થાય, કે હોય ગોળ ને ઘી.
ઘઉં કહે મારો રાતો દાણો, મારે માથે લીહી;
મારા ગણ ક્યારે જણાય, કે હોય ગોળ ને ઘી.

ઘઉં ખેતમાં, બેટા પેટમાં, ને બિલ્લીકે ઘર બિહા.

ઘઉં ખેતમાં (મે), બેટા પેટમાં (મે), ને લગન વસંતપંચમી ( પાંચમ ) નાં ( લીધાં ).

ઘઉં ગણે, તે માડા ભૂલે નહીં.

ઘઉં ઘાટા તલ પારવા, ડેડક ઠેકંતી જાર;
કરમે કરમે કપાસિયા, ચારે મોલ સપાર.

ઘઉંનાં ઘેબર થાય, ને માડાએ થાય.

ઘઉંની કણક, જેમ કેળવીએ તેમ કેળવાય.

ઘઉંની રોટલી, જેમ વાળે તેમ વળે.

ઘઉંનું વીણામણ કાંકરા.

ઘઉંનો કાંકરો, ને ગામનો ઠાકરો.

ઘઉં ભેગો ચીલ નવ્યો જાય.

ઘઉંમાં કાંકરાની ખોટ.

ઘઉંમાં કાંકરો, ને દાળમાં ડોળ.
ઘઉં સળ્યો, ને વાણિયો ડળ્યો ( ડર્યો, ટળ્યો ).
ઘટી પિબતિ પાનીયં, ઝલ્લરી તાડયતે ભૃપમ્.
ઘડપણ તે બીજું બચપણ.
ઘડપણ ને ચર્વણ.
ઘડપણ ને બચપણ બરાબર.
ઘડા જેવડું માથું જજો, પણ ચણા જેટલું નાક ન જશો.
ઘડા જેવડું માથું જાય તે સારૂં, પણ ચણા જેવડું નાક જાય તે માઠું.
ઘડા જેવડું મોતી, નહીં કાને ને નહીં કોટે.
ઘડાના ગોણીઆ.
ઘડા ફુટ ફુટ, તો કે રણકાતો વાગા.
ઘડામાં દીવો, તેનું ઘડામાંજ અજવાળું.
ઘડીએ ઘુંટ ભરાય.
ઘડીકમાં માસો, ને ઘડીકમાં તોલો.
ઘડીકી નકટાઈ, લેકીન સારા દિનકી તો બાદશાહી.
ઘડી ગઈ તે સોનાની, પણ આવરદામાંથી ઓછી થઈ.
ઘડી ઘડીના રંગ.
ઘડી જાય છે (તે) દોહેલી.
ઘડીની નવરાશ નહીં, ને પૈસાની પેદાશ નહીં.
ઘડીનો ભરૂસો નથી.
ઘડિયા પીતળીઆ વાગી રહ્યા.
ઘડે ઘડો ભરાય નહીં. ( કંઇ ભરાય છે ? )
ઘડો તેવી ઠીકરી, ને મા તેવી દીકરી.
ઘણાં છોકરાં હોય, તેથી કાંઇ ગોસાંઇને અપાય ?
ઘણાં છોકરાં હોય, પણ ગોસાંઇને ન અપાય.
ઘણા કંકાસથી ગોળીનું પાણી પણ ન્હાસે.
ઘણા કાળનો રોગ નહીં જાય થોડે દહાડે.
ઘણા ગુલામે ઘર ઉજ્જડ.

ઘણા ઘરનો પરોણો ભૂખે ( ભૂખ્યો ) મરે.
ઘણા ઘરનો પરોણો, ભૂખ્યો રહે નિદાન.
ઘણા ડાહ્યા, તે ઘણા ખરડાય.
ઘણા ડાહ્યા, તે ઘણા ઘેલા.
ઘણા વાળાને ઘણી લ્હાય, ને છતે ઘીએ લૂખું ખાય.
ઘણા સાથે વેર ન કરવું.
ઘણી ઉતાવળ કરીએ, તેમ ઘણી વાર લાગે( એ દસ્તુર છે ).
ઘણી ભૂખ લાગે, તેથી ( પણ ) કંઈ બે હાથે ખવાય ?
ઘણી મુશ્કેલે ઘણું આસાન.
ઘણી વાતે ગાડાં ભરાય.
ઘણું કરે, તે થોડાને સારૂ.
ઘણું ઘસ્યાથી નીકળે ચંદનથી પણ આગ.
ઘણું તાણે તે, તૂટવાને.
ઘણું તો ઘાસ, થોડું તો ખાસ.
ઘણું થાય તે ( કરેતે ), થોડાને કાજે ( સારૂ ).
ઘણું બોલે, તે ઘણું પસ્તાય.
ઘણું મળે તેને ઘણી લ્હાય, ને છતે ઘીએ લૂખું ખાય.
ઘણું હસવું, તે રડવાને થાય.
ઘણું હસે, તે ઘણું રડે.
ઘણે કંકાસે ગોળીનું પાણી સૂકાય ( ન્હાસે ).
ઘણે ગુલામે ( ઘણું ) ઘર સૂનું.
ઘણે નાણે શેર ધાન ખાવું, ને થોડે નાણે પણ શેર ધાન ખાવું.
ઘણે પૈસે દેવાળું, ને ઘણી ભક્તિએ છીનાળું.
ઘણે હાથે રસોઇ ન સુધરે.
ઘણો કૂદે, તે ઘણો પડે.
ઘણો ડાહ્યો, તે ઘણો ( ત્રણ જગાએ ) ખરડાય.
ઘણો ડાહ્યો, તે નાકે ખરડાય.
ઘણો ભોળો ભૂંડાઇનો ભાઇ.

ઘનનન ઘંટા વાગે, ઠાકોરકુ રીઝાવે;
અંજીરી પંજીરી લૂટા દેવે, ને નરદમ માલ પોતે ખાવે.
ઘર ઉપરથી આવતા જજો, બાર ઉપરથી થતા જજો.
ઘર કહે તોડી જો, ને વરો કહે માંડી જો.
ઘર કહે બાંધી જો, ને વિવાહ કહે માંડી જો.
ઘરકા ટટ્ટુ બેલ બરાબર.
ઘરકા ટાંડા, ને બાવા નાયક.
ઘર કાણું થાય, ત્યારે ઘરમાંનો પૂંજો રહેવો મુશ્કેલ.
ઘરકી મુરઘી દાલ બરાબર.
ઘરકે ઉડે બનમે ચલે, સો બનમે ઉઠી આગ.
ઘર ગયું, ને ઓસરી રહી.
ઘર ઘડી, ને ઉમરડી જડી.
ઘર ઘડ્યા, ને ઉમ્મર જડ્યા.
ઘર ઘડ્યું, ને ઉંબર ચઢ્યું.
ઘર ઘર ઢોલકી, ઘર ઘર તાન, બડા મુલક હે હિંદુસ્તાન.
ઘર ઘરની કીડી—( ઘર ઘરના ઉંદર ).
ઘર ઘર બદી, સર સર અક્કલ.
ઘર છોડ્યું, ને દુઃખ વિસર્યું.
ઘર જમાઈ ને યાચકો, આગમજાયી ધી, ત્રણેને જે ગુણ કરે
ગધ્ધે પાયાં ઘી.
ઘર જાણે પાડોશી, ને કુળ જાણે વેવાઈ.
ઘરડાં ગાડાં વાળે ( ઘરડીઆં ગાડાં વાળે ).
ઘરડાં થયાં, તે શું ઘેલાં થયાં?
ઘરડાં ને ઘેલાં બરાબર.
ઘરડાં માબાપે, ને ફાટે લુગડે શરમાવું નહીં.
ઘરડાં વગર ગાડાં કોણ ઠેલે?
ઘરડાં વગર ઘર નહીં, ને વહુ વગર વર નહીં.
ઘરડાં વડે ઘેર, ને હાકમવડે શહેર.
ઘરડાં વિના ગાડાં ન ચાલે.

ઘરડા એટલા શું ગાંડા ?
ઘરડા ગોધાના માથામાં જોર, ને ઘરડા માણસની જબાન-
માં જોર.

ઘરડા થાય, એટલે ગતિ જાય.
ઘરડા થાય, તેમ અક્કલ જાય.
ઘરડી ગાય ને ગળે તાપરા.
ઘરડી ગાય ગોરને.
ઘરડી ગાય ને કોટે ડહેરો.
ઘરડી ગાય ને ડોકે ( કોટે ) ડણું, ચાલે થોડું ને વાગે ઘણું.
ઘરડી ઘોડી ને લાલ લગામ, ને કોઈ નહીં આપે બે બદામ, ને
જુઓ રે ઘરડીના દમામ.

ઘરડી ઘોડી લાલ લગામ.
ઘરડું તો ગધેડું એ થાયછે.
ઘરડું થાય, એટલે ગતિ જાય ( તેમ અક્કલ જાય ).
ઘરડે ઘડપણ લાડવા ભાવે.
ઘરડો જોગી ( જોશી ), ને વૈદ રોગી ( શું કામના ? )
ઘરણ (ગ્રહણ)વખત સાપ નિકળ્યો (કાઢયો, મારવો, પકડવો).
ઘર તેવી ગોત્રજ.
ઘર તો બૈરાંનુંજ.
ઘર ત્યાં વર નહીં, ને વર ત્યાં ઘર નહીં.
ઘરધણી કહેશે મારે ખપનહીં, ને પાડોશી કહે મારે શીર-
સટ્ટે ( મારા શીર ઉપર ).

ઘરધણીને કહે જાગતા રહેજો, ને ચોરને કહે ખાતર પાડજો.
ઘરધણી શીદીને પાડોશી થતું ?
ઘરનાં છોકરાં ( પોયા ) ઘંટી ચાટે, ને ઉપાધ્યાને આટો.
ઘરનાં છોકરાં ઘંટી ચાટે, ને પાડોશીને જોઇએ આટો.
ઘરનાં છોકરાં ઘંટી ચાટે, પાડોશીને લૂણ ( આટો ).
ઘરનાં છોકરાં ઢોકળે રાજી.
ઘરનાં ભૂત, ને ઘરના જાગરીયા.

ઘરના ઉંદ્યા વનમાં ગયા, ને વનમાં લાગી લ્હાયં.
ઘરના જડીઆ ને ઘરના ઘડીઆ તેને શું ?
ઘરનાં ધુણિયા, ને ઘરના દાંડનિયાં.
ઘર નાનું, ને ગંડબડ મોટી.
ઘરના પીર, ને ઘરના ભુવા.
ઘરના પીરને તેલનો મલીદો.
ઘરના બળ્યા વનમાં ગયા, તો વનમાં લાગી આગ.
ઘરના મોભથી તે પાયાના તળીઆ લગણ.
ઘરની ઉંદી વનમાં ગઈ, તો વનમાં લાગી લ્હાય.
ઘરની કસર, ને વહાણની સફર.
ઘરની ગત, પરને કહેવી નહીં.
ઘરની ઘેલી સારી, પણ બહારની ડાહી માઠી.
ઘરની દુખણી જંગલમાં ગઈ, જંગલમાં લાગી લ્હાય.
ઘરની ફુટે શત્રુ ફાવે ( લૂટે ).
ઘરની ( ઘરકી ) મુરઘી દાળ બરાબર.
ઘરની વાત કોઈ આગળ ઉઘાડી કરવી નહીં.
ઘરનું ખોહું, ને બહારનું ધોહું.
ઘરનું ઢાંકણ નાર.
ઘરનું ભૂંડું કોઈ ન વાંચે.
ઘરનો કુરો ( છોકરો ) ભૂંડો, તો વાણીઆને શું દોષ દેવો ?
ઘરનો ગોદો ( ગોધો ) આંખ ફોડે.
ઘરનો ધણી હું, ને બહાર નિકળ તું.
ઘરનો રોટલો બહાર ખાવોછે.
ઘરનો વાણો, ને ઘરનો તાણો.
ઘરનો વેરી સુરદાસીઓ.
ઘર પારકું, કંઇ પેટ પારકું ?
ઘર પ્રમાણે બારસાખ ( મોભ ).
ઘર ફુટે ( ફીટે ), ઘર જાય.
ઘર ફુટ્યું, તેનું કરમ ફુટ્યું.

ઘરબારના સુખીઆ, તાટના જામા ને સુતળીના બખીઆ.
ઘર બેઠાં ઘડો ?
ઘર ભલું, કે ઘોર ભલી.
ઘર ભાંજીને ગોધો નિકળ્યો.
ઘરમાં બેઠાં, ને બારણે બેઠાં.
ઘરમાં અંધારૂં, ને આંગણે દીવો કરવો.
ઘરમાં ઓસડ, ને આંખ જવાની.
ઘરમાં ઘઇડીયું, ને વરસમાં ખઇડીયું.
ઘરમાં ઘરકું નહીં, ને વરસમાં ખરકું નહીં.
ઘરમાં ઘોડો ફેરવવો.
ઘરમાં તો આડો વાંસ ફરે છે.

ઘરમાં તો ટાંક તેલ નહીં, ને સો કરવા દીવા;
ઢોલ વાગે ને ગાંડ ફાટે, લોક જાણે વિ'વા.

ઘરમાં તો હરમાન હડીઓ મારે ને ભૂત ભૂસકા મારે.
ઘરમાં બોલે ડોકરાં ( બોકડાં ), ને ( તો ) બહાર બોલે છોકરાં.
ઘરમાં માલમતા, ને ખાણી પરાજ ને બટા.
ઘરમાં વાંસ ફરે, તો હાંલ્લું નહીં નડે.
ઘરમાં વાઘ, ને બહાર બકરી.
ઘરમાં હાંલ્લું ને તાંબડી કુસ્તી કરે.
ઘરમાં હાંલ્લે હાંલ્લાં લડે, ને બહાર લાલજી મનીહાર.

ઘર ભાડે, હાટ ભાડે, વાણોતરને વ્યાજ;
શેઠ હીંડે મલપતા, તો દેવાળાની શી લાજ.

ઘર મૂક્યું, ને દુઃખ વિસર્યું.
ઘર મેલો ભાડે, ને જઈ બેસો વાડે.
ઘર મેલ્યાં ભાડે, ને બાઈ ( બાઇજી ) ચાલ્યાં પાડે.

ઘર વંઠે ત્યારે ભગતડું પેસે, કામ વંઠે ત્યારે કાળીયું પેસે,
ખેતર વંઠે ત્યારે ચારી પેસે, કૂવો વંઠે ત્યારે કબૂતર પેસે,
તળાવ વંઠે ત્યારે બગલું બેસે.

ઘર વંઠ્યું ભક્તાણું પેઠું.

ધર વચ્ચે થાંભલો.
ધરવાળાનું એક ધર, વગર ધરવાળાનાં ( ને ) સો ધર.
ધર વેચીને ઘી લીધું.
ધર વેચીને ( બાળીને ) તીરથ ફરવું ( કોણે કહ્યું છે ? )
ધર સુધરે, તો ગામ સુધરે.
ધસ્યા વિના ચળક નહીં, ને ધસ્યા વિના પોંહોંચ નહીં.
ધૃતાધારે પાત્રં કિંવા પાત્રાધારે ધૃતમ્ ?
ધાંચી તો સેતાનની માચી.
ધાંચીની છોકરી, ને ખોળનું નામ ભૂલી ગઇ.
ધાંચીની છોડીને ખોળનું નામ શું પૂછવું.
ધાંચીને લુગડે ડાધ ન બેસે.
ધાંચીને લુગડે તે કંઇ ડાધ ખોળવાનો છે.
ધાંચીનો બળદ ઠામનો ઠામ.
ધાંચીનો બળદ ધાણીમાં પીલાય.
ધાંચીનો બળદ બાર ( સો ) ગાઉ ચાલે, તો પણ એકનો એક ( ત્યાંનો ત્યાં ).
ધાંચીનો બળદ બાર ( વીશ ) ગાઉ ચાલે, તો પણ ધરમાં ને ધરમાં ( ઘેરનો ઘેર ).
ધાંચીનો બેલ સો ગાઉ ચાલે, પણ ઘેરનો ઘેર.
ધાંચીનો વર, ને મોચીની કન્યા.
ધાંચી મુઓ ને ગધેડો મુઓ એ બે બરોબર.
ધાંચીવાડ ધમધમે, ને મોચીવાડ છમછમે.
ધાંયજો ઉઠયો, ને કરચો ફુટયો.
ધાટ કરતાં ધડામણ ભારે.
ધાટે ધાટનાં પાણી પીધાં છે ( પીવાં ).
ધાણીનો બળદ, ઘેરનો ઘેર.
ધાની ઉપર નિમક છાંટવું ( એ સારૂં નહીં. )
ધા ભેગો ધસરકો.
ધા ભેળા ઘોડા.

ઘાયલ સિપાઈનો બમણો પગાર.
ઘા, રોગ, અને દુશ્મન ને તુચ્છ ન ગણવા.
ઘાલે દાઢમાં, તો આવે હાડમાં.
ઘાલ્યું ગણુ દે.
ઘાસકા પત્તાં અનાજ ન કપાય.
ઘાસ કાપવા જનારને ગોળપાપડીનું ભાથું નહીં પરવડે.
ઘાસ કાપવા જવું, ને ગોળપાપડીનું ભાથું?
ઘાસની ગંજીપરનો કુતરો, ખાય પણ નહીં ને ખાવા દે પણ નહીં.
ઘાસનું બાંધણુ ઘાસ.
ઘાસીઓ ઘોડો, ને પેટીઓ ( વેઠીઓ ) ચાકર.
ઘાસે ઘાસ, ને કડબે કડબ.
ઘીએ ગોબર મીઠું ( મીઠાં ).
ઘી કાં ઢળ્યું, તોકે ખીચડીમાં.
ઘી ખાતા ગુડ ખાતા ને બરાબર સસ્તા ક્યું નહીં ?
ઘી ખાના સકરસેં, ને દૂધ ખાના મકરસેં.
ઘી ખીચડી એક, ને પાપડ એકો દેખ.
ઘી ખીચડીના અક્ષર બે ( બે બોલ ).
ઘી ગયું, પણ કંઇ ઘીનું માપતો નહીં ગયું ?
ઘી ગયું, પણ ઘીનું માપ ન ગયું,
ઘી ઘી, તુપ તુપ.
ઘી ઢળ્યું તો ( પણ ) ખીચડીમાં.
ઘીના ઘડા ઢળતા મૂક્યા, ને કાટલી કોડિયાંને ટોટે વળગાવ્યાં.
ઘીના ઘડામાં ખાલી હાથ નાખે, તોપણ અચ્છેર શેરની ખોટ.
ઘીના ઘડામાં ખાલી હાથ નાખો, તોપણ અધોળ ઘીની ખોટ.
ઘીના ઠામમાં ઘી પડશે.
ઘીના પેટમાં છી.
ઘીનાં ઘેબર.
ઘી પીરસે તે મઢીયો શાહ.

ઘી લગાડીને ગોરાં થાય.
ઘી વગર કંઈ ઘેંસ ખવાય ?
ઘી વગરની લૂખી ખીચડી.
ઘુવડનું મોત કાબર વડે.
ઘેંસ ખાય, તે ઘોઘર થાય.
ઘેંસ છાસનું ખાણું, ને બદામોનું નાણું (ટકે નહીં).
ઘેંસુમાં ઘી.
ઘેર આવે ત્યારે માલમ પડે.
ઘેર ખાવું, ને ઝેર ખાવું બરાબર.
ઘેર ગંધાય, ને બહાર પીમળે.
ઘેર ગયો ત્યાં રાંડે ખાધો, ને બહાર ગયો ત્યાં ભૂતે (ધાડે) ખાધો.
ઘેર ઘન્ટી, ને પરઘેર દળવા જાય.
ઘેર ઘેર માટીના (કાદવના) ચુલા.
ઘેર ઘેર માટીના ચુલા, ને ઘડીએ ઘુંટ ભરાય.
ઘેર ઘેલા, ને પરઘેર ડાહ્યા.
ઘેર ઘેલા, ને બહાર ડાહ્યા.
ઘેર ઘોડાં, ને બહાર તેડાં.
ઘેર ઘોડો ને પાળો જાય, એવો કોણ મૂરખનો રાય.
ઘેર ઘોડો ને પાળો જાય, ને ઘેર દુઝણુ ને લૂખું ખાય, એવો કોણ મૂરખનો રાય?
ઘેર દીકરી, ને પરઘેર વહુ.
ઘેર દુઝણું ને લૂખું ખાય, એવો કોણ મૂરખનો રાય.
ઘેરના ઘેર ધંબાર કરવા.
ઘેરના ઘેર, (ને ભડકી) ભયડકા ભેર.
ઘેર બેઠાં ગંગા (આવી).
ઘેર બેઠાં ઘડો લેવા આવે.
ઘેર બેઠાં મોતીએ ચોક પૂરાય.
ઘેર બેઠે મોતીએ ચોક પૂરે (તે નકામો).

ઘેર વાલ, ઘઘરણે વાલ, ને બાઇજી મને થોડા ઘાલ.
ઘેર વૈદ્ય, ને ડોશી પીડે મરે.
ઘેર સુખી, તો બહાર ગ્હેન.
ઘેલા જે આવે તે ખાય, ને મનમાં મગન થાય.
ઘેલાનાં ઘર કંઈ ગામ બહાર ન હોય.
ઘેલા ના ખાતો, તોકે બ્હોંસે ખાઈશ.
ઘેલાની જાને જવું, ને ભૂખે મરવું.
ઘેલાને ગામડે પરણાવ્યો, જે ખરચો ( જે કરવું ) તે આજનું આજ.
ઘેલામાં ઘાંચી, ને મૂરખમાં મોચી.
ઘેલા સાથે ઘેલા થવું?
ઘેલી ચિત્રા કરે ખેલ, ને કાળ ઉન્હાળે આવે રેલ.
ઘેલી થઇને છૂટે, ને ગામ બધું લૂટે.
ઘેલીનાં ઘર ઘર ( ઘેર ઘેર ) સાસરાં.
ઘેલીને ભૂત મળ્યાં ( વળગ્યાં ).
ઘેલીનો ગવાળો.
ઘેલી સાસરે જાય નહીં, ને જાય ત્યારે એક વગી ( ને જાય તો આવે નહીં ).
ઘેલો થઇને વેર રાખે.
ઘોચે ભેંસ, ને ઘેર ધીંગાણું ( ઝઘડા ).
ઘોચે ભેંસ ને ઘેર મૂલ ( ધીંગાણું ).
ઘોડા એટલા સ્વાર.
ઘોડા ઘર આપણાં, મને મળે ઘેંસ, ત્યારે તને મળે લાકડાં.
ઘોડાના પાપમાં પીપળો બળ્યો.
ઘોડાની સોડે ગધેડું બાંધ્યું, તો ભૂક્યું નહીં ને અલેટાયું ( આળોટ્યું ).
ઘોડાનું હુણતું, ગાયનું તરતું.
ઘોડાને તંગ, ને પુરૂપને બંગ.
ઘોડાને તે ચાબકા, ને ગધેડાને તે ડીફણા.

ઘોડાને માથે સ્વાર હોય તો શોભે.
ઘોડી ઘર આપણાં.
ઘોડી છૂટી કે ઘોડો છૂટયો.
ઘોડી તણામણમાં ગઈ.
ઘોડી પખે ઘોડો, ને ધરતી પખે દાણો.
ઘોડી વિઆઈ કે ગપ ચાલી.
ઘોડું કાણું, ને વળી કરડકણું.
ઘોડું તે ઘોડાર(ઘોડાસર)માંજ શોભે, ને દીકરી તે સાસરેજ શોભે.
ઘોડું તેટલી થાંથર.
ઘોડું ના ડાહામાય, ત્યારે ગધેડાને ડાહામે.
ઘોડુંને ગધેડું કંઈ સરખું? ( કંઈ એક થયું ? )
ઘોડુંને લોઢું, વાપર્યું કામનું.
ઘોડે ગઈ હોય, તે ગધેડે પાછી ન આવે.
ઘોડે ઘોડા દોડે, ત્યારે કાનવાનો ફેર પડે.
ઘોડે ચઢે, તે પડે.
ઘોડે ચઢયો, ગધેડે ચઢયો, ને ઘરને બારણે આવી ઉતર્યો.
ઘોડે ચઢયો, ગધેડે ચઢયો, ને ભટક દઇને પડયો.
ઘોડે બેશી ગાંઠડી માથે મૂકે મૂઢ.
ઘોડો ઘોડાના રૂપને ધાશે ( દોડે ).
ઘોડો ઘોડારમાંજ શોભે, ને દીકરી સાસરેજ શોભે.
ઘોડો છે, પણ સ્વાર નથી.
ઘોડો તે ઘોડાસરમાંજ શોભે.
ઘોડો તેજ ગાજી મરદ કહેવાય.
ઘોડો દોડી દોડીને મરે, સ્વારનો રસ પૂરો નહીં પડે.
ઘોડો દોડી દોડીને મરે, ને ( પણ ) સ્વારના હીસાબમાં નહીં.
ઘોડો દોડી દોડીને મરે, ને સ્વારને રવની ચઢે.
ઘોડો દોડીને ડગલું ચુકે.
ઘોડો દોડે તો કાનસુરીનો ફેર પડે.

ઘોડો બચકું ભરે નહીં, ને ભરે તો છોડે નહીં.
ઘોડો, પાન, ને રોટલી, જેમ ફેરવે તેમ સુધરે.
ઘોડો મરે ને ઘાસ રહે, ને ફુલ મરે ને વાસ રહે.
ઘોડો લેવો ચરવાને, ને પડયો ઉપાડવાને.
ઘોના પાપમાં પીપળો બળ્યો.
ઘોનું મોત આવે, ત્યારે દુબળવાડે છીંડું ફાડે.
ઘો મરવાની ( મરનારી ) થાય, ત્યારે વાઘરી ( દુબળ ) વાડે જાય.

ઘોલ્લા મહાજન એ પતવાળી.
ચંચુ દીધી જે ધણી, તેજ આપસે ચેત.
ચંડાળ ચોકડી.
ચંડાળ ચોકડીમાં જઇએ નહીં, તો લાત મુક્કી ખાઇએ નહીં.
ચંડુલ ચઢે ચાર દેખાય.

ચંદન પડા ચમાર ઘર, નિત કુટનકુ ચામ;
ચંદનકી બૂજ નહીં, પડા નીચસેં કામ.
ચંદન પડયો ચમાર ઘર, નિત્ય ઉઠી કૂટે ચામ;
કહો ચંદન કેસી બની, ભાઈ પડયું નીચું કામ.
ચંદન બીન કેસી ચાંદની ? મોતી બીન કેસો હાર ?
કાજળ બીન કેસી કામની ? પિયુ બીન કેસો શૃંગાર ?
ચંદન રૂવે સાસે ભર્યો, મારૂં સગું નહીં કોય;
જેસું રાખું બગલમાં, તેજ વેરી હોય.

ચંદરવો બાંધવા સર્વે આવે, પણ છોડવા કોઈ ન આવે.
ચંદરવો બાંધવા સૌ કોઈ મળે, છોડવા કોઇ નહીં મળે.
ચંદર સુધી ચાંદરણું.
ચંદુ મંદુ ( ઈંદુ મિંદુ )ની જોડ. ( સિધ્ધુ વિધ્ધુ ).

ચંપા તુજમે તીન ગુન, રૂપ, રંગ, ઓર બાસ;
પણ એક અવગુણ એસો ભયો ( તુજમે ભયો ), કે ભ્રમર ન આવે પાસ.

ચંપે ( ખોરડીએ ) ચઢયા બે દેખાય.

ચકલાં શાં ચુંથવાં ?
ચકલી કરતાં ફૂઇડિકો મોટો.
ચકલી નાની, ને ફૂચડકો ( ફૂડકો ) મોટો.

ચકવા ચકવી ચતુર નર, નિતપત રહત ઉદાસ;
ખર, ઘુવડ, અરુ, અબુજન રહે, સદા મગન પ્રતિરાજ.

ચડજે રોટલા છ માસ, તો કે બેસ જીવ બાર માસ.
ચડ રોટલા છ મહિના, તો બેસ ગાંડ બાર મહિના.
ચઢ ચુલા ખાઉં.
ચઢજા બેટા શૂળીએ, ખુદા ( અલ્લા ) ભલા કરેગા.
ચઢજા બેટા શૂળીપર, ને દો ગણેશનું નામ ( લ્યો ખુદાનું નામ ).
ચઢતી પડતી ચાલ્યાજ કરે છે ( ચાલી જાય છે ).
ચઢતી પડતી સૌને છે.
ચઢવું અઘરું છે, ઉતરવું સ્હેલું છે.
ચઢે તે પડે, ને ભણે તે ભૂલે ( ફાલે તે ફુટે ).
ચઢો બેટા શૂળીએ, ઘો ગણેશનું નામ ( લ્યો ખુદાકા નામ ).
ચણણણ ચપ, મા મને વહુ ( મા મા મને છમ વહુ ).
ચણા ખાઇને હાથ ચાટવા ?
ચણા ખેતમાં, બેટા પેટમાં, ને વસંતપંચમીકા બિહા.
ચણાના ઝાડ પરથીં કૂદી પડચો.
ચણા પાણી, ને ચાંપલ્યો વર.
ચણા લેશો કે દાળ ?

ચણાવાળાની દીકરી, ને મમરાવાળાની વહુ;
લાડે લાડે ચાલે, તેને ટપલા મારે સહુ.

ચણો ખાય, તે ચાબકો ખાય.
ચણો પાણીમાં ઓગળી ગયો.

ચતુરકુ ચિંતા ઘણી, નહીં મૂરખકુ લાજ;
સર અવસર જાણે નહીં, પેટ ભરે શે કાજ.

ચતુર ( ડાહ્યો ) કાગડો હાડકાં ઉપર બેસે.

ચતુર ચકવા સુઘડ નર, સદા રહત ઉદાસ;
ખર, ઘુવડ, ફુવડ નર, સદા મગન પૃથિરાજ.

ચતુર ચાર ઠેકાણે ખરડાય.
ચતુર ચેતી ખસે, મૂરખ લપટાઇ ફસે.
ચતુર ત્રણ ઠેકાણેથી ખરડાય.
ચતુરમાં ચિતારો, ને મૂરખમાં મોચી.
ચતુર હોય તે ચેતે, ને મૂરખ હોય તે વેચે.
ચતુર વહુ ચુલામાં પડે.

ચતુરસેં ચતુર મિલે, વાંહ બાત બાત ઓર બાત;
ગધ્ધેસેં ગદ્ધા મિલે, વાંહ લાત લાત ઓર લાત.

ચપ ચપ ચૂએ, ને ટપ ટપ ટપકે.
ચપટી ભરી દોલત, ને ગાડું ભરી ગફલત.
ચમચો માયનું, તો શેર ગાયનું ( દૂધ ).
ચમડી તૂટે, પણ દમડી ન છૂટે.
ચમડી ફાડે, પણ દમડી નહીં કાઢે.
ચરચા ચલાવીને લાભ સાચવવો.
ચરત કુટણી ચૌટે જાય, ને વગર પૈસાનું શાક ખાય.

ચરતાં ચરતાં દીઠો ડોળી, ખાતાં ખાતાં ગણી પોળી;
નીંદરડીએ આપ્યો હાર, મેલ રાજા ટીડાનો ખ્યાલ.

ચરમર ચરમર ( ચરરર મરરર ) ચાનજી, ને ગજવામાં તો રામજી.

ચલ ચકવા લોહારકે ઈહિ, ઓર સાંકળલી ઘડલાય;
સાંજ પડતી દેખકે, દોનો રહે જડાય.

ચલનો ભલો ન કોસકો, દુહિતા ભલી ન એક;
મંગનો ભલો ન બાપકો, જો પ્રભુ રાખે ટેક.

ચલમ દાના, અંધેકી બાયડી લઇ ગયા ધાના, ઉનકા નહીં ઠામ ઠીકાના.
ચલા ચલીકી રાહમે, ભલા ભલીજ કરવી ઘટે.
ચલીઆં છે ત્યાં ચારો નહીં, ને ચારો છે ત્યાં ચલીઆં નહીં.

ચલીઆંનો માળો ચુંથાઇ ગયો.
ચલો મેરે ટટુવે, ને તીન કોસ બટુવે.
ચલો સખી વહાં જાઇએ, જહાં બસે બ્રિજરાજ;
ગોરસ બેચન હર મિલે, એક પંથ દો કાજ.
ચલ્લીએ બોર ગળ્યું, નહીં ગળાતું કે નહીં મૂકાતું.
ચલ્લીનું ચોથીયું પણ બ્રાહ્મણ ખાય.
ચક્ષુએ ચોપડવા તેલ નહીં, ને ડેલીએ દીવા કરે.
ચાંચડની ચરબી તે વળી કેટલી ?
ચાંચડની ચરબી, ને માંખનું ભેજું.
ચાંચડ, માંકડ, જૂ, ને જતિ, એ મારયાનું પાપજ નથી.
ચાંચીઆ ચુંચીઆ સાથે મળ્યા.
ચાંદની આડે ચંદરવો બાંધવો.
ચાંદરણે ચાલે, ને અંધારે બ્હીએ;
નહીં હુતાનું હુતું કરે, તે પાપનો જવાબ દીયે.
ચાંદરાત, મિઠી મુરાદ.
ચાંદા વડે ચાંદરણું.
ચાંદી, ને પહેરે એટલે માંદી.
ચાંદી માંદી ચાંઇ.
ચાંદું હોય ત્યાં માખ બેસે.
ચાંપી પહેરે મોજડી, ચાંપી લેવરાવે નખ;
ચાંપી પહેરે પાઘડી, એ ત્રણ અણસરજ્યાં દખ( દુઃખ ).
ચાંલ્લો ચુડલો લે, કે મને જીવતી જવા દે.
ચાક ઉપર પેંડો ચઢાવ્યો, પછી ગોળો ઉતરશે કે ગાગર.
ચાક ઉપર પેંડો ( પિંડો ) છે, શી ખબર ગોળો ઉતરશે કે ગાગર.
ચાક બીન ગાડા જેસા, ધન બીન મનુષ્ય તેસા.
ચાકર કમાયને શેઠ ખાય, એ આશા નહીં રખાય( રાખવી ).
ચાકર ચોરે બરકત, ને ચોર ચોરે હરકત.
ચાકરને ઘેર ચુકર ઘણા, ને ચુકરને ઘેર નકર ઘણા.

ચાકરને ઘેર ચુકર ઘણા, ને શેઠને ઘેર વાણોતર ઘણા.
ચાકરને ઘેર ચુકર, ને તેને ઘેર પેચખાના.
ચાકરને ઘેર ચુકર, ને શેઠને ઘેર પેચખાના.
ચાકરને ઠાકર ઘણા, ને ઠાકરને ચાકર ઘણા.
ચાકર પર ચુકર, ને ઉપર ધીંગાણું.
ચાકર મારે હાથે, તો શેઠ મારે લાતે.
ચાકર રળે ને ચાકર ખાય, ઘરનો ધણી પળ્યો જાય.
ચાકરી કરે, તેજ ( તો ) ભાખરી પામે ( મળે ).
ચાકરી તેવી ભાખરી.
ચાકરી પર ચુકરી, ને બે જણા ઉપરી.
ચાકરી વિના ભાખરી નહીં.
ચાકરી સબસે આકરી.
ચાચરે ચર ઠોકયો, ને ન્યાતમાં નામ કાઢયું, ને પાદરે પત-
રાવળી બાંધી.
ચાટવામાં ઠ્રાટ નહી, ને ઘર જમાઇને લાડ નહીં.
ચાડીઆની જીભે, ને પાદશાહને ખજાને.
ચાડીઓ દેખે તેનું ઘર મારે.
ચામ ચોરાય, તો રાતું દેખાય.
ચામડાના ગયા, ને સુન્નાના આવ્યા.
ચામડાના દેવને ખાસડાંની પૂજા.
ચામડાની વાધરી, ને જેમ બોલે તેમ પાધરી.
ચામડાનું નાણું, ને બળેલું છાણું.
ચામડીઆ ગંધ ગઇ કે સહી.
ચાર આંગળનું કરમ આગળનું આગળ.
ચાર ચોટા, ત્રણ જુદા, ને બે મૂગા.
ચારણી કરવડાને હસે કે તું કાણો.
ચારણી કરવડાને હીણે, કે તારામાં એક આંધરૂં.
ચારણી કરોળીઆને કહે, તું મુઓ કાણો.
ચારણીનો ગુણ કરવો તાજ, સુપડા ગુણ ગ્રહેવાનું કાજ.

ચારતો ચંચલ ભલે, રાજા, પંડિત, ગજ, તૂરી;
પણ પાંચમી નાર ચંચલ બૂરી.

ચાર દહાડા તો ઢેડના પગ પણ રાતા હોય.
ચાર દહાડાનું ચાંદરણું, ને ઘોર અંધારી રાત.
ચાર દિનકી ચંદની, ફીર અંધારી રાત.
ચાર દિવસની ચટકી.
ચાર બેસે ચોટલા, તો બારના ભાંગે ઓટલા.
ચાર બેસે રાંડ, તો ઈંદ્રિની તોડે ગાંડ.
ચાર મળે ચોટલા, તો વાતના વળે ઓટલા ( ભાંજી ઉઠે ઓટલા ).
ચાર મળે ચોટલા, ત્યાં ભાંગે ઓટલા.
ચાર મળે જ્યાં ચોટલા, ત્યાં વાળે ઉંધા ઓટલા.
ચાર મળે દરજી, તો વાતોના ગરજી.
ચાર મળે દાઢી, તો વાતો કરે સારી.
ચાર મળે નાગર, તો અક્કલકે સાગર.
ચાર મળે બનિયા, તો ડુબ ગઈ દુનિયા.
ચાર મળે બમન ( બ્રાહ્મણ ), તો લડુકા જમણ.
ચાર મળે ભટ, તો કડી ભાત ચટ.
ચાર મળ્યા, એટલે ચોરનો ભય ટળ્યો.

ચારીયું પેઠું ને ખેતર વંઠ્યું, ઘર વંઠ્યું ભક્તાણું પેઠું;
કૂવો વંઠયો કબૂતર પેઠું, દેહ વંઠ્યું જો કાળીઉં પેઠું.

ચારો છે ત્યાં ચાલીઆં નહીં, ને ચલીઆં છે ત્યાં ચારો નહીં.
ચાલતાં ચાંપાં, ને બોલતાં આંબા.
ચાલતાનાં વધામણાં.
ચાલતા બળદને આર મારવી ?
ચાલતા બળદને આર શી ઘોંચવી ?
ચાલતા બેલને પરાણી ( આર ) મારવી ( એમાં શો ફાયદો ? )
ચાલતી રોજી પર લાત મારવી ( એમાં શું ફાયદો ? )
ચાલતી વ્હેલે સૌ બેસે.

ચાલતે ગાડે ફાચર મારવી ?
ચાલતે ગાડે સુપડાનો ભાર ?
ચાલે તેનાં વહાણનાં વહાણ, ને નહીં તેનું કોટીયું અટકે.
ચાલે તેને હાડે વીસમે.
ચાલે તો વહાણ, ને પડે તો પાહાણ.
ચાલેતો હાથીનો પગ પણ ચાલ્યો જાય, ને અટકેતો એક સળીએ અટકે.
ચાલે ત્યાં ચાર નહીં ઉગે.
ચાવલની હાંલ્લીમાં નિમક સમાય, પણ નિમકની હાંલ્લીમાં ચાવલ નહીં સમાય.
ચાવવાના જૂદા, ને બતાવવાના જૂદા.
ચાહે તેની ચાકરી કરીએ, નહીં તેને દરવાજે નહીં ચઢીએ.
ચાળીસ પછી બળદ, સાઠ પછી કુતરો, એંશી પછી બગલો.
ચીંચોડા વીણતી ચીચકાબાઈ, ને વાંકડા ફૂલકા નામ કહે આઈ ?

ચિંતાથી ચતુરાઈ ઘટે, ઘટે રંગ, ને જ્ઞાન;
આવરદા આવી રહે, ચિંતા ચિતા સમાન.
ચિંતાથી ચતુરાઇ ઘટે, ઘટે રૂપ, ગુણ, જ્ઞાન;
ચિંતા બડી અભાગણી, ચિંતા ચિતા સમાન.

ચિંતાથી ચિતા ભલી.

ચિંતા નકર નચિંત રહે દેનેહાર સમર્થ;
જલમેં બસે માછલી, તાકી ગાંઠ ન ગરથ.
ચિંતાસેં ચતુરાઈ ઘટે, ઘટે રંગ ઓર રૂપ;
ચિંતા બડી અભાગણી, ચિંતા ચેહ સમાન.

ચિંતાસેં ચતુરાઈ ઘટે, ઘટે રૂપ ઓર રંગ.

ચિંતાસેં ચતુરાઈ ઘટે, દુઃખસેં ઘટે શરીર;
પાપસેં ઘટે લક્ષ્મી, કહે ગયે દાસ કબીર.

ચિંધરડી બળે, પણ વળ ન જાય.
ચિઠ્ઠી કરે મિઠી, દોરા કરે જોરા, ને ધાગા રાખે આઘા.

ચિઠ્ઠીનો ચાકર.
ચિતા કરતાં ચિંતા કઠણ.
ચિથડીયા દેવને ધૂળનું નૈવેદ.
ચિથડે રતન વીંટાળવા ( ચીંથડે વીટવો રતન ).
ચિથડે વીંટાળ્યું, પણ રતન.
ચીટોણી લઇએ તો લોહી નીકળે.
ચીન, ને પૈસા લીયા છીન.
ચીનનો શાહુકાર.
ચીની મીની ( ચાંદા માદા ) ની ઓરડી, ને હોઠ ભીનાય, ને
જખ્માં કોરડી ને કોરડી.
ચીભડામાંથી વરાળ નિકળે નહીં ( નિકળે તો નવાઇ ).
ચીભડાના ચોરને ઢોલ છક્ડ.
ચીભડાના ચોરને ફાંસીની સજા ?
ચીભડાની ચોરી, ને ખાસડાંનો માર.
ચુંકર કે ચેંકર, કાળા કાળા એક બી ન છોડું.
ચુંટી ખણે કાંઈ વેર લેવાય ?
ચુંથાયા બમણા.
ચુંથીને ચલ્લો કરવો.
ચુંથીને ( ચાવીને ) ચાંદું પાડવું ?
ચુકે તેના બાપનો.
ચુકયો ઘા એરણ ખમે.
ચુડેલનો એક પગ ભાંગ્યો તોય શું, ને આખો તોય શું.
ચુપ બેટા ! મેં ખુદાકુ ફુસલાતી હું.
ચુરમું ખાતાં ચુંક આવે ?
ચુલાનું લાકડું ચુલામાં બળવાનું.
ચુલાને પાણીઆરા વચ્ચે તો લેન લેવાય.
ચુલા પછવાડે ઢોકળાં, ને સાસુ મરે તો મોકળાં.
ચુલાપર કાંઈ ચઢી બેસાય ?
ચુલામાંથી નિકળી હોલામાં પડવું ?

ચુલામાંની રાખોડી, ને ઉનામણનું પાણી;
આડું અવળું જોઇને, ઝટ દઇને તાણી.

ચુલે પેણો મૂકીને વર શોધવા ગઇ.
ચૂડામાં મુડો સમાય.
ચેતના નર સદા સુખી.
ચેતના મુખી, સદાએ સુખી.
ચેહ સળગાવતાં ગણેશ ( પમેશ્વર ), હાથેવાળે ભાઈરામ.
ચૈતર ચઢે નહીં, ને વૈશાખ પડે નહીં.
ચૈતર વૈશાખના તડકા, ને કુંવારી કન્યાના ભડકા.
ચૈતરે ચઢ્યો નહીં, ને વૈશાખે ઉતર્યો નહીં.
ચૈતરે ચેત, વૈશાખે વેચ, જો આવ્યો જેઠ, તો પડ્યો હેઠ.
ચોંટી દીધે કંઇ વેર વળે ? ( વેર ન વળે ).
ચોંસઠની ઉપજ, ને પાંસઠનો વરો.
ચોખાએ ચંપાઇ, ને દાળે દબાઇ ( ભારે ભાંગી, ને ચોખે ચંપાઈ ).
ચોખા કરતાં કણકી વધી.
ચોખાની સુઝે કણકી બગડે, ને કણકીની સુઝે વાટલો બગડે.
ચોખા ભેગી ઇયેળ બફાઈ જાય.
ચોખી રોટલી ચાચરે ( પાદરે ) બેશી ખવાય ?
ચોખી રોટી ચાચરે ( પાદરે ) બેશી ન ખાવી.
ચોટલી બોળવી, ને રોટલી તોડવી.
ચોટલી વેચીને ચણા ખાવા.
ચોટ્ટી સારી, પણ સીફલી માઠી.
ચોથો ચોક પૂરશે.
ચોપડેલની આશાએ લુખું ખવાય.
ચોમાસાનો આંધળો લીલું દેખે.
ચોરનાં પગલાં ચોર જાણે ( ઓળખે ).
ચોરનાં પગલાં પાછાં.
ચોરનાં માળિયાં બંધાયાં નથી, ને બંધાવવાનાં નથી.

ચોરના ચોર, ને વળાવાના વળાવા.
ચોરના મ્હોં પર ચોરને ચોર ન કહેવાય.
ચોરનારના ચાર, ને બતાવનારના બાર.
ચોરનારની ચાર આંખ.
ચોરનારને ચાર, ને જોનારને બે.
ચોરની ગત ચોર જાણે.
ચોરની જાત ચોર જાણે.
ચોરની નજર બચકે, લાગ પડે તો લઇને સટકે.
ચોરની ના, ને છીનાળવાની મા.
ચોરની માએ ચાંદરણું દીઠું.
ચોરની મા કોઠીમાં મ્હોં ઘાલીને રડે.
ચોરની મા કોઠીમાં મ્હોં ઘાલે.
ચોરની મા ખૂણામાં રૂએ.
ચોરની મા ચંડાળે જાય, પાપી હાથ ઘસતા જાય.
ચોરની માનું કોઠીમાં મ્હોં.
ચોરની માને ભાંડ પરણે ( પરણ્યા ).
ચોરની મા શાખ પૂરે.
ચોરનું રળ્યું સીંકે ન ચઢે.
ચોરને ઘેર શાહચોર પરોણો.
ચોરને ચાંદરણી દેખાય.
ચોરને ચાંદરણું ન ગમે.
ચોરને પોટલે ધૂળની ધૂળ.
ચોરને માથે શિંગડાં ન હોય.
ચોરનો ભાઈ ઘંટી ચોર ( ગંઠીચોર ).
ચોરનો ધણી કોણ થાય?
ચોરનો માલ ચંડાળે જાય ( ચંડાળ ખાય ), ને પાપી હાથ ઘસતા જાય.
ચોર પર ચપણી, ને ગધેડાંપર અસ્વારી.
ચોર બી નાગા, ને સાહેબ બી નાગા.

ચોર માશીઆઈ એકના એકજ.
ચોરવા બેસે તેને ચાર હાથ.
ચોર સામો કોટવાલને દંડે.
ચોર હોય, તે સામાને ચોર જાણે.
ચોરાની પાછળ, ને દીવાની આગળ.
ચોરાસીના ફેરામાં પડવું.
ચોરી ચાર દહાડા, ને છીનાળી છ દહાડા ( છુપાં રહે ).
ચોરી છીનાળીની ખોટ.
ચોરીના ચોખા ચૌદ મણના માગે.
ચોરીની ચોરી, ને સોનીની શીરજોરી.
ચોરીનું ચંડાળે જાય, ને પાપીનું ધન એળે જાય.
ચોરીનું ધન ચંડાળે જાય, ને પાપી હાથ ઘસંતા જાય.
ચોરી ને વળી જોરી.
ચોરીનો માલ ચંડાળે જાય, ને પાપી હાથ ઘસંતા જાય.
ચોરીનો માલ સીકે ચઢે ?
ચોરીનો હાંડલો ઢાંક્યો ન રહે.
ચોરી પર સરજોરી.
ચોરીમાંથી ચચડવું ( દાંત દેખાડવા ) ?
ચોરીમાંથી દાંત કરડ્યા ( કરડે ), તો આગળ કેમ થશે.
ચોરીમાં રંડાપણ.
ચોરી શિખવી હોય તો અફીણ ખાવું, ને લબાડી શિખવી
હોય તો જકાતખાતામાં નોકર થવું.
ચોરે ચોર મોસિયાત ભાઈ.
ચોરે નખોદ જાય નહીં.
ચોરે શુળીપર સાતવ્યું.
ચોર્યાં વહાણ અંધારે ચાલે.
ચૌટું ચંતામણ, પેઢી પ્રધાન.
ચૌટે ચાર, ને વાડીએ અરાડ.
ચૌદ જાણે, તેને આરવાળો શું શિખવે.

ચૌદમું રતન મળે ત્યારેજ પાંસરો થાય.
ચૌદમું રતન માર.
ચૌદે આંક ચવડીમાં, કોદાળે ખટ કર્મ;
રાખીએ બે આખલા, તો ઘરનો રહેશે ધર્મ.
છંછેડાયો નાગ ( સાપ ).
છગન મગન તો સોનાના, ને પારકાં છોકરાં ગારાનાં.
છ ( શાસ્ત્ર ) છાંડ્યાં, ચાર ( વેદ ) રાંડ્યાં, ત્રણ ( દેવ ) નાં ન જાણ્યાં નામ;
સાંબેલે સૂતર ભરાયું, તેનું બ્રાહ્મણ પાડ્યું નામ.
છછુંદરથી કંઇ સાપ મરાયો ?
છછુંદરી છ ઠેકાણે લાગી.
છછુંદરી ( છછુંદર )નાં છએ સરખાં.
છઠની સાતમ ને સાતમની છઠ કોઈથી ન થાય.
છઠ્ઠીના લેખ મટવાના નથી.
છડનારી છડે, ને ઉફણનારી ઢળી પડે.
છડીકુ છ ટાંક, ને બચ્ચેવાલીકુ નવટાંક.
છત છાંડીએ નહીં, ને ઉપાધી માંડીએ નહીં.
છત છાની ન રહે.
છત તો છોકરાં, અને દોલત તો દુનિયાં.
છતને અછત ગમે નહીં.
છત ને અછત છાની રહે નહીં.
છતા બ્રાહ્મણે દીકરાના સોગન શામાટે ખાવા ?
છતી આંખે અંધાપો.
છતે ઘીએ લૂખું કોણ ખાય ?
છતે છોકરે બ્રાહ્મણના સમ કોણ ખાય ?
છતે દીકરે રમતા રામ ( સીતારામ ).
છતે દુઝણે લૂખું ખાય, એવો કોણ મૂરખનો રાય ?
છતે બ્રાહ્મણે છોકરાના સમ કોણ ખાય ?
છતે ભોળી, ( ને ) અછતે ઘેલી.

છતે માથે હાથ ન કપાય.
છતો કછઓ ધૂળમાં નાખવો.
છતો વરો, ને ભૂખે મરો.
છત્રપતિ કે પત્રપતિ.
છપ્પન ઉપર ભુંગળ વાગે, ત્યારે શેષનાગ જાગે.
છપ્પન પર ભુંગળ વાગે.
છપ્પન વખારી, ને ભારો કુંચી.
છપ્પન વખારી, ( લપ્પન છપ્પન ) ને ભારો કુંચી, હાથમાં ન મળે, પણ નજર ઉંચી.
છ મહિને અઢાઈ કોસ.
છ મહિને અઢાઇ કોસ, ને મારૂં નામ પ્રેમો.
છરી કસાઇને ધીરે.
છરી ખાટકીને ધારે.
છાંટ મારીને મ્હોડું રાતું રાખવું ?
છાંયડે બેઠેલો તડકે બેઠેલાની કદર શું બુજે ?
છાજાં ઉપલો છોડ.
છાણ જોઇ છલકાઈ, ને પાણી જોઈ મલકાઈ.
છાણના કીડા છાણમાં મરે.
છાણના દેવને વાલ ( કપાસીઆ )ની આંખ.
છાણના સૈયડને વાલની આંખ.
છાણનો કીડો ઘીમાં મરે.
છાણનો દેવ, ને ખાસડાંની પૂજા.
છાણ પુંજતાં જન્મારો ગયો, ને ભાભાજી ઉકરડો કયો ?
છાણમાં ઘી રેડવું ?
છાણમાં તલવાર મારવી.
છાણ લગાડીને બળદિયા થવું ?
છાણાં બાળીને ધૂમાડો કરવો ?
છાણે વીંછી ન ચઢાવવો ( ચઢાવીએ નહીં ).
છાતીની મુક્કી વિના કામ ન થાય.

છાતી, ને હૈયાપાટી.
છાનકી હુબી, ને પહાનકી તરી.
છાના આવજો, તો કે ઉંટે ચઢીને આવીશ.
છાનો નહીં દાતાર ઝુંગાર, છાનો નહીં રાગનો ગાનાર.
છાનોમાનો આવજે, તો કે ઉંટે ચઢીને આવીશ.
છાપરાથી સૂર્ય ઢંકાય નહીં.
છાબડે સૂરજ ઢાંક્યો ન રહે ( છાબડે ઢાંક્યો સૂરજ ન રહે ).

છાયાં એટલાં છાપરાં, નળીઆં એટલાં ઘર;
રાંડી રાંડો એમ કહે, કે કુંવારા એટલા વર.

છાયા ફરતાં તરૂ નવ ફરે.
છાલ છોડું મારા છૈયાને, ને રસકસ મારા હૈયાને.
છાસ ખાટી થાય, ત્યારે ઉકરડે ઢોળવા જાય.
છાસ ખાટી થાય, ત્યારે એની મેળે ઢોળવા જાય.
છાસ ને છોકરી માગવામાં કંઈ શરમ છે ?
છાસ ને લાંચ વધારીએ તેમ વધે.
છાસ પાસે ના કહેવડાવવી.
છાસમાં પાણી ( સમાય ).
છાસમાં માખણ જાય, ને વહુ ફૂવડ કહેવાય.
છાસ લેવા જવી, ને દોણી શું સંતાડવી ?
છાસ લેવા જવું, ને ગાંડ પાછળ દોહણી ?
છાસ લેવા જવું, ને દુણી પૂઠ પછાડી ઘાલવી ( ન બને ).
છાસ લેવા જવું, ને દુણી સંતાડવી ?
છાસવાડે મંદવાડ ( નહીં હોય ).
છાસવારે મંદવાડ.
છીંક ખાતાં છીંડું પડે.
છીંક છીનાળને નડે, ને વાંઝણી હોય તે દીકરા જણે.

છીંકણી છીકામણી, ને લુગડાં લજામણી;
તપખીરે તાજા, જેના હાથમાં છીંકણી તે છત્રપતિ રાજા.

છીંકતાં છેયું આવ્યું, તે કંઇ પાછું ઠેલાય ?
છીંકતાં છોકરું જણે.
છીંકતાં દંડે ( એવો જુલમ ).
છીંડીએ પકડાયો ( સ્હવાયો ) તે ચોર.
છીંડું શોધતાં ભાગળ જડી.
છીંડે ( સીંડીએ ) ચઢયો તે ચોર.
છીણી બાઈ વેગ બહુ કરોછો? શું કરીએ ધણાભાઇ ગાંડ ફાડે છે.
છીનાળ રાંડ છમકતી ચાલે, ને ઘુંઘટડામાં ઘર ઘાલે.
છીનાળવાને છેલ્લા દહાડાની ફીકર હોતી નથી. ( શી ફીકર? )
છીનાળું છપ્પન દહાડે છાપરે ચઢીને બોલે ( બોળે ).
છીપાની ચોરીમાં ઘાંચીનો બળદ વેચાય.
છીપાની છીનાળીમાં ઘાંચીના બળદ વેચાય.
છીપે છીનાળું કીધું, ને ઘાંચીના બળદ કાઢયા
છીપો છીનાળું કરે, ને ઘાંચીના બળદ કાઢે.
છુટતાં છુટું, ને ભલે વછોટું, ને બિલાડી ને મસે મારૂં સીકલું તૂટું.

છુટ્ટાંસાં ઝટુકલાં, બ્હીલાંસાં મ્હોં;
ફાટાં તુટાં લુગડાં, રખે બાઈ પ્રશ્નોરાં હો.

છેક તાણે, તે તરત તૂટે.
છેટું એટલું છેટું.
છેડાયલો ભૈયો છીનાળ કહે.
છેલ છટાકીઆ હાથમાં છાણું, ઘેર આવે કલેહું કાણું.
છેલ વ્યસન છીંકણી, રાજા વ્યસન હુક્કો.

છેલ વ્યસન છીંકણી, રાજ વ્યસન હુકો;
ગાંડ વ્યસન તમાકુ, તે પચપચ થુંકો.

છેલ્લે ક્યારે પાણી પહોચ્યું છે.
છેલ્લો ઉપાય છાસનો.
છૈયો વહાલો, ભૈયો વહાલો, ઘોડે કોને મોકલું ?

છો ઉપર લીપણ.
છોકરાંથી કાંઈ છાસ પીવાય નહીં. ( પીવાય ? )
છોકરાંની માને તો તરવારની ધાર પર રહેવાનું છે.
છોકરાંને ખવડાવીએ સોનાનો કોળીઓ, પણ વાંક પડે ત્યારે કહીએ.
છોકરાંને મસે, ને માડી ( મા ) ખાય રસે.
છોકરાં ને શાહુકાર, થોભાવ્યાં થોભે નહીં.
છોકરાં પરણે, ને મા કુંવારી.
છોકરાં બાપના રાજમાં ન સમાય, પણ માના રેંટીઆમાં સમાય.
છોકરાંવાળું પેટ ઢાંક્યું રહેતું નથી.
છોકરાં સાથે છાસ પીવી ?
છોકરાનું તો આરણકારણ, ને છોકરીનું તો હૈયાધારણ.
છોકરી ચાલે ડુંગર હાલે, વહુ ચાલે દહાડો ગાળે.
છોકરીનાં છોકરાં જે કરે તે છાજે, ઉપર ઢોલ નગારાં વાગે;
છોકરાનાં છોકરાં જે કરે તે છાજે, ઉપર ગડદા પાટુ વાગે.
છોકરીની જાત, ને ઉકરડાની જાત બરાબર.
છોકરી ને છાસ માગવામાં શરમ શાની ?
છોકરૂં કેડે હોય, તો છેરી ભરે.
છોકરૂં ને ગરાસીયું ( ગરાસીઓ ) બરાબર.
છોકરૂં વહાલું, પણ તેનું ગુ વહાલું નં લાગે.
છોકરે છાસ ન પીવાય.
છોકરો હોય તો વહુ આવે, ને રૂપિયો હોય તો વ્યાજ આવે.
છોકરો હોય, તો વહુ ધણીએ.
છોટી વયે પડેલી છાપ, છેલ્લી વયે પણ જાય નહીં.
છોડ વણજારા ધાંટ, ને શોભે તેને બાંધ.
છોડીઓ મહારાણી, તે ઘડપણમાં ભરે પાણી.
છોડીવાળું ઘર, ને બોરડીવાળું ખેતર, એ બે સરખાં.
છોનું ( છનું ) અડધ જાણે નહીં.

છોણંધ કૂવામાં ગાંઠડી.
છો ભલા, તો છીએ ભલા.
છોરૂ કછોરૂ થાય, પણ માતા કમાતા ન થાય.
છોરૂ કછોરૂ થાય, પણ બાપ નબાપ ન થાય.
છોરૂ કછોરૂ થાય, માવેતરથી કમાવેતર થવાય ?
છો હાથીની પછવાડી કુતરાં ભસતાં ( ભુંકતાં ).

જંગલ જટ ના ખેડીએ, બજારે બકાલ;
કસએ તરક ના ખેડીએ, ઉન્હાળે અંગાર.
જંગલ જટ( જાટ ) ના છેડીએ, હાટમાંહી બકાલ;
રોગડ કઠે ન છેડીએ, મારે ઝીકો ( ધીકો ) કહાડ.

જંગલમાં ગયા, ને ઝાંખરાં તોડી લાવ્યા.
જંગલમાં ઝાડ પણ એકલું ન હશો.
જંગલમાં મંગળ, ને વસ્તીમાં કડાકા.
જંગલમાં મોર નાચે, તે કોણે દેખ્યું ?
જંગલમાં મોર નાચે, તે જંગલ જુએ.
જઇની છવલી, ને ચૌદનો ચૂડો.
જખ વેચી જૂતાં ખાધાં.
જગ જીતેરે મેરે કાનીયે, તોકે પાઉં ચલે તબ જાનીયે.
જગ જીત્યોરે મેરા કાણીઓ, તોકે પાઉં ચલે તબ જાણીઓ.
જગ જુએ, ને ખલક ખખરે.
જગત ( કોઈથી ) જીતાયું નથી.
જગત ઝવેરી છે.
જગતને મ્હોડે કંઈ ગરણું બંધાય?
જગતમાં બે પ્રકારની નામના( સારી કે નરતી, રૂડે નામ કે ભૂંડે નામ ).
જજમાનને મન ગોરાણી, ( પણ )કંઈ ગોરને મન ગોરાણી?
જટા ધરે જગદીશ મળે, વડલા વૈકુંઠ પામે.
જડ જાય, કે સરભર થાય.
જડતું આવે જોગે, તો ભરાવીને ભોગે.

જણુ આવે, તે ( ને ) જણુનું કામ લેતું આવે.
જણુતાં મોડું થાય, તેમાં જમાઇનો શું વાંક ?
જણુતી જણે, ને ધરતી ઝીલે.
જણુતીની પીડા વંઝા ( વંધ્યા ) શું જાણે ?
જણુતો ખાય, કે પરણુતો ખાય.
જણુનારી તે જીવ આપવાની, ને પરણુનારી તે પોક મૂકવાની.
જણુનારીમાં જોર નહીં, તો સૂયાણી ( સોઇયાણી ) શું કરે ?
જણુ મ્હોડે જણુ વાત.
જણુશે માય ને બાપ, ને ગણુતાંને મ્હોડે પાપ.
જણુશે માય, ને ભોગવશે બાપ.
જણે તે જાણે, વાંઝણી શું જાણે ?
જણે તેટલાં કંઈ જીવે છે ?
જણે તેટલા જીવે નહીં.
જણે તેના પૂત, ઘેલી રાંડને વળગ્યાં ભૂત.
જણે તેના પૂત, ને કાંતે તેનાં સૂત;
બીજાને મારૂં મારૂં કહે, તેને વળગે ભૂત.
જણ્યાં જોગવો, ને લાગ્યાં ભોગવો.
જણ્યાંને જીવાડે, ને પરણ્યાને પાળે ( તેમાં કોને પાડ ? )
જણ્યા કરીને જોગવ્યાં નહીં, ને વ્રત કરીને ઉજવ્યાં નહીં.
જણ્યાને જીવાડે, ને પરણ્યાને પાળે એમાં શું ( શી ) નવાઈ ?
જતાંના જાનૈયા, ને આવતાં માંડવૈયા.
જતાના જાનૈયા, ને વળતાના માંડવીઆ.
જતાનું દાણ, આવતાનું ભાડું.
જતાને જવાર ( જુહાર ), આવતાને સલામ.
જતિ બેઠા જપે, જે આવે તે ખપે.
જતી લાડી માંડવો વધાવે ( ઉજવે ).
જતું ન જાણ્યું નાગરી, મૂસળ પૂંજામાંહી.
જતો ભૂત વાર મંડે.
જથા લાલા, તથા ટીકા.

જનની જણ તો ભક્તજન, કાં દાતા કાં શૂર;
નહીંતો રહેજે વાંઝણી, પણ ન ગમાવીશ નૂર.

જનમ આપે જનેતા, પણ કર્મ ન આપે કોઈ.

જનમ, જરા, ને મરણ, સર્વને માથે છે.

જનમના આંધળા, ને મારૂં નામ સૂરજમલ.

જનમના જોગી (જોગીદાસ), ને નામ પાડ્યું ભીખારીદાસ.

જનમ ભીખારી, તે સદા ભીખારી.

જનમ, મરણ, ને પરણ, એ ત્રણે વખત સરખા.

જનમ, મરણ, ને પરણ, કોઈના હાથમાં નથી.

જનમમાં જાતરા, ને દેશમાં દીવાળી.

જનુની જણે તો હરિજન જણજે, કાં દાતા કે શૂર;
નહીંતર રહેજે વાંઝણી, કે મત ગુમાવે નૂર.

જનોઈ, કસ્તી, ને નાડું, એ ત્રણ કદી ન કાઢે ગાડું.

જબ કુત્તે પર સસ્સા આયા, તબ બાદશાહે શહેર બસાયા.
(અમદાવાદને માટે)

જબ તુમ આયે જગતમે, લોક હસે તુમ રોય;
એસી કરણી કર ચલો, પીછે ન રોવે કોય.

જબરાની ગાંડમાં પેસે, સપટાઈ રહે.

જબરાની જોર બધો જગત.

જબરો જીતે.

જબ લગણ શ્વાસ, ત્યાં લગણ વાસ (આસ).

જબ લગ સાસ, તબ લગ આશ.

જબસેં ઉગે બાલ, તબસેં એહી હેવાલ.

જબાં ચાલે આડ કપાળ, ને જુતીઆં ખાય શીર કપાળ.

જબાંમાં શીરી, તો મુલકગીરી, જબાંમાં ઝેર, તો મુલક સાથે વેર.

જબાન હાર્યો, તે સર્વ હાર્યો.

જમ આવ્યો, તે જીવ લે ત્યારે જાય.

જમ, જમાઇ, ને જાચક, એ ત્રણે સરખા.

જમ, જમાઇ, ને જાચક, કોઇનાએ નહીં ( એ કોઈના થયા નથી ને થાય નહીં ).
જમણ જાય, ને સગાં ( વેવાઇ )દુભાય.
જમણતો સુરતનું.
જમણનું જમણ જાય, ને સગો ને સગો દુભાય.
જમણવાર છે, કાંઇ જમણધાડ છે? ( ધાડ નથી. )
જમણે પગે અડ્યા, તો પરણી બૈયરને પગે પડ્યા.
જમણો હાથ કરે તે જમણો હાથ પામે, ને ડાબો હાથ કરે તે ડાબો હાથ પામે.
જમણો હાથ મ્હોં ભણી વળે.
જમતો પરોણો ભેંસ માને ( કબૂલ કરે ).
જમનું તેડું સારૂં, પણ સરકારનું તેડું ખોટું.
જમને કંઈ તેડું જોઇતું નથી.
જમ, ને જમાઇ, એ બરોબર.
જમને તેડું નહીં, ને બાવળીઆને બેડુ નહીં.
જમને માળવો કાંઈ દૂર નથી.
જમરૂખબાઈ રે જમરૂખબાઈ, ને તારે મારે શું સગાઈ?
જમવા આવજો, ને હાંલ્લાં ફુટી ગયાં.
જમવામાં જગલો, ને કૂટવામાં ભગલો.
જમવામાં જગલો, ને સ્મશાનમાં ભગલો.
જમાઈ, જમ, ઓર જાચક, ત્રણે એક સ્વભાવ;
લીયા, લેવેગા, ઓર લેને ઉપર ભાવ.
જમાઈ જમાઈ જમતા જાઓ, ને ઘરના દાંડ ગણતા જાઓ.
જમાઇનાં પોખ્યાં, ને વાડામાં ખોસ્યાં.
જમાઇની જગા ખાસડાં આગળ.
જમાઇની વાંકી પુંછડી.
જમાઇનું નામ સાંભળી સાસુ મસાણમાંથી બેઠી થઈ.
જમાઈ રહ્યો ( ગયો ) ભૂખ્યો, તો કોનો કુલો દુખ્યો.
જમાડનાર જમાડે, તો જમનાર ક્યાં જાય ?
જમાની જોડવાની, બાંહેધરી ભરવાની.

જમાની તે જોડવાની.

જમાનો આવ્યો પાપનો, ને દીકરો નહીં થાય આપનો.

જમે ત્યારે નાગો, અને હગે ત્યારે ઢાંક્યો.

જર કરાવે વેર.

જર કોતા, ને મરદ રોતા.

જર ખરચીને જોડા ખાવા ?

જર ચાહે સો કર, બીન જર ટક ટક ( બકવા ) મત કર.

જર, જમીન, ને જોરૂ, એ ( ત્રણ ) કજીઆનાં મૂળ ( ઘર ).

જર, જમીન, ને જોરૂ, એ ત્રણ ટંટાના પર ( ઘર ).

જર, જોરૂ, જમીન, ને જુવારી, તે કરે જગતની ખુવારી.

જર, જમીન, ને જોરૂ, એ લડાઈનાં ત્રણ મૂળ ( એ ત્રણમાં ઈતબાર ન કરો ).

જર, જોરૂ, ને જમીન, કોઈનાં થયાં નથી, ને થશે પણ નહીં.

જર થા સો તો ડાલ દીઆ, અબ ડર કયા રહા ?

જરથી મુનિવર ચળે.

જર થોડા ને સ્નેહ ઘણા, ને તું શું મારશે પારધી, અમે વણ માર્યાં મુઆં.

જરથોસ્તનો દીસો, ઉઘાડો પેટી ને કાઢો સીસો.

જર દેખી મુનિવર ચળે.

જર બાજી, તો ખુદા રાજી.

જર બીસયાર, તો મરદ હુશીઆર;
જર કોતા, તો મરદ રોતા.

જર, માઈ, ને ભીલડોભાઈ, એ ત્રણની શી સગાઈ ?

જર માલ જપના, ને પરાયા માલ અપના.

જર લૂટેછે જંગલે, અભણ એકલા ભીલ;
ભર વસ્તીમાં લૂટતા, વેશ્યા, વૈદ ( વીર ), વકીલ.

જરીનો કાઢીને ગલીનો પહેરવો.

જલ ગઈ જીંદગી, ને પડ ગયા દાંત, બુઢી રે તું ચરખા કાંત.

જલદી દોડે, તે જલદી થાકે.

જલ દેખી શુચિ ઉપજે, માલા દેખી રામ;
શાસ્ત્ર દેખી ધ્યાન ઉપજે, નારી દેખી કામ.

જવાનીનું રળવું, ને કોગળીઆનું મરવું.
જવાર સળશે, પણ ગવાર નહીં સળે.
જવાસા જેવું અદેખું કોઈ નહીં ( કે સૌ સૂકાય ત્યારે લીલો થાય, ને સૌ લીલું થાય ત્યારે તે સૂકાય ).
જવાસાને ખળે ગયું.
જવું જગન્નાથજી, ને થાક્યા થાણેથી.
જવું ભાઇને ત્યાં, પણ જમવું ભાભીને હાથ તો.
જવું મુંબઈ, ને થાક્યા વટવેથી.
જશ ઉપર ( ને સાટે ) જુતીઆં.
જશ તો જાન ગયે મિલે.
જશ તો જાનગરે છે.
જશ વિનાનું જીવતર ફોકટ.

જશમે જગમાલકી પોલ, કે ઠગમે બાજવાડા;
કીસબી કરોળીઆ પોલ, કે મેલ્લા લાડવાડા.

જહાં જાય ભૂખા ( ઉકા ), વહાં પડે સૂકા.
જહાં મિલી રોટી, વહાં પડે લોટી.
જહાં લગી રળવાની શક્તિ, તહાં લગણ પરિવારની ભક્તિ.
જળ એવા મચ્છા.
જળ તો જમનાનું, ને મરણ તો કાશીનું.
જળ ત્યાં થળ, ને થળ ત્યાં જળ.
જળ પ્રમાણે પોયણી, ને કરમ પ્રમાણે બુદ્ધિ.

જળ પ્રમાણે પાહેરી, ને કરમ પ્રમાણે બુદ્ધ;
જેજે નરને સેવીએ, એવી આવે બુદ્ધ.

જળ વહી ગયા પછી શોચના શી ?
જાંગ ઉઘાડીએ, તો આપણેજ લજવાઇએ ( નાગા દેખાઇએ ).
જાંગનો ઘા, ને સસરો વૈદ.

જાંગલો જાય, ને કુતરો ભસે.
જાંગલો મરે, ને હરરાજ થાય.
જાડા પડ્યા સ્વભાવ, જાયગા જીવસેં.
જા કુત્તા બિલ્લીકુ માર.
જાગતાની ( જાગે તેની ) પાડી, ને ઉંઘતાનો પાડો.
જાગા સો પાયા, સોયા સો ખોયા.
જાગે તે જીવે, ને ઉંઘે તે મરે.
જાગે સો ગાજે, સોવે સો રોવે.
જાગ્યા ત્યાંથી સવાર.
જાડેસેં ડરના નહીં, ઓર પતલેસેં લડના નહીં.

જાણ આગળ થઇએ અજાણ, તત્વ લઇએ તાણી;
તે થાય ( જો ) આગ ( મીસાલ ), તો આપણે થઇએ પાણી.

જાણી જપે, ભજે ભગવાન, નહીંતો અખા વરવોણી જાન.
જાણીતાને લાખ, ને અજાણ્યાને સવાલાખ.
જાણતી જુવાર સારી, પણ અજાણ્યા ઘઉં માઠા.
જાણીતી ( દીઠી ) માખ ગળાય નહીં.
જાણીતું ઝેર ન ખવાય.
જાણીતો ચોર ઘર ઘાલે.
જાણે ચણાપણીના ઝાડપરથીજ કૂદી પડ્યા તો.
જાણેતો હસવું, ને નહીં તો ખસવું.
જાણે માગણ મહિનાનું.
જાણ્યો કોયડો કોડીનો ( કોડીનું મૂલ ).
જાત એવી ( તેવી ) ભાત.
જાત જણાય, મન ન જણાય.
જાત જાત ને ખાય.

જાત જાતનો વેરી, ને જાત જાતને ખાય;
માગણ, કુત્તા, ને ભાટ, તે દેખ દેખ ઘરકાય.

જાત થાને પર જાત ભલી.

જાતનો સ્વભાવ નહીં જાય રે ભૈયા, ને કાખમાં ઘાલીને લા-
વીરે પૈયા.
જાત પર ભાત, ને કામળ પર બિળાં.
જાત પર ભાત પડે, પણ ભાતપર જાત પડે નહીં.
જાત મનાવે પાઉં પડે, કજાત મનાવે શીર ચડે.
જાત મહેનત વગર જશ ને જર જડે નહીં.
જાત મહેનત વિના જશ જડે નહીં.
જાત વગરની જાત્રા ખોટી.
જાત વગર ( વના ) ભાત હોય નહીં ( ન પડે ).
જાતા દેખીએ ધન, તો આધા લીજીએ બાંટ.
જાતે જાત મળ્યા, ને ભવનાં દુઃખ ટળ્યાં.
જાતે જાફર, ને હાડે કાફર.
જાતે હબસી, ને લુગડાં કાળાં, રાત અંધારી, ને કોડીઆં
હાલ્યાં.
જાત્રાએ જાય, ત્યારે મુડાય.
જાત્રા તો જોગીની, કે ભોગીની.
જાત્રા નહીં તો માત્રા.
જાન અચ્છી, તો જહાન અચ્છી.

જાન અજાનકે બશ પડો, કહા કીનો કિરતાર;
ચંદન લોહારકે બશ પડો, જલ જલ ભયો ઈંગાર.

જાન કેરો જશ.
જાન, જાગણ, ને જાત્રા, નહીં સાચવે તો આવે ખોઈ માત્રા.
જાન, જોણું, ને જાત્રા, વણશે નર ને ખોશે માત્રા.
જાન, જોણું, ને વગોણું.
જાન, જોરૂ, ને જાત્રા.
જાનનું ( માં ) કોઇ જાણે નહીં, ને વરનો ભા હું.
જાનને જમે લાભ, ને વરને પરણે લાભ.

જાનમાં કોઈ જાણે નહીં, ને હું બી વરની ફુઇ;
ગાડામાં કોઈ લે ( બેસાડે ) નહીં, ને દોડી દોડી મુઈ.

જાનમાં કોઈ જાણે નહીં, ને હું વરની ફોઈ;
ગાડે બેસવાનો હામ ( હુકમ ) નહીં, ને દોડી દોડી મોઈ.
જાનમાં કોઈ જાણે નહીં, ને હું વરનો કાકો ( ભા ).
જાને જવું, ભોંયે સુવું, ને ભૂખે મરવું.
જાનૈયાને જમણ વહાલું, ને વરને વહાલી કન્યા;
ગોરને પણ કન્યા વહાલી, એ મોટો અન્યા.
જાફ્રાબાદી ઉંટ.
જા બિલાડી મોભા મોભ.
જા બિલ્લી કુત્તેકુ માર.
જા બે લકડી કુત્તેકુ માર.
જા ભેંસ પાણીમાં, ને વળતી આવે લાણીમાં.
જામાતૃ દશમો ગ્રહ.
જામીન થઇને ગાંઠનું ગોપીચંદન કરવું.
જામીન ન હોઇએ, ધરકા દીજીએ.
જામે જીતની બુદ્ધિ હૈ, ઉતનો કહે બતાય;
વાંકો બુરો ન માનીએ, ઔર કયાંસે લાય.
જાય ઝાઝાનું, કે ( જાય ) વાંઝીઆનું.
જાય તેની જગા ખાલી.
જાય તેનું ઇમાન જાય.
જાય તે શોભામાં, ને રહે તે તોબામાં.
જાય તો મ્હોં કાળું, ને નહીં તો હાથ કાળા.
જાય બજાર, ને ખાય પેંજાર.
જાયા તેના પુત, ને ઘેલી રાંડને વળગ્યાં ભૂત.
જાયા તે તો જાવાના ( જવાના ).
જાયા ત્યારે ન્હાયાતા, જઇશું ત્યારે ન્હાઇશું;
દાસ દ્વારકો એમ કહે છે, કે હાથ પગ ધોઈ ખાઇશું.
જાયા ત્યારે ન્હાયાતા, ને જઇશું ત્યારે ન્હાઇશું.
ન્હાવું ધોવું પડતું મૂકી, હાથ પગ ધોઇને ખાઇશું.
જાયું જવાને માટે.

જાર ખાય જારી, ને લાદ ( લાત ) ખાય લાડી.
જાલમ ખેત ખરાબ.
જાવંત્રીનાં ફુલ બરણીએ બડફાયાં.
  જાવનહારા સો ગયા, રહા સો જાવનહાર;
  કાગદમેં કછુ બાકી રહી, તાથેં લાગી વાર.
જાવે ગા સો પાવેગા, સોવેગા સો ખોવેગા.
જાસીબાઇનો ફોલ્લો આસીબાઇને થયો.
જાળવતીની માના સોનાં આવરદા.
  જાળાં ત્યાં જંજાળ, કચરો ત્યાં કંકાસ;
  ઉકરડો ત્યાં મચ્છર, ને ગટર ત્યાં ડાંસ.
જાળીએ ઇસિ, તો બેસે વીસ.
જીંદગી ટુંકી, ને જંજાળ લાંબી.
જીઆફતમાં જતાં, જીવ આફતમાં પડ્યા.
જીજો, ત્યાં બીજો નહીં.
જીતનાં વધામણાં.
જીત મારી, ને હાર તમારી.
જીતે ન પૂછે, મુએ ધડાધડ પીટે.
  જીત્તે તારે ગગનમે, ઇત્તે દુશ્મન હોય;
  કિરપા હોય જો રામકી, બાલ ન તોડે કોય.
  જીનકે ગાઉંમે બસીએ, ઉનકુ હાજી હાજી કીજીએ,
  બિલ્લી ઉંટ લેકર ચલી, તો હાંજી હાંજી કીજીએ.
  જીનકે પાઉં પનોઇઓ નહીં, ઉનકો મિલો ગજરાજ;
  વિખ દેતાં વિખીઆ મિલે, તુંઈ ગરીબનવાજ.
જીને ન પીઈ ગાંજેકી કળી, ઓ લડકેસેં લડકી ભલી..
જીને નહીં પીઆ ભાંગકે પાની, ઉસકા જીવ ધૂળધાણી.
જીને નહીં લીઆ તનખા ભાર, સોતો લે ગયા બચકા કા બચકા ભાર.
જીભ કરે આળપંપાળ, ને ખાસડાં ખાયશીર કપાળ.
જીભ ગાદીએ બેસાડે, ને જીભ ખાસડાં ખવડાવે.

જીભ ચઢાવે, ને જીભ પડાવે.
જીભડી કરે આળપંપાળ, તો ખાસડાં ખાય કપાળ.
જીભના નખ લેવડાવવા ?
જીભનાં વધામણાં.
જીભને ( જીભમાં ) કંઈ હાડકું નથી.
જીભને કાંઈ કાંટો છે, કે જૂઠું બોલતાં અટકે ?
જીભને દાંત ભળાવવા નહીં પડે.
જીભને લગામમાં રાખવી.
જીભમાં ઝેર, ને જીભમાં અમૃત.
જીભ વધારે હોય, તો બે આંગળ ભરીને કાપી નાખીએ.
જીભા જોડી ( જભાં ઝેરી ), તો મુલક વેરી.
જીવ જાણે કે કોથળો, કે જાણે બનિયાકા હાટ.

જીવ જીવકે આસરે, જીવ કરત હે રાજ;
તુલસી રઘુવીરકે આસરે, ક્યું બીગડેગો કાજ.

જીવ જૂઠો, ને દાનત લુચ્ચી.
જીવજો જણતી, ને મરજો ગણતી.
જીવત બાપકુ મારત દંડા, મુઆ પીછે પહોંચાવત ગંગા.
જીવતાં ખાટી છાસ ન છાંટી, ને મુએ મસાણગાય દોહવડાવી.
જીવતાં ચડવો છાસ નહીં, ને મુઆ પછી મસાણગાય.
જીવતાં જીવત નહીં જોયું, ને મુઆ પછી રોયું.
જીવતાં જે નહીં જોયાં, તે મુઆ પછી જોયાં.
જીવતાં ઝુઝે, ને મુવાં દુઝે.
જીવતાંની ગણતી, ને મુઆંની ભરતી.
જીવતાં પાશેર પાણી નહીં, ને મુઆ પછી મસાણગાય.
જીવતાં પાળે, ને મરતાં ટાળે.
જીવતાં પાળે, ને મુએ બાળે.
જીવતાં મુઓ.

જીવંતા જશ નહીં, જશ વિના નહીં જીવંત;
જશ લઇને જે ગયા, તે રવિ પહેલાં ઉગંત.

જીવતા જીવને જંજાળ ઝાઝી.
જીવતાના જાનૈયા, ને મુઆના ખાંધીઆ.
જીવતાની ખોડ મુએ જાય.
જીવતી માખ કંઈ પેટમાં રહે?
જીવતી માખ ન ગળાય.
જીવતો ગધેડો, ને મુએલો વાઘ ( બરાબર ).
જીવ તો ગયો, પણ રંગ તો રહ્યો.
જીવતો નર ભદ્રા પામે.
જીવતો હાથી હજારનો, ને મુવો હાથી લાખનો.
જીવને સુખ, તો જહાનને સુખ.
જીવપર આવેલો બિલાડો કોટે ( ટોટે ) વળગે.
જીવવું જગતને વહાલું છે.
જીવવું ત્યાં સુધી સીવવું.
જીવવું થોડું, જંજાળ ઘણી.
જીવવું થોડું, ને પરગણાનો હિસાબ કરવો.
જીવવું થોડું, ને મમતા ઘણી.
જીવશે તો જોશે.
જીવશે મારા ભાઇ, તો ગલીએ ગલીએ ભોજાઇ.
જીવશું તો જોઈશું, ને મુઆ તો ગયા.
જીવાશે તો જેમ તેમ, પણ મરાશે કેમ?
જીવેગા નર, તો ફીર બસાયગા ઘર.
જીવે જાણ્યું, તો જગને જણાવવાનું શું કામ ?
જીવે તેને જોખ.
જીવે તેને બધું.
જીવ્યા કરતાં ( જીવ્યાથી ), જોયું ( જોવું ) ભલું.
જીવ્યો જોગી સારો, પણ મુઓ પાદશાહ માઠો.
જીસકા ગુરૂ અંધ, ઉસકા ચેલા નીરંધ.
જીસકા દામ, ઉસકા નામ.
જીસકી દેગ, ઉસકી તેગ.

જીસકે તડમે લાડુ, ઇસકે તડમે હમ.
જીસકે મનમે ખટક રહ્યા, સોહી અટક રહ્યા.
જીસકે હાથ ડોઇ, ઉસકા સબ કોઈ.
જીસ મુલસેં આયે, ઇસ મુલસેં ગયે, નફેમેં દો જુતિયાં.
 જીસેં રામકો ડર નહીં, નહીં પંચકી લાજ;
 ઉસેં છેડ ક્યા કીજીએ, ચૂપ ભલો મહારાજ.
જુએ તો જૂ પડે, ને ખાય તો ખાતર પડે.
જુગતીઆની હા, ને છીનાળવાની ના(મા).
 જુગારી હાથે વાંકડું, વાનર કોટે હાર;
 ગાંડી ( ઘેલી ) માથે બેડલું, તે છાજે કેટલી વાર.
જુતીઆં ખાઈ તો ખાઈ, પણ મખમલકી.
જુનાં કપડાં, બુઢાં ઢોર, એના (ઇસિકા) પૈસા લઈ ( લે ) ગયા ચોર.
જુના જુલમગાર સારા, પણ નવા દાદગર માઠા.
જુના ઝાડનાં મૂળ ઉંડાં ( હોય ).
જુની આંખે નવાં કૌતક.
જુની આંખ્યો, ને નવા ખેલ( તમાસા ).
જુની બરણીનું ઠીકરું.
જુની વાડનાં ઝાંખરાં.
જુનું કોહલું, નવા વાધ કરતાં સરસ.
જુનું તે સુન્નું.
જુનો હજામ, ને નવો ધોબી ( સારા ).
જુંફતો દીવો, ને કુંઝડો વર ( એ બન્ને સરખા ).
જુવાન જાણીને જીવવું નથી, ને બુઢા જાણીને મરવું નથી.
જુવાન જોશી, ઘરડો વૈદ.
જુવાન સાસુ મરે નહીં, ને વહુનો દહાડો વળે નહીં.
જુવાનીનું મરવું, ને પહેલી પંક્તિનું જમવું, એના જેવી મઝે નહીં.
જુવાનીનું રળ્યું, ને પાછલી રાતનું દળ્યું (જનમ સુધી પુગે).

જુવાનીનું રળ્યું, ને મળસકાનું દળ્યું, એએ ને કોઈ ન પ્હોંચે.
જુવાની ને દીવાની ( સરખી ).
જુવાર આવે તે દળવા, ને મનખ આવે તે મરવા.

  જુવાર કહે, મારે માથે ટોપી,
  ને એક વરસ નહીં આવું, તો રૈયત થાય જોગી.

જુવાર ખાશે અમારી, ને વહુ થશે તમારી.

  જુવાર દળી શેર, ને ગીત ગાયાં તેર;
  સાસુએ મૂકી રોટલી, તો આંખે આવ્યા ફેર.

જુવાર ( જુગાર ), ને કરી નાખ્યાં ખુવાર.
જુવું ને મુવું બરાબર.
જૂહા ઝગડા કરના નહીં, કરના તો ફીર ડરના નહીં.
જૂહાની માને જૂઠો પરણે.
જૂઠાનું આવરદા ચાર ( બે ) ઘડી.
જૂઠાનું બોલવું, ઉંદરનું ફોલવું.
જૂઠાને કયાં પકડીએ ( પકડવા જઇએ ) ?
જૂઠા બોલ, પણ જડતા લાવ.

  જૂઠી પ્રીત ગુલાબકી, ધામ પડે મરજાય;
  સાચી પ્રીત કપાસકી, મરે સંઘાતી આય.

જૂઠું ( એઠું ) ખાય, તે મીઠાની ( ગળ્યાની ) આશે.
જૂઠું ગાય, એઠું ખાય, ને નાગી ન્હાય.
જૂઠું ગાવું, ને જડતું આણવું.
જૂઠું ગાવું, ને હોળીનું ટાણું.
જૂઠું બોલવું, ને જખ મારવી બરાબર.
જૂઠું બોલવું, ને જડતું લાવવું.
જૂઠું બોલે, તેને કોણ પકડવા જાય ?
જૂઠું લાવ, પણ જોરથી લાવ.
જૂઠેકા મ્હોં કાલા, સચ્ચેકા બોલબાલા.
જૂઠો સાચાને વટલાવે.
જૂ થકી કંઈ સાલ્લો છોડી નખાય ?

જૂઠાં રહ્યાં જોડવાં, ચઢ્યાં માસ તોડવાં.
જૂદે મ્હોડે જૂદી વાત.
જૂના પેટમાં લીખજ હોય.
જૂના ભયથી લુગડાં કાઢી ન નખાય.
જૂ ભાગાં પેરણાં નહીં કાઢી નાખીએ.
જૂ ભાગી કંઈ કપડાં નાખી દેવાય ?
જૂ ભાગું પેરણું કોણ કાઢે ?
જે આંખને ન ગમે, તે મ્હોંને શું ગમે ? ( ન ગમે. )
જે આંગળી કાપીએ, તેમાંથી લોહી નિકળે.
જે આપે લોટ, તેને નહીં આવે ખોટ.
જે આવ્યું આટલે, તે ઘાલ્યું કાટલે.
જે આશાપર રહે, તે અપવાસી મરે.
જે (કંઇ)થાય, તે સારાનેજ માટે.
જે કરતા આવ્યા તે કરીએ, ને છાસની દોણી ભરીએ.
જે કહે તે કરે નહીં, ને કરે તે કહે નહીં.
જે કાણું, તે શાણું.
જે કામ આજ કરી શકો, તે કાલ ઉપર રાખતા નહીં.
જે કાળે જે બનવાનું હોય, તે કાળે તેવી મતિ સૂઝે છે.
જે કોઇથી નહીં ડરે, તે ચાહે તે કરે.
જે કોદરે કાળ ગયા, તે કોદરા મીણા ( માણા ) થયા.
જે ખજૂર ખાય, તે આકાશ સહે.
જે ખાય, તે સ્વાદ જાણે.
જે ખાય રસાણ, તે જાય મસાણ.
જે ગતિ સૌની, તે ગતિ વહુની.
જે ગધેડાંની પાસે બેસે, તે લાત મારતાં શિખે.
જે ગયા મરી, તેની ખબર ન આવી ફરી.
જે ગામ જવું નહીં, તે ગામનું નામ શું ( લેવું ) ?
જે ગામમાં જવું નહીં, તે ગામનું નામ શું પૂછવું ? ( તે ગામની વાટ શું પૂછવી ? )
જે ગામમાં રોજ ધાડ, તે ગામમાં કેમ વસાય ?

જે ઘરની કુતરી નહીં પામે, તે ઘરની દીકરી પામે.
જે શ્વેર જવું નહીં, તે ઘરનું નામ પણ લેવું નહીં.
જે ચૌદ ભણે, તેને ચાર વાળો શું શિખવે ?
જે જાણે કોક, તે મૂકે પોક.
જે જાય ગબર, તે થાય જબર.
જે જાય ગયા, તેને હૈડે ન મળે દયા.
જે જાય જાવે, તે દાંતે નહીં ચાવે, ને કદી નહીં પાછો આવે.
જે જાય જાવે, તે ફરી ન આવે, આવે તો પરીઆંનાં
પરીઆં ( એહાં ) ચાવે.
જે જાય જાવે, તે ફરી ના આવે, ને આવે તો એનાં પરી-
આંનાં પરીઆં ચાવે, એટલો માલ લાવે.
જે જાય દરબાર, તેનાં જાય ( તે ખુએ ) ઘરબાર.
જે જાય બદરી, તે ફરી ના આવે માના ઉદરી.
જે જાય બંદર, તે લાવે એકના ( સોના ) પંદર.
જે જાય સક્કર, તે થાય બક્કર.
જે જાયું, તે જાય.
જે જેમ ધાયા, તે તેમ પાયા.
જે જેવાં, તેને તેવાંજ.
જે જેવું હોય, તેવું કહેવાય.
જે જેવો, ને તે તેવી.
જેટલા વહાણના સાંધા, એટલા ભાઈના વાંધા.
જેટલા વહાન ( વહાણ )ના ખીલા, તેટલા વીમાના હીલ્લા.
જેટલી નદી લાંબી, તેટલી લક્ષ્મી લાંબી.
જેટલું પેટનાને લાગે, તેટલું પરાયાંને નહીં લાગે.
જેટલો ગોળ ઘાલીએ, તેટલું ગળ્યું થાય.

જેઠ અંતર દો દહાડલા, જો વરસે ભડ;
લડળી પૂછે કંથને, તો કૂવા કાંઠે ખડ.
જેઠ અંતર દો દહાડલા, જો વરસે ( ગાજે ) ભડ;
તો નદી કીનારે રૂખડાં, ને કૂવા કાંઠે ખડ.

જેઠ ગયો, આખાડ ગયો, ને શ્રાવણરે તું જા;
ભાદરવો ભરી ભાંગશે, જો છઠે અનુરાધા.

જેઠનાં ઝાપટાં, જેઠનાં વંઠયાં જેઠે.

જેઠા છવજો પુતર, ને ઘર દહાડેનાં ઓરજો ખેતર, ને નહીં તો તેનાં રડતાં નો આવે છેહ.

જેઠીપૂર, ને છોકરાં ફાકે ધૂળ.

જે ડાળીપર બેસવું, તેજ ડાળી કાપવી ?

જેણે ઓઢી ચાદર, તેને પાવા ( પાવાગઢ ) સુધી પાધર.

જેણે ઓર્યું ચગલે મગલે, તેતો બેઠો કુમને ઢગલે;
જેણે જોઈ ખરી વરાપ, તેણે લીધી માજમ રાત.

જેણે કામ કર્યું, તેણે કામણ ( વશીકરણ ) કર્યું.

જેણે દાંત આપ્યા છે, તે ચવેણું આપ્યા વગર રહેનાર નથી.

જેણે પલાળ્યું, તે મુડે.

જેણે પાસ્યા, તે રંગે.

જેણે માખ મારી, તે માણસ મારે.

જેણે મૂકી ( મેલી ) લાજ, તેને નાનું સરખું રાજ.

જેણે મેલી લાજ, તેને ત્રણ જગનું રાજ(તેને મન જગનું તાજ).

જેણે રાખી ટેક, તેને મળ્યા અનેક.

જે થાય તે સારા સારૂ.

જે થાય રાણીનો સાળો, તેને કોણ કહે ગોરો કે કાળો.

જે ધન ખાધું સાલે, તે ન વળે કોઈ કાળે.

જે ન કરે બાપ, એ કરે તાપ.

જે ન ખાય ગળ્યું, તેનું છવતર બળ્યું.

જે નહીં ખાવે તનખા માલ, તે ખાવે બચકા માલ.

જે નહીં શિખે કોક, તેનું છવતર ફોક.

જેનાં કામ તેજ કરે.

જેનાં કામ તે તેને છાજે, ને ગધેડાપર નોબત નહીં વાગે.

જેનાં જેવાં, તેનાં તેવાં.

જેનાં દીકરાં ન મરે, તેનાં ખાધાં શું મરે ?

જેનાં દેખ્યાં ન મરે, તેનાં માર્યા શું મરે ?
જેનાં નસીબ તેની સાથે.
જેનાં માર્યા ન મુઆં, તેનાં દીઠાં શું મરશે?
જેનાં માર્યા નહીં મરે, તેનાં દીઠાં શું મરે?
જેનાં મ્હોડાં નહીં સારાં, તેના ભોણાં શું સારાં ?
જેના ઉપર પડે, તે જાણે.
જેના ગયા દાંત, તેના ગયા સોળે સ્વાદ.
જેના ગાડામાં બેશીએ, તેનાં ગીત ગાઇએ.
જેના ગુરૂ આંધળા, તેના ચેલા ભીંત.
જેના ઘરમાં ઘરડી ડોશી, તેને ન જોઇએ બ્રાહ્મણ ને જોશી.
જેના ઘરમાં પૈસો, તેનાં છોકરાં ઘુઘરે રમે.
જેના ઘરમાં વહુ, તેના ઘરમાં સૈ.
જેના દહાડા પાધરા, તેના વેરી આંધળા.
જેના પેટ ઉપર સાપ પડે, તે ઉછાળે.
જેના પેટમાં ચમટો તૂટે, તે જાણે.
જેના પેટમાં દુખે, તે અજમો ફાકે.
જેના પેટમાં સમાયા, તેના હાંલ્લામાં ન સમાઇએ ?
જેના બાપને સાપે કરડયો હોય, તે વાખ જોઇને બ્હીએ.
જેનામાં નહીં રામ, તે શું કરે કામ.
જેના મોમાં સાંસ, તેનો શો વિશ્વાસ.
જેના હાથમાં, તેના મ્હોમાં.
જેના હાથમાં ધાગો, તે કદી ન રહે નાગો.
જેની આંખમાં કમળો હોય, તે સર્વ ઠેકાણે પીળું દેખે.
જેની આંખમાં ઝેર, તેની ઉપર ખુદાનો કેર.
જેની ઘંટીએ દળવું, તેનાં છોકરાંનાં ગીત ગાવાં.
જેની ઘંટીએ દળીએ, તેનાં ગીત ગાઇએ.
જેની ઘંટીએ બેસવું, તેનાં ગીત ગાવાં.
જેની ચાદર જાય, તેની સોડ ઉઘાડી થાય.

જેની ચાલે ધરતી ધ્રુજે, આભ ઉંડળ બાથમાં ભરતા;
જેની ફૂંકે પર્વત ફાટે, તે નર દીઠા મરતા.

જેની જાય આઈ, તેની જાય સોળસેં ભલાઈ.

જેની ડાંગ, તેની દુધાળી.

જેની દાઢ પેધી, તેનો દૈવ પેધ્યો.

જેની દાનત પાક, તેના હાથમાં ખાક;
જેની દાનત ખોટી, તેના હાથમાં રોટી.
જેની દાનત પાક, તેની રોટલીપર ખાક.
જેની દાનત ચોટી, તેની રોટલીપર બોટી.

જેની દાનત પાક, તેને શાનો ધાક ( શેની ધાડ ) ?

જેની નૈયત પાક, તેના મ્હોંમાં ખાક.
જેની નૈયત ખોટી, તેના મ્હોંમાં રોટી.

જેની બ્હાર, તેની ધાડ ( ન હોય ).

જેની બ્હાર, તેનીજ ધાડ ?

જેની વ્હેલે ( હવેલીએ ) બેસીએ, તેનાં ધોળ ગાઇએ.

જેની હવેલીએ બેસીએ, તેનાં ઢોલ વગાડીએ.

જેનું અહીંયાં કામ, તેનું ત્યાં પણ ( ઇશ્વિરને ત્યાં ) કામ.

જેનું કામ જેથી થાય, ને બીજો કરે તો માર્યો જાય.

જેનું કામ તે તેજ કરે, બીજો કરે તે ભૂખે મરે.

જેનું કામ તે તેથી થાય, બીજો કરે તે ઠોકર( ગોથાં ) ખાય.

જેનું કીધું, તે જાણે.

જેનું કોઈ નહીં, તેનો પરમેશ્વર.

જેનું ખાવું, તેનીજ ઘોર ખોદવી ?

જેનું ખાય, તેનું ધાય.

જેનું ચાટે, તેનું દાટે.

જેનું થડ વાંકું, તેનાં ડાંખળાં પણ વાંકાં.

જેનું પાપ તેને.

જેનું બોલ્યું નહીં ગમે, તેનું કામ શું ગમે ?

જેનું માન નહીં, તેનું અપમાન શાનું ?

જેનું મ્હોડું ગાયના જેવું, તેનું કલેજું વાઘના જેવું.
જેનું મ્હોં ન જોતા હોઈએ, તેની વખતે પૂઠ ( ગાંડ ) જોવી પડે.

જેનું રાજ, તેનું પાટ.
જેનું સુખ નહીં, તેનું દુઃખ શું ?
જેને અધતાં વાર, ન્હાતાં વાર, ખાતાં વાર, તેના કામમાં નહીં ભલીવાર.

જેને કર નહીં, તેને ડર શાનો ?
જેને કોઈ ન પરણે, તેને ખેતરપાળ પરણે.
જેને કોઈ નહીં પ્હોંચે, તેનું પેટ પ્હોંચે.
જેને ઘેર કન્યા, તેને પરમેશ્વરે દંડ્યા.
જેને ઘેર દોલત, તેનો ભાગીઓ કોરટ.
જેને ઘેર બાળ, તેનો ટળ્યો દુકાળ.
જેને ઘેર વરો, તેનો ભારે મરો.
જેને ચુંક થાય, તે અજમો ફાકે.
જેને જોઈએ સિંગ ને પુછ, તેને આપી દાઢી ને મુછ.
જેનેથી માખ નહીં મરાય, તેનાથી માણુસ શું મરાય ?
જેને દીઠે નહીં ઠરીએ, તેના કામથી શું ઠરીએ ?
જેને ધણીએ માનીતી કરી, તે કોને ગાંઠે ?
જેને ન દુખે પેટ ને પાસું, તેને આવે ખડખડ હાસું.
જેને નહીં લાજ, તેને નાનું સરખું રાજ.
જેને નહીં સાળો ને નહીં સસરો, તેને સાસુ સાથે ચાળો.
જેને નાણું ન્હાવું, ને ભૂંડું ગાવું, તેને શાનું શરમાવું ?
જેને પાંચે પુંચો સબધો, તેને શી ફીકર ?
જેને પેટ કન્યા, તેને પરમેશ્વરે દંડ્યા.
જેને ( હોય ) બાળા, તેને શા દકાળા ? ( નહીં દુકાળા. )
જેને માથે પડે, તે જાણે.
જેને મુછ નહીં, તેને પુછ નહીં.
જેને મ્હોડે ગાયના માંસ, તેના શા વિશ્વાસ ?

જેને મ્હોડે શરાબ, તેનું ખાનું ખરાબ.
જેને રામ રાખે, તેને કોણ ચાખે ?
જેને ઘરે માની, તેને ધરે માની, ને ઘરે માની, તેને બધા ગામે માની.
જેને વાગે, તેને પીડા ( વાગે ).
જેને હોય વગ, તેનો પહેલો પેસે પગ.
જેનો આગવો આંધળો, તેનું લશ્કર કુવામાં.
જેનો ખાઇએ કોળીઓ, તેનો બાંધીએ ધોરીઓ.
જેનો હાથ ઉપર, તેનો બોલ ઉપર.
જેનો હાથ પહોળો, તેનો જગ ગોલો.
જેનો હોય હક, તેને આપો તક.
જે પાણીએ દાળ નહીં ચડે, તે પાણીએ વાલ કેમ ચડે.
જે પાસ્યા, તે રંગે.
જે પીએ દારૂ, તેના મામલા વાળું.
જે પીએ શરાબ બાજી, તેના પર હકતાઅલ્લા રાજી.
જે બચ્યું તે આપણું, ને નાખ્યા તે પુન્ય.
જે બાપનો નહીં થાય, તે કોઇનો નહીં થાય.
જે બોરડી પર બોર હોય, તે ઉપરજ પથ્થર ફેંકાય.
જે ભૂતથી બ્હીએ, તેને ભૂત વળગે.
જેમ કહું તેમ કરો, જેમ કરૂં તેમ ન કરો.
જે માખ મારે, તે માણસ પણ મારે.
જે માને મારે તે, માસીનો કેમ નહીં સંહાર વાળે ?
જે મૂલથી આવ્યા, તે મૂલથી ગયા.
જે મોતસેં ન ડરે, તે ચ્હાય સો કરે.
જે મ્હોડે પાન ચાવ્યાં, તે મ્હોડે લ્હાળા ( કોયલા )ન ચવાય.
જે રસ્તે આવ્યું, તે રસ્તે ગયું.
જે રાખે ટેક, તેને મળે અનેક.
જેવાં ભાઇનાં મોસાળાં, તેવાં બ્હેનનાં ગીત.
જેવાં શેઠનાં વધામણાં, તેવા અમારા કોદરા.

જેવા ચાકર, તેવા ઠાકર.
   જેવા જેના ઢંગ, તેવા તેના રંગ;
   ચંદન ધોઇ માછલી, તોએ ન મીટે રંગ.
જેવા દેવ, તેવી પાત્રી.
જેવા ધૂમાડાના બાચકા, તેવા સંસારના આચકા.
જેવા ભાઈ, તેવાં બાઈ.
જેવા રાજા, તેવી પ્રજા.
જે વારેલું નહીં વળે, તે હારેલું વળે.
જેવા વડ તેવા ટેટા, ને બાપ તેવા બેટા.
જેવા શેઠ, તેવા વાણોતર.
જેવા શેઠના કોડ, તેવી બાઇની વધામણી.
જેવા સાથે તેવા થવું.
જેવા હોય, તેવા દેખે.
જેવી કરણી, તેવી પાર ઉતરણી.
જેવી તમારી ઢોલકી, તેવો અમારો તંબુરો.
જેવી દાનત, તેવી બરકત.
જેવી ભાઈની હિંગ, તેવો બ્હેનનો વઘાર.
જેવી મતિ, તેવી ગતિ.
જેવી માલણ મકચાણી, તેવો જસલો જોગી.
જેવી વાડ, તેવો વેલો.
જેવી વેળા, તેવી રક્ષા.
જેવી શક્તિ, તેવી ભક્તિ.
જેવી શેઠની વધામણી, તેવા બાઈના કોદરા.
જેવી સંગત, તેવી બુદ્ધિ.
જેવી સોબત, તેવી અસર.
જેવું આંગણું, તેવો ચોક.
જેવું કરીએ, તેવું પામીએ.
જેવું તેવું ભાવે નહીં, ને મનગમતું આવે નહીં.
જેવું બીજ ( વાવે ), તેવું ફળ ( પામે ).

જેવું વાવીએ (વાવશો), તેવું લણીએ ( લણશો ).
જેવો અસ્વાર, તેવી ચાલ.
જેવો આહાર, તેવો ઓડકાર.
જેવો જસલો જોગી, તેવી માલણ ( માલી ) મકવાણી.
જેવો દેશ, તેવો વેશ.
જેવો પોતે હોય, તેવો બીજાને દેખે.
જેવો બીબીનો ગુસ્સો, તેવો મિયાનો ઠોંસ્સો.
જેવો રોળો, તેવો બોળો.
જેવો સંગ, તેવો રંગ.
જેવો હરમાન (દેવ), તેવી પૂજા.
જે સગું નહીં કરે, તે મિત્ર કરે.
જે સહજ બગડી ગયું, ભવિષ્ય હતું એમ જાણ.

જેસાકુ તેસા મિલા, ઓર બ્રાહ્મણકુ મિલા નાઈ;
તીનોને મિલકે, તંતુની બજાઈ.

જેસાકુ તેસા મિલા, ખીરમાં પડી ખાંડ;
તું જાતની નાચની, ને હું જાતનો ભાંડ.

જેસાકુ તેસા મિલા, બ્રાહ્મણકુ નાઈ;
એણે બતાવ્યું ટીપણું, તો એણે આરસી બતાઈ.

જેસા ગુરૂ, એસા ચેલા.
જેસા તેસા ભાવે નહીં, ને મનગમતા આવે નહીં ( ભૂખે મરવાની નિશાની ).
જેસા લાલા, વેસાહી ટીકા.
જેસી તેરી રખના, તેસી મેરી પરદખના ( પ્રદક્ષણા ).

જેસી દોડ સમુદ્રકી, વેસી મનકી દોડ;
મનકી મનહીમે રહી, ભયી ઔરકી ઔર.

જે સૂરજપર ધૂળ છાંટે (નાખે), તે પોતેજ છંટાય.

જેસેકુ તેસા મિલા, જેસી ખીરમેં ખાંડ;
તું જાતકી બેસ્યા, મેં જાતકા ભાંડ,

જેસેકુ તેસે મિલા, ઔરકુ મિલા નાઇ, સારી રાત તુનતુની બજાઇ, સબેરમેં આરસી બતાઇ.

જેસેકુ મિલા તેસા, તેસેકુ મિલે તાઈ, એ તીનો મિલકે તુન તુન બજાઇ.

જેસો ચિત હરામપેં, એસો હરીપેં હોય;
ચલા જાય બૈકુંઠકુ, પલ્લા ન પકડે કોય.

જે હોક્કો ખાય, તે ધોક્કો બી ખાય.

જો આવી મળવા, તો બેસાડી દળવા.

જોઈએ એ કરો, પણ કરમમાં ત્રણ પવાલાં.

જોઈએ તેવું હતું, મૂળામાં મીઠું, ને કેળાંમાં ખાંડ.

જોઈતું હતું, ને વૈદે કહ્યું ( કર્યું ).

જો કહું તો મા મારી જાય, ના કહું તો બાપ કુત્તા ખાય.

જોખ્યાનું મ્હોં કાળું.

જોગ તો ભોગ.

જો ગધેડે મુલક લેવાય, તો ઘોડાને કોણ પૂછે?

જોગ બી કીયા, ભોગ બી કીયા, ઔર આખર રણસિંગડા બી ટડકાયા.

જો ગાજે ભડ, તો કૂવા કાંઠે ખડ.

જોગી જુગત જાને નહીં, કપડે રંગે તો ક્યા હુઆ.

જોગી થાવું, પણ જમાન થાવું નહીં.

જોગીના રાજમાં તુમડાં.

જોગીને તુંબડે તરવાનું કેમ ફાવે ?

જોગીને વહાલાં તુમડાં, ને ભોગી વહાલા ભોગ;
દાકતરને વહાલાં ગુમડાં, વૈદ્યને વહાલો રોગ.

જોગી ભોગીને બને નહીં.

જોગી વજીર, ત્યાં તુમડું.

જો જીતે રહેંગે નર, તો વસાવેંગે દુસરે ઘર.

જોડીમાં જૂ પડે, ને ઝાઝા સ્નેહ તે તૂટવાના, ને ઝાઝાં ચીર તે ફાટવાનાં.

જોડું, રોણું, ને વગોણું, એ ત્રણે ભેગાં થાય.
જોણું, રોણું, ને વગોણું, એ ત્રણે ભેળાં હોય.
જો તડમેં લડુ હુવા, તો તડમેં હમ.
જો થાય જતિ, તો ન જાય કર્મની રતી.
જો નામ દેશે મારૂં, તો નાક વઢાશે તારૂં.
જો ભરે ગાગરડી, તો મળે નાગરડી.

જો મતિ પીછે ઉપજે, સો મતિ આગે હોય;
કાજ ન બિનસે આપનો, દુર્જન હસે ન કોય.

જો મન ચંગા, તો કથરોટમાં ગંગા.
જો મનમેં બસે, તો સ્વપ્ને દીસે.
જો મન સાબુત, તો ઘેર બેઠાં તાબુત.
જો મૂકીએ વરત, તો મરીએ તરત.

જો મેં એસો જાનતી, કે પ્રીત કરે દુઃખ હોય;
નગર ઢંઢેરો ફેરતી, કે પ્રીત ન કીજો કોય.

જોર જાલમનું, ને ઉજમ આલમનો.
જોરાવરીના રામ રામ.
જોરાવરીની ફુઈ, ને કૂવે પડીને મુઇ.
જોરાવરીની માણક, ને હાથમાં ધરી સાનક.

જોરૂ પૂછે સૂમકી, કાહે બદન મલીન;
કહા ગાંઠકો કુછ ખોગયો, કહા કીસીકુ દીન.
ના ગાંઠકો કુછ ખો ગયો, ના કાહુકુ દીન,
પર દેતે દેખા ઔરકુ, તાસુ બદન મલીન.

જોરે જોરે ઉપાઇ, ને નામ પાડ્યું રૂપાઇ.
જો વરસે આરદ્રા ( આરૂદ્રા ), તો બારે મેઘ પાધરા.
જો વરસે ઉત્તરા ( ઓતરા ), તો ધાન્ય ન ખાય કુતરા.
જો વરસે ચીત, તો ભાંજે ભીંત.
જો વરસે પૂર્વા, તો કણબી બેસ ઝુરવા.
જો વરસે મઘા, તો ધાન્ય થાય ઢગા ( તો ખડના થાય ઢગા ).
જો વરસે સવાંત ( સ્વાત ), તો ન વાગે તાંત.

જો વરસે હસ્ત, તો પાકે અઢારે ( સર્વે ) વસ્ત.
જો વરસે હાથીઓ, તો મોતીએ પૂરાય સાથીઓ.

જો વાવીશ ઉંડા, તો કદી નહીં થાઉં ભૂંડા;
જો વાવીશ છીંછરા, તો પાડી નાખીશ ભીંછરા. ( ચણા )

જોશી જોશ જોય છે, તો તેની છોકરી કેમ રંડાય છે ?
જોશી, ડોશી, ને વટેમાર્ગુ એ ત્રણે ફોગટીઆં.

જોશી, ડોશી, ને વટેમાર્ગુ, એ ત્રણે ફોગટીઆં;
વૈદ્ય, વાળંદ, ને વેશ્યા ( વકીલ ), એ ત્રણે રોકડીઆં.
જોશી, દોશી, ને નાણાવટી, એ ત્રણે ફોગટીઆં.
વૈદ્ય, વાળંદ, ને વેશ્યા, એ ત્રણે રોકડીઆં.

જોશી, દોશી, ને મોચી, ત્રણે ફોગટીઆં.
જોશીનાં રાંડે નહીં, ને વૈદ્યનાં મરે નહીં.
જોશીનું પાટલે, ને વૈદ્યનું ખાટલે.

જો હશે હુંડાળા, તો હશે મર્દ મુછાળા;
જો હશે કોળી નાળી, તો તેર ટકા કુંડી તારી.

જો હાંડીમેં હોગા, સો રકાબીમેં આવેગા.
જો હોય ખેડ, ખાતર, ને પાણી, તો નસીબમાં ન હોય તો પણ લાવે તાણી.
જ્યાં ખુદા ઘણું આપે, ત્યાં ઘણાની આશા રાખે.
જ્યાં ગાળને લાત, ત્યાં સીધી વાત.
જ્યાં ચાવલકા દાણા, ત્યાં બંદેકા જાણા.
જ્યાં જાય ઉકો, ત્યાં સમુદ્ર સૂકો.
જ્યાં જાય ત્યાં કર્મ ચાર ડગલાં આગળનું આગળ.
જ્યાં દરદનું પગલું પેહું, ત્યાં કમનસીબ બેહું.
જ્યાં ધણી ધણીઆણી રાજી, ત્યાં શું કરે કોટવાલ ને કાજી ? ( ત્યાં શું કરે મિયા કાજી ).
જ્યાં ન પ્હોંચે રવિ, ત્યાં પ્હોંચે કવિ.
જ્યાં મળવું જંબા ( જમવા ), ત્યાં મારો સંભા.
જ્યાં મળી તાડી, ત્યાં છોડી ગાડી.

જ્યાં મળી રોટી, ત્યાં પડ્યા લોટી.
જ્યાં મળે ચાર ચોટલા, ત્યાં ભાંગે ઘરઓટલા.
જ્યાં રાંધે, ત્યાં દાઝે.
જ્યાં રોજગાર, ત્યાં ઘરબાર.
જ્યાં લગણ રળવાની શક્તિ, ત્યાં લગણ પરિવારની ભક્તિ.
જ્યાં વરસે આરદ્રા, ત્યાંના દહાડા પાધરા.
જ્યાં વાસ, ત્યાં જ ચાસ.
જ્યાં શાહ, ત્યાં બજાર.
જ્યાં સંપ, ત્યાં જંપ.
જ્યાં હાથી તણાઈ જાય, ત્યાં બકરી પાર પૂછે. ( ત્યાં બકરીને કોણ પાર પૂછે ? )
જ્યાં હોય ભાણા વેહેવાર, ત્યાં ન રાખવો નાણા વેહેવાર.
જ્યારે જેનું રાજ જાણ, ત્યારે માનવી તેની આણ.
જ્યારે જેવા ચાલે, ત્યારે તેવા દેવા.
જ્યારે બાર વાગે, ત્યારે લાડના લુલા લાગે.
જ્યારે સસેડા, ત્યારે પવેડા.
જ્યારે સિંહ મરી પરવાર્યા, ત્યારે શિયાળવું મસ્તાન બન્યું.
ઝંખવાયો ભૂખે મરે.
ઝટ મંગણી, પટ બિહા ( વવાહ ).

ઝડકામણનું ઝડકામણ, ને વાયે ઉડ્યું જાય;
આપો પેલા બ્રાહ્મણને, તે રોટલા કરી ખાય.
ઝરદી હલદી ના તજે, ખટરસ તજે ન આમ;
સજ્જન ગુણકુ ના તજે, ગુણકુ તજે ગુલામ.

ઝવેર, જોરૂ, ને જર, એનો ઇતબાર નો કર.
ઝાંઝર વેચીને શેઠાણી કહેવડાવવું ? ( કહેવડાવવી ? )
ઝાઝાં જણ્યાં, તે શું શૂળીએ દેવા ?
ઝાઝાં ઝાંખરાંની વાડ પણ સારી.
ઝાઝાં નીર ખૂટવાનાં, ને ઝાઝી પ્રીત તૂટવાની.
ઝાઝાં બોયાં, ને ઉગ્યાં ઘાસ.

ઝાઝાં મળ્યાં, ને ખાવા ટળ્યાં.
ઝાઝાં મ્હોં મંગળિક.
ઝાઝાં વેર ફૂટવાનાં, ને ઝાઝાં હેત ખૂટવાનાં.
ઝાઝા ઘરનો પરોણો ભૂખે મરે.
ઝાઝા રાંકે ખોળ મોંઘો.
ઝાઝા સ્નેહ તૂટવાના, ને આછાં ચીર ફાટવાનાં.
ઝાઝા હાથ જમપર બી માઠા.
ઝાઝા હાથ દુશ્મનપર બી નહીં પડે.
ઝાઝા હાથ રળિયામણા, ને ઝાઝાં મ્હોં ( મ્હોડાં ) અદીઠ.
ઝાઝી કીડીઓ સાપને તાણે.
ઝાઝી ખેતીનો ધણી લથડે, કે ઝાઝી બેટીનો ધણી લથડે.
ઝાઝી જોરાવરી, તે જીવને ભારી.
ઝાઝી દીકરીએ કૂળહીણ.
ઝાઝી ધીરે ઝાઝું દેવાળવું ( દેવાળું ).
ઝાઝી રાંડે વેતર વંઠે.
ઝાઝી રાંપે ખોળ મોંઘો.
ઝાઝી વાડ ઝાંખરાંનીએ સારી.
ઝાઝી વાડમાં ઝાંખરાં પણ સારાં.
ઝાઝી વાતનાં ગાડાં ભરાય.
ઝાઝી સોઇઆણીએ વેતર વંઠે.
ઝાઝુંએ થોડાને માટે.
ઝાઝું કરે તે પારકાને વાસ્તે, થોડું કરે તે પોતાને વાસ્તે.
ઝાઝું ખાય, ઈ ઉકરડાને ભાર.
ઝાઝે કંકાસે ગોળાનું પાણીએ ન્હાસે.
ઝાઝે કાગડે ધૂડ ઘેર્યું.
ઝાઝે કાગડે ઘુવડ વીટયું ( સાત કાગ વચ્ચે એક ઘુવડ ).
ઝાઝે ગુમડે ઝાઝી વેદના.
ઝાઝે જણ્યે ઝાઝી આંખ.
ઝાઝે લાકડે ઝાઝી આગ.

ઝાઝે વરસાદે કણહીણ, ને ઝાઝે દીકરે કૂળહીણ.
ઝાઝે હાથ રસોઈ ન સુધરે.
ઝાઝો ડાહ્યો ભૂખે મરે.
ઝાઝો લોભ ( એ ) પાપનું મૂળ.
ઝાડ તેવાં ફળ ( વણ તેવાં ફળ ).
ઝાડને નામે ફળ વેચાય.
ઝાડ બીડ બળી ગયું ( ગયાં ), ને હિંગોરે હીમ ઠર્યું.
ઝાડ વંઠ્યું જે બગલું બેઠું, કૂવો વંઠ્યો જે કબૂતર પેઠું, ને ઘર વંઠ્યું જે ભગતુ પેઠું.
ઝાડવે ( ઝાડે ) ગયા, ને ઝાંખરાં તોડી લાવ્યા.
ઝાડે ચઢ્યા બમણા દેખાય.
ઝીણો તો પણ રાઇનો દાણો.
ઝેરના લાડવા કંઈ ખવાય ?
ઝેરના લાડવામાં ( મસાણના લાડવામાં ), એલચીનો સ્વાદ હોય નહીં.
ઝેરનાં તે વળી પારખાં જોવાં કે ?
ઝેરનાં પારખાં ન હોય.
ઝેરનો ઉતાર ઝેર.
ઝેર ( પાણી ) વલોવીને માખણની શી આશા ?
ઝેરી જનાવર સારાં, પણ વેરી સગાં ભૂંડાં.
ઝોળીની ટેવ જનાજે ( ઠાઠડીએ ) જાય.
ટકાના તેર ઉપર બે માગ્યા.
ટકાની ઘોડી, ને તેર ( પૈસા ) દોરામણ.
ટકાની ડોસી, ને ઢબુ ( ઢબુઓ ) મુંડામણ.
ટકાની તોલડી ( હાંલ્લી ), તેરવાનાં માગે.
ટકાનું તીતર, કોઠી ભરીને તલ ખાધા, ને વેચ્યું ત્યારે ટકો ને ટકોજ.
ટકાનું તોલું, તો કેટલું ઉચકે ગોલું ?
ટકે ટકે નાન, ને પૈસાની હજાર રાણ ( રાંડ ).

ટકે શેર ભાજી, ટકે શેર ખાજાં.
ટકો પૈસો લે, ને મને જીવતી જવા દે.
ટકો મળે, પણ તક ( ટાણું ) નહીં મળે.
ટકોરખાનામાં તૂતીનો અવાજ ન સંભળાય(ક્યાં સંભળાય?)
ટકો લે ( લો ), ને પંચમાં ગણ ( ગણો ).
ટટ્ટુ કોડા, તાજી કુ ઈસારા.
ટટ્ટુ મારે, તેજી કાંપે ( કંપે ).
ટપ ટપથી કામ, કે મમ મમથી?
ટપ્પે માર્યું કાચકું.
ટાટ ઉપર ચિત્રામણ નહીં શોભે.
ટાઢ જાય મુએ, કે ટાઢ જાય રૂએ.
ટાઢ જાય રતે, ને આદત જાય મોતે.
ટાઢ જાય રૂએ, ને આદત ( ટેવ ) જાય મુએ.
ટાઢ ટાઢ કરીએ નહીં, ને ટાઢના માર્યા મરીએ નહીં.
ટાઢ વાય સૌને, ન વાય ( ન વાગે ) વહુને.
ટાઢાની મા ટાઢું જ ભાળે.
ટાઢા પાણીએ કાસળ ગયું.
ટાઢી રાબ સારી, પણ કડકડતી ખીચડી માઠી.
ટાઢું ટાઢું બોલે, તે કાળજું કોરે.
ટાઢું પાણી ને પૂઠનો વા, પછવાડે ફરીને જોય, તો કુહાડીનો ઘા.
ટાઢે સુલે ઉન્હી રાખ, ને જે આવે તે ફૂટે કાખ.
ટાઢે પાણીએ ખસ જાય ( ગઈ ).
ટાણે એ નાણે નહીં.
ટાપટીપ, ને ધોળકું.
ટાળીએ દસ, તો બેસે વીસ.
ટાળ્યા તેણે તાર્યા.
ટીટોડી ભટ.
ટીપે ટીપે પથ્થર ઘસાય.

ટીપે ટીપે સરોવર ભરાય, ને કાંકરે કાંકરે પાળ ( પાજ ). બંધાય.

ટીપે ટીપે સરોવર ભરાય, ને ઢીંકે ઢીંકે જીવ ( સાસ ) જાય.

ટીલડી કપાળે, ને ઘુઘરા પગે.

ટીલાં ટપકાં હાથના ચાળા, ધોતીપોતી છતના ચાળા (લાલા).

ટીલું કરીએ ટાઢું પડે, સૂકાય ત્યારે તરડે;
લાકડી વિના ગામમાં જઇએ, ત્યારે કુતરાં કરડે.

ટુંક ગરદનિયા સહસ્ર દોપા.

ટુંક ગરદનિયો મહા પાપી.

ટુંક મુલાકાત બેહેતર.

ટુંકી ગરદન, ને લાંબી પેશાની, બડા હરામજાદાની નિશાની.

ટુંકી પુંછ ખસમ ને ખાઇ.

ટુંકી પોતડીને પેટમાં ખાડો, એ એંધાણીએ બ્રાહ્મણવાડો;
માંકડી ભેંસ ને ચાંદરો પાડો, એ એંધાણીએ કણબીવાડો.

ટુંકી વાડ જોઇ સૌ કૂદે.

ટુકડે ટુકડે બિસમિલ્લા.

ટુટેગા તો તાઇકા, ને ફુટેગા તો નાઇકા.

ટેટાં તો ટકટકતાં ભલાં, તાજાં તોય તરક;
કાઠાં તો ધાઠાં ભલાં, ફાયદો આપે તરત.

ટેડી બાંધે પાઘડી, મધ્યે ખોસે ફુલ;
તેડા આયા કાલકા, જબ ગયા ચોકડી ભૂલ.

ટેબલ ખાનાએ શોભે, ને દારૂ ગલાસે શોભે.

ટેલીઆ ભટની ટેલ.

ટેલીઆ ભટની ટેલ છે, દાતારને મન સ્હેલ છે.

ટોટા બી ફુલવે, ને તાળવું બી લગાડે.

ટોપી ઘાલે ત્રણ ગુણ, નહીં વેરી ( વારો ), નહીં વેઠ;
બાવા બાવા સબ ( સહુ ) કહે, સુખે ભરે પેટ.

ટોલિયાનું મ્હોં કાળું.

ટોળ ટપ્પા, ઢોલ ધપ્પા.

ટોળ વગર હસવું ના આવે.
ઠગબાજીએ ઘર ન ભરાય.
ઠઠ્ઠે ગયું ગાડું.
ઠનઠનપાળ, મદન ગોપાળ.
ઠન ઠન પાળ, મદન ગોપાળ;
ખરચ્યા પૈસા, પડી ગયા વાળ.
ઠાંઠા ઠુંઠા સિત્તેર ફંદા, માંજરા ફંદા એંશી;
ઠુંક ગરદનિયા સવાસો ફંદા, ને કાણેકા તો પારજ નહીં.
ઠાંઠા મુઠા શત દોષા, એંશી દોષા મીજરા;
ઠુંક ગરદનિયા સહસ્ર દોષા, કાણા પાર ન લભ્યતે.
ઠાકોર ગયા, ને ઠગ રહ્યા.
ઠાકોર ને ચાકર ઘણા, ને ચાકરને ઠાકોર ઘણા.
ઠામ જાય, ને ઠીકરૂં સાંપડે.
ઠામ તેવી ઠીકરી, મા તેવી દીકરી.
ઠામ ધીરીએ, પણ નામ નહીં ધીરીએ.
ઠામ લે, ત્યારે ઠીકરૂં આપે.
ઠારે તેવી ઠરજે, ને બાળે તેવી બળજે.
ઠાલાં ઠોઠાં, ને ગડબડ ગોટા.
ઠાલી ચણો, ને વાગે ઘણો.
ઠાલી ઠકરાઇ, ને ભેટ બિછાનાં.
ઠાલી ઠકરાઇ, ને ભેટમાં છાણાં.
ઠાલી ઠકરાઈ શી ?
ઠાલી ઠણુકો, ને વાગે રણુકો.
ઠાલી પાટણ ચાલી.
ઠાલી ફજેતી શી ?
ઠાલી ભૂલી શું જાઉં, તો એક સંદેશો તો લેતી જાઉં.
ઠાલે મઠ જાગરણ.
ઠાલે મઢ ઉજાગરો.
ઠાલો લાડ લડે, ને સોપારીના કટકા વગર આખી રાત રડે.

ઠાલો લાડો, ને ઓચીમાં ખાડો.
ઠીંગણી ગોટલી, ને વાલની દાળ.
ઠીક છે, ફુવાના બાપનું શ્રાદ્ધ છે.
ઠીકરી ઘડાને ફોડે.
ઠુંઠાની રાંડ, ને ઠમકો ભારી.
ઠુંઠી ચૂડો પહેરવા ગઈ ( આવી ), ત્યારે મરૂઢીઓ માંદો પડયો.
ઠુંઠી ચૂડો પહેરવા થઇ, ત્યારે મરૂઢીઓ માંદો થયો.
ઠેંગે કૂદીઉં ?
ઠોકર ખાય, ત્યારે શિખે.
ઠોકર વાગે, ત્યારે સમજણ આવે.
ઠોટની ઉધાર નહીં.
ઠોઠ નિશાળીઆને વતરણાં ઘણાં ( લેખણો ઝાઝી ).
ડંખે નહીં, ને દાંત મારે.
ડગલા દોટી થાયછે, શિયાળો વહી જાય છે.
ડબગરદુકાને બિલ્લી ( બિલાડી ) મોઇ, તો કહે ગંધ ભેગી ( મળતી ) ગંધ.
ડબગરની ગંધ સહી રહી.
ડબગરની માને ચામડાની ગંધ સોહવાઇ રહેલી.
ડબગર હતો, ને વળી ઘરમાં કુતરાં હગ્યાં.
ડબ્બે બે, ને દેવધે બે.
ડભોઇ મળતાં તેન તળાવ.
ડરના સો કરના નહીં, ઓર કરના સો ડરના નહીં.
ડહાપણડાહ્યાં બમણાં ખરડાય.
ડહામીએ, પણ ડહામવા દઇએ નહીં.
ડાંગનો માર્યો ઉંચું જૂએ, ( પણ ) ધાન્યનો ( અન્નનો ) માર્યો નીચું જૂએ.
ડાંગ મારવે કંઈ દરીઆનાં પાણી છુટાં પડે ?

ડાંગર કહે મારો ખરસટ દાણો, મારે માથે છાંડું;
મારૂં તત્વ ક્યારે જાણે, કે લઈ સાંબેલું ને ખાંડું.
ડાંગે માર્યો કંઈ પાણી જૂદાં થાય?
ડાંગે માર્યાં પાણી જૂદાં ( જૂજવાં ) થાય નહીં.
ડાંડે ધાસે, ને બડી પનોતી ન્હાસે.
ડાકણ ખાયતો મ્હોં લાલ, ને નહીં ખાયતો પણ મ્હોં લાલ.
ડાકણને મ્હોડે ડાકણ કહેવી નહીં.
ડાકણ પહેલી ઘરનાંને ખાય.
ડાટા મારે ખાળમાં, રહે ઉઘાડાં દ્વાર.
ડાટ્યાં ભૂલે, પણ લખ્યાં ન ભૂલે.
ડાબા ઉપર જમણી, તો લાભા ઉપર બમણી.
ડાબા કાનની વાત, જમણાને જણાવવી નહીં.
ડાબો ડોળો પલક.
ડાબો હાથ હગણી માટે શૂરો પૂરો.
ડાભની અણી ઉપર પાણી કેટલી વાર?
ડાભેલની દોટી, ને સરભેણની સીવણ.
ડાભેલનો દુખી, ને સલુણનો સુખી.
ડાહી જાણીને ગોત્રેજે બેસાડી, તો નાળીએર ફોડી ખાધું.
ડાહીનાં ગાંડાં, ને ગાંડીનાં ડાહ્યાં;
મોધીનાં સોંઘા, ને સોંઘીના મોઘા.
ડાહીનાં ઘેલાં, ને ઘેલીનાં ડાહ્યાં.
ડાહી પણ તે ઓરત, ઘેલો પણ તે માટીડો.
ડાહી બાઈને તેડાવો, ને ખીરમાં ( દૂધમાં ) મીઠું નખાવો.
ડાહી માનો દીકરો.
ડાહી સાસરે ન જાય, ને ગાંડીને શિખામણ દે.
ડાહ્યાં સારાં, કે ઘેલાં સારાં, અધઘેલાં માઠાં.
ડાહ્યો કાગડો નરક ઉપર જઇને બેસે.
ડાહ્યો કાગડો હાડકાંપર બેસે.

ડાહ્યો જાણીને નોતર્યો, તો ગોત્રજનું નાળીએર ફોડીને ખાઈ ગયો.

ડાહ્યો તેજ ધરડો.

ડાહ્યો થઇને કૂવામાં પડે.

ડાહ્યો દીકરો દેશાવર ભોગવે, ને ડાહી વહુ ચુલામાં પેસે.

ડાહ્યો દીકરો દેશાવર વેઠે, ને ડાહી દીકરી ચુલામાં પેસે.

ડાહ્યો દુશ્મન ભલો, પણ ભોળો સજ્જન ખરાબ.

ડાહ્યો દોહડો, ને વરીઆવ નો હોરો.

ડાહ્યો વાંચનાર ગુણ શોધે, ને મૂરખ વાંચનાર ખોડ શોધે.

ડિંગ મારની ચોકી.

ડિંગ્યા રે તું ડિંગ માર, ડિંગ મારતાં ન બ્હીઉં;
સવામણનું કાલીંગડું, ને દોઢમણનું બીઉં.

ડુંગર આગળ તરણું.

ડુંગર ત્યાં દોએરો, મુલ્લાં ત્યાં મસીદ;
રાંડ વગરના ભાયડા, પડયા ત્યાં નચિંત.

ડુંગરા દૂરથી રળિયામણા, પાસે ગયા તો બીહામણા.

ડુંગળી ને ખાસડાં, બેઉ ખાધાં.

ડુંટીપરનો વાળ, નહીં તોડયામાં ને (કે) નહીં ખોડયામાં.

ડુબતો પુરૂપ તૃણને (તંખલું) પકડે.

ડુબતો માણસ ફીણને વળગે.

ડુબળી ઢોકળે રળિયાત.

ડેંગ ત્યારે દુબળું શું ?

ડોટી ( ઓટી ) માંનો હારે, ને મુઠીમાંનો જીતે.

ડોલ ને વરેડું કૂવામાં પડયાં.

ડોસીએ ડાટ વાળ્યો.

ડોસી કહે, તારા દીકરામાં સારો કયો ? તો કહે સારો તો શળીએ ચઢયો તે, તો ડાહ્યો કયો ? તો કહે ઊભો ઊભો મૂતરે તે.

ડોસી ગઈ, ને ટપસું લેતી ગઈ.

ડોસી ધરકવુંચ ? તો કહે આઠ દી થયા રેંટીઓ ઉપાડીને બેઠી છું.
ડોસી ડોસી ક્યાં જાય છે ? તો કે ઉંટ લઈ જાય ત્યાં.
ડોસી ડોસી ગોદડી ( ગોદડું )લાવ, તો કહે હું તો હવાલદાર ભેગી સૂઈ રહુંછું.
ડોસી તારો દીકરો દ્વારકાં જાય છે, મારૂં મન જતી રહું જતી રહું થાય છે.
ડોસી તારો દીકરો ધૂળમાં લોટે છે, તો કે ગત ( લાભ )માં લોટે છે.
ડોસી તેવું અફ્રગાન, જેવા આપ તેવો નાચ.
ડોસીના ઘરમાં વાઘ( સિંહ ) પેઠો.
ડોસીનું મરવું, ને દુકાળનું પડવું.
ડોસી ને અસવાર, સાથેનાં સાથે.
ડોસી ને સવાર, એ બરોબર.
ડોસી ને સાંઢીઓ ભેગા.
ડોસી બેઠી ખાય, ને ડોસો કંઈ ન કમાય;
ડોસો મરી જાય, તો ઘરમાં મોકળું થાય.
ડોસી બોલતીનો, તોકે નહીં રે બાપા.
ડોસી મરવાનો ભય નથી, પણ જમ પેધ્યાનો ભય છે.
ડોસી મરવાનો ભે નહીં, પણ જમ ઘર ભાળવાનો ભે.
ડોસી મરે તે સારૂં, પણ જમ પળકે તે ખોટું.
ડોસી મરે, પણ જમ ખોરડું ભાળે એ બ્હીક છે.
ડોસી મર્યાનો ભો નથી, તેટલો પરહેજી પાળ્યાનો ભો છે.
ડોસી મુઆનો ભય નથી, જમ પળક્યાનો ભો છે.
ડોસી મુઇ સારી, પણ જમ પેધ્યો ભૂંડો.
ડોસી મુએ જણાય, કે ગએ જણાય.
ડોસી મૂકુંછ તો કોથળી જાય છે, ને કોથળી મૂકુંછ તો ડોસી જાય છે.
ડોસી મોઈ ને પોરી (પોસી) આવી, ઐરાં એનાં એ.

ડોસી મોઈ ને વહુ વિયાઈ, પાછાં ત્રણનાં ત્રણ.
ડોસો કુંવારો મરે, પણ ડોસી કુંવારી ન મરે.
ડોસો પરણે, ડોસો ગાય.
ડોળે દીઠું બને નહીં, ને છુટું પડવું ગમે નહીં.
ઢગલે ઢેગ, ને પૈસે શેર.
ઢમઢોલ ને માંહે પોલ, ઉપર વાગા ને માંહે નાગા.
ઢાંકણી ઘડતાં આવડે નહીં, ને નવરંગીનું બ્યાનું માગે.
ઢાંકણી ઘડતાં આવડે નહીં, ને વરધનું બ્યાનું આપ.
ઢાઢીને ઘેર વિવાહ, ને મનમાં આવે તેમ ગાય.
ઢાલ હોય, તો આડી ધરાય.
ઢીક મારવી, ને ઢીક ખાવી.
ઢીકે ઢીકે શ્વાસ જાય.
ઢીલાં ઢોલ વગાડે, ને સારી શાદી ખરાબ કરે.
ઢીલા મગ ને ખાખરા, ને રણછોડજીની જાતરા ( જાત્રા ).
ઢીલી નાળને ખીલોજ ભલો.
ઢુંસાની પરાણ.
ઢેડ ચમાર સાથે મળ્યા.
ઢેડ ઢોકળે રાજી.
ઢેડના છોકરાનો કોણ ધણી થાય ?
ઢેડનાં ઢોકળાં, ને જમાઈનાં છોકરાં.
ઢેડની આમલી ( બોરડી ), ખાટીતો શું ને મીઠી તો શું.
ઢેડની છોડીનો કોણ ધણી થાય ?
ઢેડની નજર કરવડા ઉપર.
ઢેડનું ગાડું આગળ કાઢવું.
ઢેડનો વિવાહ ધકે પાટુએ.
ઢેડ ફજેતો.
ઢેડ મુએ અભેખડ ઓછું.
ઢેડ મુઓ, ને આભડછેટ ટળી.
ઢેડવાડાની આમલી, ખાટી તો શું ને મીઠી તો શું ?

ઢેડવાડાની આમલી, ખાટી હોય કે મોળી, શા કામની ?
ઢેડવાડામાં તરક પેઠો.
ઢેડવાડામાં વલમી ડાહી.
ઢેડવાડે ગયા, ને હાડકાંનો ગરવ ન થયો.
ઢેડ વાણિયા ભાઇ ઢેડ વાણિયા.
ઢેડાએ ઢીક મારી, તો કહે ન્હાઈ નાખ્યું.
ઢેડાને ત્યાં ધન.
ઢેડાના હાથમાં હવાલદારી ( આવી ).
ઢેડાને હવાલદારી મળી.
ઢેડીનું ધન, પીંજારીનું પણ.
ઢેડીને કોણ પઇણે ( પરણે ), તો (કે) ઓળગાણો.
ઢેડીને હવાલદારે બોલાવી (તેડી), તો બધા ગામને અભડાવ્યું.
ઢેડે ઢીંક મારી, તો ન્હાઇ નાખવું ( ન્હાઈ ને ઘરમાં પેઠા ).
ઢેફાં ભાંગીને ધૂળ કરવી ( તેમાં શો ફાયદો ? )
ઢેફું ભાંગે ધૂળ થાય.
ઢેબરીએ અમીર, ને ઢેબરીએ ફકીર.
ઢોરના ચાવ્યામાં કૂચો પડે, પણ માણસના ચાવ્યામાં ન પડે.
ઢોરનું છાણ પણ કામમાં આવે છે, પણ માણસના વચન શિવાય કંઇ કામમાં આવતું નથી.
ઢોલને ધપકારે નહીં બીધો, ને સુપડાને થપકારે બીધો.
ઢોલ મારી, તો ધૂળ ઉડી ગઈ.
ઢોલ મારીને માફ માગવી ?
ઢોલ વાગે, ત્યાં સર્વ ( સૌ ) જોવા મળે.
ઢોલ વાગ્યું ઢાંક્યું ન રહે.
ઢોલીઓ તળાઇએ શોભે, ને વાસણ કલાઇએ શોભે,
ઢોલીને ઘેર વિવાહ, તે છ દે છ દે નાચે.
તંગ જગા, ને ફરાક ( પુષ્કળ ) રોજી.

તંબાકુ રે તંબાકુ, ઝાડે ચઢી ને જોયું;
એક બીડી તંબાકુ સારૂ, અજાચકપણું ખોયું.

તક તેવો તડાકો.
તકદીર આગળ તદબીર ચાલે નહીં.
તકદીર આગળ તદબીરનું વળે નહીં.
તકદીર વિના તદબીર લૂલી.
તકલદી ઘોડી, ને બનાતી સામાન.
તકે મળે તે પદ્મની.
તણખલાનો પણ મેરૂ કરે પરમેશ્વર.
તણખલે ડુંગર આડો.
તણખલે ડુંગર બળી મુઓ.
તથી ( તિથિ ) વગરનો માસ નહીં, ને કણબી વગરનું ગામ નહીં.
તનખા હરામ, ઓર બચકા (બુકચા ) હલાલ.
તનદુરસ્તી હજાર ન્યામત.
તને તો મીઆઉં, પણ તારા બાપને પણ મીઆઉં.
તને મને એવા મેળ, કે ડોળે દીઠે આવે ફેર.
તને માન છે, કે તારી છડીને ?
તપ કીધે બાવો ન થાય.
તપને અંતે રાજ્ય, ને રાજ્યને અંતે નરક.
તપસી સરખા પણ વખતે લપસી પડે.
તપોધમના કુલાં ધુએ કાંઈ મહાદેવ પ્રસન્ન નહીં થાય.

તમને વહલો તમારો, ને મને વહાલો પેલો;
આઘું પાછું શીદને જુઓ, સરખે ભાગે મેલો.
તમ સુખીએ હમ સુખી, ને હમ સુખીએ તમ;
જે કોઇનું માઠું ચ્હાય, તેને નહીં વિસરે જમ.
તમાકુનું પાતરૂં, માગું તો નહીં આલે;
એક જુડો ચોરૂં, તો પંદર દહાડા ચાલે.

તમાચો મારી મ્હોં લાલ કરવું ( રાખવું ) ?
તમારે રોટલાનું કામ, કે ટપ ટપનું ?
તમાશાનું તેડું નહીં, ને અશક ( ઈશક ) નું મૂલ નહીં.

તમાશાનું તેડું નહીં, ને બાવળીઆને ખેડુ નહીં.
તમાશોને તમાચો.
તરકડી સતી થઇ.
  તરણું ન ચોરે બાવો બ્રહ્મચારી, પતિવ્રતા તે આ નારી;
  ખાતર પડાવે બાવો દૂધાધારી, ને વચ્ચે મરાયો જાય ઘરબારી.
તરણાનો મેરૂ, ને મેરૂનું તરણું.
તરણે ચોર, તે તરખલે ચોર.
તરત દાન, ને મહા પુન્ય.
તરત બુદ્ધિ તરકડો.
તરવાડબાઈ પાડમોર પધાર્યા.
તરવારો કુસ્તી ન કરે, ને કરે તો સેતાન મરે.
તરવું ઘણું, ને ચરવું થોડું.
તરસ ટાણે કૂવો ખોદાય નહીં.
તરસ લાગે, ત્યારે કૂવો ખોદાવે.
તરસાડાંનો તાપ, ને મતરાયો બાપ.
તરસાડીના (માં)ત્રણ દેસાઇ, મોહન, મકન, ને દાઉભાઈ.
તરસ્યો ખોદે કૂપ જળ, પ્રગટ પીએ નહીં ગંગ.
તરસ્યો હાથી ઢીંચણ સમું પાણી પીએ.
    તરે તરણું ને તુમડું, તરે ગાય ને વહાણ;
    તરે ભાગ્યશાળીનું પુન્ય, નહીં તરે પાપી ને પાહાણ.
તલ ખાઇએ, તો તલનો પણ આધાર.
તલ ખાધા, ને ગાંડ ચીકણી થઈ?
તલ ખાધા, ને ચોપડી થઈ?
તલ ખાધા, ને પૂઠ ચોપડી ન થાય.
તલનું ઘરાક ઘાંચી.
તલમાં તસુ ઓક્કો પડયો.
તલમાં ત્રીજું નહીં, ને કપાસમાં બીજું નહીં.
તવંગરથી બગડેલું વખણાય, પણ ગરીબથી સમરેલું નહીં
વખણાય

તવીપરની તારી, ને ચુલાપરની મારી.
તવેકી તેરી, તગારેકી મેરી.
તસુ નમે તેને વેંત નમીએ, ને વેંત નમે તેને હાથ નમીએ,
ને હાથ નમે તેને વામ.
તળાવે જઇને, તરસ્યા આવવું? (કોણ તરસ્યું આવે ?)
તળાવે તરસ્યું, ને વેળાએ ભૂખ્યું.
તળે નાગા, ને ઉપર વાગા.
તળેનો દમ તળે, ને ઉપરનો દમ ઉપર.
તળ્યું તાવ્યું, તે સ્વર્ગે જઈ આવ્યું.
તાંકલે તુકલે હોર હંકાય, ને પૂણી વણતાં પ્રાણ જાય.
તાંબાની તોલડી, તેર વાનાં માગે.
તાંબાનો રૂપીઓ ખોવાય નહીં.
તાઇને ઘેર શી તીતરી, ગોલાને ઘેર શી ગાય, જે તાણો તોડી
જાય.
તાજખાનેકા દેવ.
તાજે માલ તડાકે જાય, વાસી માલ કુતરાં ખાય.
તાડના ચઢનારને કેટલો ટેકો ?
તાડના ચઢનારને તે ક્યાં લગી ટેકો આપવો?
તાડભાઈ લાંબા, ને પીરભાઈ પ્હોળા.
તાડ, માડ, ને લાડ.

તાડે લાગ્યાં તરફરાં, ને ઝાડે લાગી દરાખ;
પહેલાં માર્યાં ખાસડાં, ને પછી આપ્યો ખોરાક.
તાઢ તાઢ કરીએ નહીં, ને તાઢનાં માર્યા મરીએ નહીં;
તાઢ વાય સૌને, નહીં વાય વહુને.
તાણી બાંધે પાઘડી, કસી લેવડાવે નખ;
ફડણ પહેરે જોડલો, એ ત્રણ વગરસરજ્યાં દખ.

તાણ્યો વેલો થડથી જાય.
તાતે ઘાએ બધું થાય (કામ કરવું),
તાતે ઘાએ ડહામ દેવો.

તાન ને તરવાર, બજાવે તેના બાપનાં.
　તાનાજીકે તાનમેં, સબી તાન ગુલતાન.
　આપ આપ કે તાનમેં, ગદ્ધા બી મસ્તાન.
તાપી દર્શણે, રેવા સ્મરણે, ગંગાસ્નાને, જમના પાને.
તાપીમાએ આપ્યું, ને તાપીમાએ લીધું.
તાપ્યું ને આપ્યું, બેસી નરહે.
　તાબુત ઘેલાં તરકડાં, ને વિવાહ ઘેલી નાર;
　હોળી ઘેલાં હિંદુડાં, એ ત્રણે એક અવતાર.
　તારા કોદરા, તારો દારૂ, હું નાચ્યું તે કેવો વારૂ;
　શેર મહુડાં ને મણ પાણી, હુંબી આપું તેવુંજ જાણી.
તારાનું મોત પાણીમાં.
તારા બાપે તાડી વેચી, ને મારા બાપે દારૂ વેચ્યો.
તારી તે મારી, ને મારી વાહ વાહ.
તારી મોઇ, ને તારો દા(દાવ). (એજ ગિલ્લી, ને એજ દાવ).
તારી રીસ, ને મારો સંતોષ.
તારી વાત મેં જાણી.
તારી શરમ, કે તારા ધણીની શરમ ?
તારૂં કુલ, ને તું હોર.
તારૂં ગયું તેલ, ને મારો ગયો ખેલ.
તારૂં તારૂં ને મારૂં મારૂં, સાથે આવ્યું પાપનું ગાડું.
તારૂં તે મારૂં, ને મારૂં તે હેહેં.
તારૂં નાણું, તો મારૂં છાણું.
તારૂં નામ, ને મારૂં કામ.
તારૂં મારૂં સહિયારૂ, ને મારૂં મારા બાપનું.
તારૂં સાચું, ને કુતરાનું ડાચું.
તારે ડપકે, મારો ડપકો.
તારો ખેલ ગયો, ને મારો ગેલ ગયો.
તારો ડૂબે, ને ભણ્યો ( ભણે તે ) બૂડે.

તારો બાપ કેમ મુઓ, તોકે તાડથી ( ઉંચેથી ) પડયો ને ટપ મુઓ.

તાલ પઢયો, ને ડખું ઘટયું.

તાલાળીમાં તાડ ફાડ, બેઉ ભાઈ બસીયા.
દીધા લીધામાં જાણે નહીં, રાગના રસીયા.

તાલેવંતના તેજમાં ગરીબ માર્યો જાય.

તાલેવંતનો સાળો થાય, પણ ગરીબનો બનેવી ન થાય.

તાવ કહે હું તુરિયામાં વસું, ને ગલકું દેખી ખડખડ હસું;
જેને ઘેર જાડી છાસ, તેને ઘેર મારો વાસ.

તાવડી તાના કરે, ને બાજરી બજારમાં.

તાવને કોઇ સાંઇ કહે નહીં.

તાવને તેડવા કોણ જાય ?

તાવ હાથીનાં હાડ ભાંગે.

તાવે સંદેશો મોકલ્યો, આજ આવું કે કાલ.

તાસ્તા વેચ્યા બાસ્તા વેચ્યા, વેપાર સઘળા કીધા;
અન્ન પાણી ક્યારે મળ્યાં, કે કુવાડા ખાંધે લીધા.
તીન બોલાયે તેર આયે, હુઈ રામકી બાની;
રામ ભગત એમ ભણે, કે દે દાળમેં પાણી.
તીન બોલાવ્યા તેર આવ્યા, ભયી એસી વાણી;
સેવક તમારો સાચું કહે, કે દો દાળમેં પાણી.
તીરથ ગએ તીનો જન, ચિત ચંચલ મન ચોર;
રતિભર પાપ ઘટયો નહીં, દશ મણ લાયો ઓર.

તીરથ વગર ( ગયા વિના )મુંડાય નહીં.

તીરથે મુંડાય.

તીજ ને તેરસ, એકઠાં ન મળે.

તું કરજે તાકો ( તાલ ), ને હું કરીશ ટેક;
જેવો પરોણો ઉતર્યો, કે પાછાં એકનાં એક.

તું જેવાને લે કોણ, ને હું જેવાને દે કોણ.

તું ડાળે ડાળે, તો હું પાંદડે પાંદડે (પાતરે પાતરે ).

તું તો આવી અમથી, ને મને નથી ગમતી.
તું તો મારો જીવજે, ને તૂટાં ફાટાં સીવજે.
તું થડે થડે ફરે, તો હું ડાળીએ ડાળીએ ફરૂં, ને જો તું ડાળીએ ડાળીએ ફરે, તો હું પાંદડે પાંદડે ફરૂં.
તું નહીં ભૂલે તારા માથાનો ઘા, ને હું નહીં ભૂલું મારી છાતીનો દાહ.
તું બી રાણી હું બી રાણી, કોણ ભરશે( ભરે )બેહેડે પાણી.
તું મરે મારા જાયા પરથી, તો હું મરૂં તારા ખાટલાના પાયા પરથી.
તું મારા મ્હોંમાં આંગળી ઘાલ, ને હું તારી આંખમાં આંગળી ઘાલું.
તું મારી શરણાઈ ફુંક, ને હું તારૂં ઢોલક બજાઉં.
તું મારો દેવ, ને હું તારો ભગત.
તું મેરી જીકરમેં, તો મેં તેરી ફીકરમેં.
તુકડા ખાતા જવું, ને નાકે જીભ લગાડતા જવું.
તુખમે તાસીર, ને સોબતે અસર.
તુજે ઘોડા હટે, મુજે બોલ ન હટે.
તુપની વાત તો ચુપ.
તુમડીને રોતો નથી, પણ તુમડી ફુટચાને રોઉંછું.
તુમડીમાં કાંકરા.
તુમડું બાંધવે દરીઆ નહીં તરાય.
તુમ મુજકુ, તો મેં તુજકુ.
તુમ ચલો ( લડો ), હમેરી ફતેહ હોયગી.
તુમારા સો હમારા, હમારા સો હેં હેં.
તુરથી હલકો માગણ.

તુરિયું કહે હું વાંકું ચુંકું, મારે દીલે છે સળી;
મારા ખાવામાં સ્વાદ કરે, તો નાખ લીંબુ ને મરી.
તુલસી ઉનકી કોન ગત, બોલત બિન બિચાર;
કટત પરાઈ આતમા, કરી જીભ્હા તરવાર.

તુલસી હાય ગરીબકી, કભી ન ખાલી જાય;
મુવે ઢોરકે ચામસે, લોહા ભસ્મ હો જાય.

તૂટાં ફાટાં સાંધે, ને એ બાયડીનો વર, તે હાથે કરીને રાંધે.

તૂટેગા તો તાઇકા, ને ફૂટેગા તો નાઇકા ( બાઇકા ).

તૂટયાં મન, ને વીંધ્યાં મોતી, ફરી ન સંધાય.

તેજાનામાં તમાકુ, ને વરણાગીમાં વાળ;
જુવાનીમાં જુવો, ને ભાઇબંધીમાં ગાળ.

તેજાનામાં તમાકુ, ને વરણાગીમાં વાળ;
સગપણમાં સાળો, ને ભાઇબંધીમાં ગાળ.

તેજાનામાં તમાકુ, ને વરણાગીમાં વાળ;
સંભળાતું તે નજરે દીઠું, આવ્યો કળીકાળ.

તેજીએ તેજી દેખાય( ખાય ), મંદીએ મંદી દેખાય (ખાય).

તેજી ચમકે ચાબકે, હુંકારે રજપૂત;
વધઘટ ભાવે વાણિયો, ડાક અવાજે ભૂત.

તેજી ન સહે તાજણો.

તેજીને ઇસારો ( ટકોરો ), ને ગધેડાને ડીફણાં ( ડીફાં ).

તેજીને ટચકી બસ.

તેજીને હુંકારો, ને ગધેડાને ડફણાં.

તેતર માથે બાજ.

તેત્રીસમું થયું.

તેના ટાંટીઆ, તેનાજ ગળામાં.

તેરા કુત્તા, મેરી કુહાડી.

તેરા તેલ ગયા, મેરા ખેલ ગયા.

તેરા ધરમ, તેરેહી દ્વાર.

તેરા ધાગા, મેરા સૂત.

તેરા બાપુ મરેગા કલ.

તેરા મ્હોં, કે તેરા સાંઇકા મ્હોં ?

તેરા સૂત, ને મેરા વાણા.

તેરી તેરે મુહપર, ને મેરી મેરે મુહપર.

તેરી તોલડી, મેરા મગ.
તેરી તો હી, ને મેરી તો હું.
તેરી બાવડી હટે, મેરી હઠ ન હટે.
તેરી બી ચુપ, ને મેરી બી ચુપ.
તેરી ભેંસાને મેરી ખીજાં પાડી.
   તેરી માને ખસમકીયા, તોકે બોત બુરા કીયા;
   તોકે કરકે છોડ દીયા, તોકે ઉસ્સેબી બુરા કીયા.
તેરી શરમ, કે તેરે સાંઈકી શરમ?
તેલ ખાધે તરત ગાંડ ન ચીકટાય.
તેલ જોવું, તેલની ધાર જોવી.
તેલ ભરવાની બરણી તેલ ભરવાના કામમાંજ આવે.
તેલમાં માખ ડુબી ગઇ ( માખડી બુડી મુઈ ).
તોડે તમણા, ને બોડે બમણા.
તોપને મ્હોડે પીંજારો.
તોબાની તાળી.
તોલમેં આયે સો સબ જાંબુ, ચાં કર કે ચું કર.
તોલુજી ટકાના ત્રણ શેર.
તોળવાનાં જૂદાં, ને દેખાડવાનાં જૂદાં.
ત્યાગે ઉસકુ આગે, ને આગે ઉસકુ ત્યાગે.
ત્રણ કાચા સારા, ત્રણ પાકા સારા, ત્રણ ગયલા સારા, ને ત્રણ આવેલાં સારાં:—
   ત્રણ કાચા—નાર, ચાર, ને હવાલદાર, એ ત્રણ કાચા સારા.
   ત્રણ પાકા—પાન, પટેલ, ને પ્રધાન, એ ત્રણ પાકા સારા.
   ત્રણ ગયલા—તાવ, તામસ, ને તળાટી, એ ત્રણ ગયલા સારા.
   ત્રણ આવેલાં—વહાણ, વરસાદ ને વિવાહ, એ ત્રણ આવેલાં સારાં.
ત્રણ ખૂણાની ટોપી, જેમ ફેરવો તેમ ફરે.
ત્રણ ખૂણાની ટોપીનો વિશ્વાસ નહીં. ( વિશ્વાસ શો ! )
ત્રણ ટેખળ, ને હળ મેખળ.

ત્રણ ત્રીકટ, ને મહા વિકટ.
ત્રણ ત્રેવીસની ગરજ સારે.
ત્રણ પચ્ચીસે તાલેવંત.

ત્રણ બોલાવ્યા તેર આવ્યા, જુઓ એની રીત;
બહારવાળા ખાઈ ગયા, ને ઘરનાં ગાય ગીત.

ત્રણમાં તકરાર પડે, કે ત્રણમાં રણ પડે.
ત્રણ વીશે સાઠ.
ત્રણ હોય સાજા, તો એક થાય આજા.
ત્રવાડીના ત્રણસેં કૂવા, તોએ ત્રવાડી તરસે મુઆ.
ત્રાંબાનો તાવ, ને રૂપાનો રોગ.
ત્રાંબાની તપેલી ( તોલડી ), તેર વાનાં માગે.
ત્રાંબીઆની ડોસી, ને ઢબુ મુડામણ.

ત્રાંબીઆની ડોસી, ને ઢીંગલું માથું બોડામણી;
ને કૂવામાં પડી, તે છ દોકડા કઢામણી.

ત્રાંબીઆની ડોસી, ને ઢીંગલો મુડામણ.
ત્રાંસી આંખે બે ચંદર દેખાય.
ત્રાગું કરે ત્રેવડ ન રહે.
ત્રીજને તેરસ એકઠાં ન મળે.
ત્રીજે ઘેર તડાકો, ને બ્રાહ્મણવાડે ( ને ઘેર ) ભડાકો.

ત્રિયા જોબન ત્રીશ લગી, ઘોરી નવ ધરાં;
પુરૂષ જોબન જ્યાં લગી, કે ઘીએ પેટ ભરાં.
ત્રિયા બોત ન તાણીએ, તાણે તૂટી જાય;
તૂટયા પછી જો સાંધીએ, બિચમાં ગાંઠ પડ જાય.

ત્રેવડ ( એ ) ત્રીજો ભાઇ છે.
થઇએ બાટલીવાળા, નહીં તો કાટલીવાળા.
થઇને રહીએ, કે કરીને રહીએ.
થડ વગર ડાળ હોય નહીં.
થડ વિના ડાળાં શાનાં હોય ?
થતાં થાય, ને રહેતાં રહે.

થતો મુસલમાન હગતાં પણ ખુદાનું નામ લે.
થપ્પડ મારીએ, તો થપ્પડ ખાઇએ પણ ખરા.
થયું તે થયું, ન થયું થાય નહીં.
થવા કાળને કોઈ પ્હોંચતું નથી.
થાકશે ત્યારે પાકશે.
થાક્યાના ગાઉ લાંબા ( આઘા ).
થાણું, ને સેતાનનું નાણું.
થાય જતિ, પણ નહીં જાય કર્મની રતી.
થાય તેવા થઇએ, તો ગામ વચ્ચે ( દુનિયામાં ) રહીએ.
થાય તો કરવું, નહીં તો બેસી રહેવું.
થાળી જાય, તો કુલ્લામાં હાથ ઘાલવો.
થાળીની પછવાડે થાળી ઢંકાય.
થાળી ફૂટી, ને રણકો થયો ( વાગી રહ્યો ).
થાળી ભાંગીને વાડકા કરવા.
થાળીમાં ઠોકનારી સારી જોઇએ.
થાળીમાંથી કાઢીને થોબલામાં નાંખે.
થાળીમાંની મારી, ને સાનકમાંની તારી.
થુંકનું આયપદ, ને થુંકનો વરો.
થુંકનું ( ધૂળનું ) લીપણ ?
થુંકીને ચાટવું ? ( નહીં. )
થુંકે પૂડા થાય નહીં.
થુંકે પૂડા, ને થજો રૂડા.
થુંકે વડાં ન થાય.
થુ અમીણીકી ગાંડમેં, કે ભંગીકા કલા સુના.
થુ ચંદન, ભૂખે માર્યો.
થુવરને પેટ કેળાં ?
થુવરે કેળું, ને આંબે લીંબોડી.
થેપી થેપી ભાણા, ને ચોરને માથે છાણાં.
થેલીકા મુહ ખુલ્લા, તો રાજ કરે ગુલ્લા ( ગુલ્લાલા ).

થોડા ખાના, ને બોત ધીંગાના.
થોડા ખાયા ઉને બોત ખાયા, બોત ખાયા ઉને કુચ્ચ નહીં ખાયા.
થોડા થોડા સબકુચ ખાના.
થોડા પાણીમાં આર ઘણી.
થોડા બોલું, ને થાંભલો કોરૂ.
થોડામાં બોહુ.
થોડામાં મઝા છે.
થોડાસો કહેના, થોડાસો ખાના.
થોડાસો મીઠ્ઠા, ને બોત સો ખટ્ટા.
થોડી ભૂખના, ઘણા સુખના.
થોડી વઢવાડનું મ્હોડું કાળું, ને ઘણી વઢવાડનું જોવું સારૂં.
થોડું એમ ( એ ) મીઠું.
થોડું કામ, ને ઝાઝો વિચાર.
થોડું ખાઇએ, તો માદા ન પડીએ.
થોડું ખાઇએ, તો સુખીઆ રહીએ.
થોડું બોલે જીતી જાય, ને બહુ બોલે તે ગોદા ખાય.
થોડું બોલે, ( તે ) થાંભલો કોરે.
થોડું બોલે થોડું ખાય, થોડે થોડે ઠીકજ થાય.
થોડું રાંધ, ને મને જમાડ ( ધરાવ, મૂક ).
થોડું રાંધ ને મને પીરસ, ને ભૂખી રહે તો મારા સમ.
થોડે કોળીએ, ઝાઝું જમાય.
થોડે ઘણું.
થોડે નફે, બમણો વકરો.
થોડે સો ખાના, ઓર બડે સો રહેના.
થોથાંનાં વડાં.
થોરીઆના દેવને ખાસડાંની પૂજા.
થોરે કેળાં ?
દંડનો કંઇ ખંડ નહીં.
દંડ, મુંડ, ને ડહામ, એ ત્રણે દ્વારિકાનું કામ.

દંડ, મુંડ, ને ડહામ, એતો રણછોડીઆ ( કૃષ્ણજી )નાં કામ.
દંતાશા દાતણીઓ થયો, ને સદાવ્રત લેવાને ગયો.
દાઈઅણ આગળ પેટ શું સંતાડવું ?
દઈને પસ્તાવું.
દકાળમાં તેરમો માસ ( અધિક માસ ).
દકાળે કોહેલી ખવાય.
દગલબાજ દુહા નમે, ચિત્તા, ચોર, કમાન.
દગા કીસીકા સગા નહીં, ન માને તો કર દેખ.
દગા કીસીકા સગા નહીં, નહીં કીયા સો કર દેખો.
દગો કોઈનો સગો નહીં.

દદા દેખી દુઃખ ઉપજે, દદા દુઃખનાં ઝાડ;
જે દેશ દદો ગયો, તે દેશ પડે ઉજ્જાડ. ( દેસાઈને માટે ).

દદા વિનાની દરાખ.
દદા વિનાનો દરબારી.

દધી પંચમી, પષ્ટી તેલ, એકાદશીએ નાગરવેલ;
દ્વાદશીએ ઝાલર ખાય, તે નર નિશ્ચે નરકે જાય.

દફ્ફુલ મિયાં હોજરી.

દમ જાય ને ઢોલ વાગે, લોક જાણે છે વિવાહ;
બંધ બારણે છાસ પીને, એટલે કર્યા દીવા.

દમડીકા તેલ, તોકે બંદા જાતકે હીઝડે.
દમડીકી ઘોડી, ઓર છ પેસેકા દાના.

દમડીકી રાઈ, સાસુ બહુકી લડાઈ,
ખૂણે બેઠકર ખાઇ, તુજે શરમ ન આઈ?

દમડીકી રાઈ, સાસુ વહુકી લડાઈ,
આધી રોટી ચોરાઈ, ખૂણે બેઠ કર ખાઈ,
સાસુ મારવા ધાઇ, વરે કૂવામાં ગીરાઈ.

દમડી છોડી નાસરીને વળગે.
દમડી દમડી કરતાં રૂપિયો થાય.
દમડી દમડી લેતા રહો, ને મને શેઠ કહેતા રહો.

દમડીના દશ સોગન.
દમડીની ડોસી, ને ઢબુ મુડામણુ.
દમડીની ડોસી, ને દુકાનીની હજામત.
દમડીની ભાજી, ને ઘર બધું રાજી.
દમડીને માટે દશ ફેરા ખાય.
દમડીનો દારૂ મારા હોઠને લગાડું, ને પેટના ફેલ ધીરે ધીરે દેખાડું.
દમડી, શીર કટું, પણ તુજે ન છોડું.
દમડી સારૂ દમણ જાઉં, નાસરી સારૂ નવસારી જાઉં.
દમડી સારૂ દમણ જાય.
દમડે ઉંટ, પણ દમડો ક્યાં ?
દમડે ઉંટ મોઘું, ને દમડે ઉંટ સોંઘું.
દયા ડાકણ છે.
દયા ડાકણ થઈ ખાય.
દયા ડાકણને ખાય.

દયા ધરમકો મૂલહે, પાપ મૂલ અભિમાન.
તુલસી દયા ન છાંડીએ, જબલગ ઘટમેં પ્રાણ.

દયા ધરમ નહીં દિલમેં, મુખડા ક્યા દેખે દરપણમેં.
દયા ધર્મનું મૂળ છે.
દયાની માને ડાકણ ખાય, ને કદરની માને કુતરા ખાય.
દયાને ડાકણ ખાય.

દયો પૂછે મયાને, ભઇ લાડુ કરવા કેવા;
આપણા એના ગળગળતા, ને બાકી જેવા તેવા.

દરજી કાંચળીમાંથી પણ કાખી કાઢે.
દરજીકા બેટા જબલગ જીવે, તબલગ સીવે.
દોરજીનો(જીનો દીકરો ) જીવે, ત્યાં સુધી સીવે.
થોરે કેળાં ? ' દશમન ( દુશ્મન ).
દંડનો કંઇ ખં , પણ મોચીનું ન વેતરવું.
દંડ, મુંડ, ને ડહમાં, ને ગજ ને કાતર હાથમાં.

દરદ કરતાં ઇલાજ ભારી.
દર દર ન્હોયે મૂષકો, ક્યાંક નમેરો નાગ.
દરદ હોય, ત્યાં દવા હોય.
દરદીની ગત દરદી જાણે:
દરદીની વાત દરદી જાણે.
દરદીને ભાવ્યું, તેવું વૈદે ફરમાવ્યું.
દરના કીડા, દરને ફોલે ( ને દર ફોલે ).
દરની માટી દરમાં ને દરમાં.
દરની માટી, દરમાં સમાય.
દરબારનો કુતરો.
દરબારનો હાથી, દરબારમાં શોભે.
દરબારમાં ખાસડાં પડે, ને ઘેર જઇને કોઇ કહેતું ના.
દરમાં પેસે પાધરો, વાંકો સઘળો વ્યાળ.
દરવાજાને મ્હોડે ઉંટ.
દરવાજા મોકળા, ને ખાળે ડુચા.
દરવાન, સરવાન ( સરવણ ), ને ગદ્દેવાન એ ત્રણે બેશરમા.
દરાખ ખાટીછે.
દરીઆ આગળ મીઠાની ભેટ ન શોભે.
દરીઆ આગળ લુણની ભેટ ?
દરીઆ ડુંગરના, ને બિલાડી ઉંદરના( જીવ લે ).
દરીઆમાં ડુબકી.
દરીઆમાં પાણી છે, તે કંઇ કોઇના બાપનાં છે?
દરીઆમાં રહેવું, ને મગરમચ્છથી વેર ?
દરીઆમાં રહેવું, ને મગર સાથે રૂસણાં ? ( વેર ? )
દરીઆમાં વસવું, ને મગર સાથે રૂસવું ?
દરીઓ કે દરબાર, એ મળે તો બેડો પાર.
દરીઓ તરીને ખાબોચીઆમાં ( ખાડીએ ) ડુબવું ?
દરે દરે ઘોઈ નહીં નિકળે, કોઈ દરે પણ સાપ નિકળે.
દરે દરે ઘો, કોઇ દરે સાપ.

દરે દરે દેડકાં ન હોય.
દલાલ દલાલનો વેરી.
દલાલને ઘેર દેવાળું શાનું ?
દલાલને દેવાળું હોય નહીં.
દલાલે દેવાળું નહીં, ને મસીદે ખાતર નહીં.
દલે આપ્યા ડોળ, તે મારે કોકડીઓ.
દવ બળે, ત્યાં કાળીઓકોશી આગળનો આગળ.
દશ કાગડા વચ્ચે પોપટ પીંખાય.
દશકી ( સાત પાંચકી ) લકડી, ઓર એકકા બોજ.
દશ દેઈંગે, દશ દીલવાઈંગે, ને દશકા દેના કયા.
દશાનાં દશ ભોણાં, વગર દશાના દશ પરોણા.
દશા હોય, તેટલા દુઝે.
દશેરાના દિવસે ઘોડું દોડે નહીં, તો શા કામનું ?
દસાડા દફ્તરમાંજ નહીં ?
દહાડે ઉંઘે, ને રાતે જાગે, તેને ચોર પાયે લાગે.
દહાડા દિવસ ચુકવનાર દાતારથી સૂમ ભલો, કે ઝટ દે જવાબ.
દહાડે ડોબાં ચારે, ને રાતે હીરાપારખુ.
દહાડે ડોબાં ન દેખે, ને રાતે હીરા પારખે.
દહાડે ડોબો ન સૂઝે, ને રાતે હીરા પારખે.

દહાડે દેવર દદરે, ને ઘોરીડા નહીં ઝીલે ભાર;
ને દૂધીઆ પગ વાંકડા, તો સ્ત્રી છોડે સણગાર.

દહાડો આથમે ડફ.
દહાડો આવ્યો પડતો, તો રાંડે મેલ્યો ખરતો.

દહાડો આવ્યો ફરતો, ત્યારે રાંડે મેલ્યો ખરતો;
ને દહાડો આવ્યો માઠો, તો ભુજ્યો કોહલો નાઠો.

દહાડો આવ્યો વાંકો, તો માર મારે માકો.
દહાડો કરે, તે કોઈ ન કરે.
દહાડો દુઝે, ત્યાં પાડો બી દુઝે, નહીં તેને ત્યાં ભેંસ પાડુ મારે.

દહીં ખાવું, ને દ્વારકા જવું.
દહીં ડબાડબ મારીઆં, ગોરી સોડમાં હોય તે ખાઓ.
દહીં દૂધ ખાતો, એદીકરી માતો.
દહીં દોડા ને ચીભડાં, વનોવનનાં શાક;
જ્વર સંદેશો મોકલે, ( અલ્યા ) આજ આવું કે કાલ.
દહીંની રતી, મારે નખે ખુટી, ને છ મહીના ખાટ પર સુતી.
દહીંમાં ને દૂધમાં પગ રાખવો.
દહીં લપાલપ મારીઆં રે, વહાલી સોડમાં હોય તે ખાઓ.
દળણું દળતાં પણ વસ્તી રાખવી.
દળતાં દળતાં ખુટીએ, એજ લાભ પ્રમાણ.
દળતાં દળતાં ખુટીએ, તેજ લાભ.
દળદર ગયું, ને ખોડો ( ખવાર ) આવ્યો.
દળદર ગયું, ને દાથરી આવી.
દળદર જઇને અવર આવી.
દળદ્રીનો ખાટલો વેરી.
દળદ્રીને બે દુઃખ, પોતાને મળે નહીં, ને પારકાનું દેખી ખમાય નહીં.

દળનારીના દીકરા નામ દારાબશા.
દળનારીના દીકરા, ને ગુલાબરાય નામ.
દળી ઉઠી ? તોકે દિલ્લી લૂટી.
દળી ઊઠી, ને દલ્લી લૂટી.
દળી દળીને કુલડીમાં વાળ્યું.
દળી દળીને ઢાંકણીમાં ઉધાર્યું ( ઉધરાવ્યું ).
દળેલા લોટને દળવો ( તેમાં શો ફાયદો ? )
દળ્યાનું દળામણ, તેમાં શાની શિખામણ.
દક્ષણ ગયાં, પણ લક્ષણ ન ગયાં.
દક્ષણી મિત્ર જેમ છંડાય તેમ છાંડ.
દક્ષણી મિત્ર નહીં, ને અવ્રણી પવિત્ર નહીં.
દાંડીઆ સાથે આવીને મરઘા સાથે જવું.

દાંડે ધાસે, બડી પનોતી ન્હાસે.
દાંત આપ્યા છે, તે ચવેણું આપશે.
દાંત કરતાં પૂઠ દેખાડવી સારી.
દાંત કોતરવા સળી નહીં, ને ધાડવામાં મીઠું નહીં.
દાંત ને અન્નને વેર થયું.
દાંતને જીભ ભાળવી પડતી નથી.
દાંતને દુઃખ, ને જીવને અસુખ.
દાંત પેહેલાં કે જીભ ?
દાંતમાં ખાસડું આપવું.
દાંતમાં સાકો, ને મ્હોંમાં ફાકો.
દાંતે દરદ, ને માથે કરજ.
દાંતે બાંધી દોરડી, ને અગીઆરસ કાઢી કોરડી.
દાઈઅણ આગળ પેટ છુપાવવું ?
દાઇ આગળ પેટ ન છુપાવાય.
દાઉદ પીરની જાતરા.
દાજીભાઈ દુભાણા.
દાઝ ખાઇને ગળે પોપડા બાંધે.
દાઝી તો દાઝી, પણ પૂછનારે ખાધી.
દાઝી તો દાઝી, પણ પૂછી પૂછીને ખાધી.
દાઝ્યા ઉપર ડહામ, ને પડ્યા ઉપર પાટુ.
દાઝ્યા ઉપર લુણ ? ( મીઠું છાંટવું ? )
દાટ ડહાપણ દીનનું.
દાટ્યા ભૂલાય, પણ લખ્યા નહીં ભૂલાય.
દાટ્યો ભૂલે, પણ લખ્યો નહીં ભૂલે.
દાડમફુલ ચંપેલીની ચાર કળી, મૂરખ ધણીની વહેમ ભરી,
ચતુર ધણીની ચાર ધડી.
દાડીઉં માથાવાડીઉં, ચાળીઉં ચપટ વાળીઉં, ગોવાળીઉં ગર-
દન મારીઉં.
દાડી ડોબ્યાં ક્યાં આઢેછે ?

દાઢ દાઝી, પણ ખીચડી તો ખાધી.
દાઢીજો ઝરો ઝરો થાય, પણ એક ખુરો ન છડ્ડુ.
દાઢીના દોઢસો, ને ચોટીના ચારસો.
દાઢીની દાઢી, ને ઝાડુનું ઝાડુ.
દાઢીની દાઢી, ને બુવારીની બુવારી ( સાવરણીની સાવરણી ).
દાઢીની શરમ દાઢીએ, ને સાડીની શરમ સાડીએ.
દાઢી પકડે ત્યારે દોઢસો, ને ચોટી પકડે ત્યારે ચારસો.
દાઢી પર હાથ, ને પગ પર પગ.
દાઢી પહેલી દીકરી આવી.

દાઢી મુછો મુડાવીને, નવરૂં કીધું મુખ;
શોભા સઘળી જતી રહી, પણ સિરાવ્યાનું સુખ.

દાણ, ભાડું, ને દક્ષણા, એનો શો ઉધારો.
દાણા ખાઇને દહાડા કાઢવા.
દાણા ખાઇને દહાડા કાઢવા, ને લુગડાં ફાડીને ચીથરાં કરવાં.
દાણા દાણા ઉપર ખાવાવાળાનું નામ લખ્યું છે.
દાણી ખાળે, કે પાણી ખાળે.
દાણી ને દૂધ રાખવાં.
દાણે દાણેમેં ખાનેવાલેકા નામ લીખાહએ.
દાતણ કરીએ ઝીલનું, તો પાપ જાય દિલનું.
દાતણ, દડીઓ, ને બાજ, એ એક ઘડીનું રાજ.
દાતણ વેચે દળદર ન જાય. ( કંઈ દળદર જાય ? )
દાતરડાં ગળવાં સહેલ, પણ અઘવાં મુશ્કેલ.
દાતરડાં ગળવાં સેહેલાં, પણ કાઢવાં અઘરાં ( વસમાં ).
દાતરડું વેચે કાંઈ દળદર જાય ?

દાતારકા મુખ દેખતાં, દુઃખ જનમના જાય;
જ્યમ ગંગાના નીર દેખતાં, પાપ સઘળાં ધોવાય.

દાતા કરતાં સૂમ ભલા, કે તરત દે જવાબ.

દાતા થા સો મરગયે, રહે ગયે મખ્ખીચૂસ;
લેના દેના ખેરસલ્લા, ઓર લડને મેં મજબૂત.

દાતાને મન ધન નહીં, શૂરાને મન નહીં શ્વાસ;
પ્રતિવ્રતાને પ્રાણ નહીં, દેહ ન સમજે દાસ.

દાતાર કૃપણનો વરો એક.
દાતારથી સૂમ ભલો, કે ઝટ દે જવાબ.
દાતાર મેં તીન ગુણ, દે, દીલાવે, ઓર છીન લે.
દાતારી દાન કરે, ત્યાં અનાડી આડા પડે.
દાતારી દાન દે, ને ભંડારીના પેટમાં દુખે.
દાતારી દાન દે, ને ભંડારી પેટ ફૂટે.
દાતાસેં સૂમ ભલા, કે હાસેં ના ભલી.
દાદાજીના વિવાહ જેમ તેમ કીધા, ને સાત ટકા ચોકીદારે લીધા.

દાદા દીઠે સુખ ઉપજે, ને સંભારે દુઃખ જાય;
જે જે શેરિયે દાદા સંચરે, તે શેરીમાં લીલા થાય.

દાદુ નાણાં સાચકો, ફરે નવે ખંડ માંય;
જેસાકુ તેસા કહે, વાકુ નિંદા ન્હોય.

દાધારંગુ દવ બાળે, ને ઘણું જીવે ભવ બાળે.
દાધારંગુ ( દાધારીંગું ) દવ બાળે, ને પાછલાનો ભવ બાળે.
દાન ઉપર દક્ષણા
દાન કરતાં દયા ભલી.
દાન કરનારા દાન કરે ( આપે ), ને ભંડારીનું પેટ બળે.
દાનત તેવી બરકત.
દાનત સારી હોય, તો ઈશ્વર બરકત આપ્યા વગર રહેતો નથી.
દાનો દુશ્મન સારો, પણ મૂરખ મિત્ર ખોટો.
દામ કરે કામ, ને લુંડી કરે સલામ.
દામ કરે કામ, બીબી કરે સલામ.
દામડનો વાસ, ત્યાં સૌ બને દાસ.
દામ તેવું કામ.

દારિદ્ર ચલે દરિયાવમે, તો કરમ ચલે સાથ;
મોતનકે વાસ્તે ડુબી મારે, તો શંખ લગે હાથ.

દારૂ ખાતર દીનને વેચવી ?
દારૂ ને દેવતા, બે ભેગાં નહીં રહે.
દારૂ પીધા વિના કેફ નહીં, ને મહેનત કીધા વિના ફળ નહીં.
દાવ આવે, ત્યારે ઘા કરવો.
દાવ આવે, ત્યારે સોકટી મારવી.
દાવે દાવ વળી ગયા, ને ઘાંચીનાં ઘર બળી ગયાં.
દાસીની સાથે લડીને ખૂણામાં પેસવું, ને મોટા સાથે લડીને ચોરામાં જવું.
દાહ બળે, ને જમીયાક થાય.
દાળ બગડી તેનો દહાડો બગડ્યો, ને અથાણું બગડ્યું તેનું વર્ષ બગડ્યું.
દાળ બગડી, તેનો વરો બગડ્યો.

દાળ બચ્ચાપાળ, મા રોજ પકાઇઓ;
દાળ જીવકા કાળ, મા મત પકાઇઓ.

દિતવાર કહેજે હું આરોમારો, ને મને પહેલે પહોર પાળો.
દિતવાર, મંગળવારે, ભુંજી ધાણી, ને હાથે કરીને ઘરમાં અવર આણી.
દિનકુ તો દીવાના લગા, મેં તો બખતસર ઉઠુંગા.

દિન ગણતાં માસ ગયા, વરસે આંતરીઆં;
શરતે ચૂકી સાહેબા, તે નામે વિસરીઆ.

દિયર ઉપર શું દીકરી જણી છે ?
દિયર માટે કંઈ દીકરી જણી નથી.
દિલનો ગવાહ દિલ.

દિલ લગા સોઇ સગા, ઓર સગા ન કોઇ;
મા બેઠે મ્હેળા બળે, પિયુ પટંતર જોઇ.

દિલ લગા ( મોલ્યા ) ગદ્ધીસેં, ઓર પદ્મની કુમ્બ્જા.
દિલોદિલ સાક્ષી.
દિવસને આંખ છે, ને રાતને કાન છે.
દિવસે તારા દેખાય.

દિવસને થાંભલો દેવાય નહીં.
દિવાસો, ને સો પર્વનો માસો.
દિસનું વાદળ, ને રાતે તારા, એ નિશાણી ડકાળના ચાળા.
દિશાએ જવું થોડું, ને પડપડાટ ( ફડફડાટ ) ઘણો.
દીકરડીને ઉકરડી.
દીકરા તો દળનારીના, ને નામ ત્યારે ધનજીભાઈ.
દીકરા દળણાવાળીના, ને નામ ભગુભાઇ શોભે?
દીકરા દળનારીના, ને નામ દારાબશાહ.
દીકરા ધનજી ભાટના.
દીકરાને આવી દાઢી, ને માને મેલી કાઢી.
દીકરાને આવી મુછ, ને માબાપને ના પૂછ.
દીકરાને લઈ ગઈ ડાકણો, ને દીકરીને લઇ ગયાં ભૂત;
ડોસા ડોસી એમ કહે, કે રહ્યાં ઉંટનાં ઉંટ.
દીકરા મોટો થા પરણાવું છ.
દીકરા વના વહુ જાય, ને રૂપીઆ વના સૌ જાય.
દીકરા હતા નાના, ત્યારે માને આવ્યા પાહના;
દીકરા થયા મોટા, જમાના થયા ખોટા.
દીકરી આપીને દીકરો લીધો, પારકો હતો તે પોતાનો કીધો.
દીકરી આવી ઓઢી પહેરી લો, ને વહુ આવી ખાઈ પીલો.
દીકરી ઉકરડાની જાત છે.
દીકરી કે વહુ, તો કે એમાંજ સૌ.
દીકરી ચાલે (ને) ડુંગર હાલે, વહુ ચાલે (ને) દહાડો ગાળે ( ડોળા બાળે ).
દીકરી તો પારકું ધન.
દીકરી તો સાસરે કે મસાણે શોભે.
દીકરી દઇને ( આપીને ) જમાઇનું સારૂં વાંચવું, ને ધીરીને ધરાકનું સારૂં વાંચવું.
દીકરીનાં માગાં હોય, વહુનાં માગાં નહીં હોય.
દીકરીની જાત ને ઉકરડાની જાતને વધતાં વાર નહીં.

દીકરીની મા દેશ ખાય, ને દીકરાની મા ઠેસ ખાય.
દીકરીની મા મલીદા ચુરે, ને દીકરાની મા બેઠી બેઠી ઝુરે.
દીકરીની મા રાણી, ને ઘડપણે ભરે પાણી.
દીકરીની હલકી માટી.
દીકરી ને એઠું ધાન્ય, વાસી ન રખાય.
દીકરીને કહીને વહુને સંભાળાવવું ( સમજાવવું ).
દીકરી ને ગાય, જ્યાં આપે ત્યાં જાય.
દીકરી ને ગાય, જ્યાં દોરે ત્યાં જાય.
દીકરીને ગાળ, ને વહુને શિખામણ.
દીકરીને નહીં મૂકીએ ઉછરતી, પેણીને નહીં મૂકીએ ઉભરતી.
દીકરી રાંડી, ને મા કુંવારી.
દીકરી વગરના દેશ સૂના.
દીકરી વિના દાઝ નહીં, ને વહુ વિના ખાધ નહી.
દીકરી સાસરે ગયલી કામની, ને માલ વેચેલો કામનો.
દીકરી સાસરે શોભે, ને હાથી દરબારે શોભે.
દીકરો એક, ને દેશાવર ઘણા.
દીકરો તો દેવતાને ત્યાં પણ દુર્લભ.
દીકરો થઇને ખવાય, બાપ થઇને નહીં ખવાય.
દીકરો દેશાવર જાય, ને રૂપીઓ તીજોરીમાં મેલાય.
દીકરો પરણ્યો, ને બાપ કુંવારો.
દીકરો મારો વેપારી, ને રૂપીઆ લાવ્યો બે બે પાયલી.
દીકરો રળે ચાર પહોર, ને વ્યાજ રળે બાર ( આઠ ) પહોર.
દીઠા દેવની ( દેવ ને ) પ્હોંચી ( પુગી ) જાત્રા.
દીઠાનું ઝેર, ને સાંભળ્યાનું વેર.
દીઠી વીજળી ઇશાની, રૂપીઆની વાંસળી વિસારી.
દીઠું અણદીઠું નહીં થાય.
દીઠું નહીં ખાય, તેનું પરી લોહી અટવાય.
દીઠે દેહ બળે, ને સુતે સોડ બળે.
દીધાં કરમે, ને ખાય ધરમે.

દીધે બાર ધબડકો.
દીયેગા સો પાયેગા.
દીવા તળે ( વાંસે, પછવાડે, કેડે ) અંધારૂં.
દીવાની દાઝે કોડીઆંને બટકાં ભરે.
દીવાનીમાં જવું, ને દીવાના થવું.
દીવા પાછળ ( હેઠળ ) અંધારૂં ( હોયજ ).
દીવામાં દીવેલ ખૂટયું.
દીવામાં દીવેલ હોય, તો બળે.
દીવામાં દીવેલ હોય, ત્યાં સુધી દીવો બળે.
દીવાળી તે સૌની, ને દશેરા તે વહુની.
દીવાળીનાં કોડીઆં ( અજવાળે ).
દી વાળે દીકરા, કાં ધોરી કાં ધરા;
કાં તો વણનાં જીંડવાં, નહીં તો તલ ખરા.
દીવી પર મૂકો દીવો, ને માબાપ તમે જેમતેમ કરી જીવો.
દીવેલે દેવાળું નહીં આવે.
દીવે વાટ, ને બીબી ખાટ.
દીવો કરતી આવું, ને વિવાહ ભાંગતી આવું, કે મેં ક્યારે કહ્યું'તું કે તારા પોર્યાને ફેફરૂં આવે ?
દીવો લઇ કૂવે ( ખાડામાં ) પડવું ?
દુંટીનો નિમાળો, નહીં તોડયામાં ને નહીં ઓડયામાં.
દુઃખ આવે, ત્યારે સામટાં.
દુઃખ ઉપર ડહામ. દુખતાને ડહામવું.
દુખતી આંખે ઝોકો વાગે.
દુઃખ ( દુખે ) તેને વેણ.
દુઃખની દરાઝ, ને સુખનો ફરોળીઓ.
દુઃખનું ઓસડ દહાડા.
દુઃખનો છેડો સુખમાં આવે.
દુઃખ વિના સુખ નહીં, ને કષ્ટ વિના ફળ નહીં.
દુઃખ વેઠે, તે સુખને સારૂ.

દુઃખસેં ડર મત મરદજન, પડતી ચડતી સદાય;
મગન કહે ધીરજ ધરો, શશી વિતક મન લાય.

દુખીઆને દુઃખ નહીં.
દુખીઆને મન સર્વ અસહ્ય.
દુખી ( દરદી ) ને દીવાનો બરાબર.
દુઃખે પાપે દાવ આવ્યો, ત્યારે ઉંટડી ઉભી થઇ.
દુખે પેટમાં, ને કૂટે માથું ( ત્યાં ઇલાજ શો ? )
દુકાળના દાંત સાત વરસ સુધી હેરાન કરે.
દુકાળ ને વળી અધિક માસ.
દુકાળમાં અધિક માસ.
દુગ્ધામાં દોનું ગઈ.
દુગ્ધામાં દોનો ગઈ, નહીં મમતા નહીં માયા.
દુઝણાં ઢોબાંની પાટુ પણ ક્યાંથી ?
દુઝણી ( તો ) દુબળી હોય.
દુઝણી ભેંસની પાટુએ ખાવી પડે.
દુઝણી ભેસ ને રળાઉ દીકરો, કોને ખોટાં લાગે? (કોને ન ગમે?)
દુઝતી ( દુઝણી ) ગાયની પાટુ પણ સારી.
દુઝતી ( દુધણી ) ભેંસની લાત ખાધેલી પરવડે.
દુનિયા ( આ વખત ) ખોટાનીજ છે.
દુનિયા કોઇથી જીતાઈ નથી.
દુનિયા ખાઇને કુંચો કીધો, પણ રાઇનો પોંખ ને ઘઉંના સાંઠા નહીં ખાધા.
દુનિયા ખાતર દીનને વેચવી.
દુનિયા ઝુકતી હયે, ( કોઈ ) ઝુકાનેવાળા ચઇએ.
દુનિયા ઝુલતી છે, ઝુલાવવાવાળું જોઇએ.
દુનિયા દેખે, તેવું બોલે.
દુનિયા દોરંગી, કોઈ ભાંડ-ને કોઈ ભંગી.
દુનિયા દોરંગી છે.
દુનિયાનો છેડો મળે, ચાર આંગળ છાતીનો ભેદ ન મળે.

દુનિયામાં જશ સૌથી મોટી ચીજ છે.
દુનિયા ક્ષણભંગુર છે.
દુબળાંનાં હાંલ્લાંમાં વાલ હોય, ત્યાં લગણ મહેનત નહીં કરે.
દુબળાંની જાન લૂંટે શું વળ્યું.
દુબળાંને માથે દાદર.
દુબળાં ભૂત ફુસકે રાજી.
દુબળાં ભૂત ઢોકળે રળિયામણાં.
દુબળા ઢોરને બગાઈ ઝાઝી ( ઘણી ).
દુબળા જેઠનું દેર ( દિયર ) માં લેખું.
દુબળાનું રહ્યું દુબળો ખાય, ને ધણી મરે ત્યારે દહાડો ન થાય.
દુબળાને દુઃખ દેવા સૌ તૈયાર થાય છે.
દુબળી ગાય પર મચ્છર ઘણા.
દુબળી વાડે છીંડું પડે.
દુબળું ઢોકળે રળિયાત.
દુબળું ઢોર ફુસકે રાજી.
દુબળો જેઠ દિયરમાં ગણાય.
દુબળો સિપાઈ ઢેડવાડે શૂરો ( શૂરો પૂરો ).
દુરાચારી દુનિયા નથી.
દુશ્મનથી ડરતા રહેવું.
દુશ્મનથી દોસ્તી, ને વહાલાથી વેર કદી ન કરવું.
દુશ્મનની કંઈ હદ છે ?
દુશ્મન પણ દાના હજો.
દૂધ ખાના ટક્કરસેં, ને સક્કરખાના મક્કરસેં.
    દૂધતો માયકા, ઓર દૂધ કાયકા ?
    પુતતો ગાયકા, ઓર પુત કાયકા ?
    ફુલતો કપાસકા, ઓર ફુલ કાયકા ?
    રાજાતો મેઘરાજા, ઓર રાજા કાયકા ?
દૂધ ત્યાં સાકર, ને છાસ ત્યાં મીઠું.
દૂધથી દાઝયો, છાસ ફુંકી પીએ.

દૂધથી દાઝેલ દહીંને પણ ફુંકે.
દૂધના ઉભરા આવ્યાજ કરે.
દૂધના દૂધમાં, ને પાણીના પાણીમાં.
દૂધનું અધરેકણુ દહીં.
દૂધનું દૂધ, ને પાણીનું પાણી.
દૂધ ને ચાહ કંઈ છુટાં પડે ?
દૂધને તે ખાંડ, ને મૂળાને તે મીઠું.
દૂધનો ઉભરો કેટલી ઘડી.

દૂધ પીઆ ને ખીચડી, ને ઉપરથી ખાધું દહીં;
તાવે સંદેશો મોકલ્યો, જે ખાટલો પાથર્યો કે નહીં.

દૂધ પાઇને સાપ ઉછેરવો.
દૂધમાંથી પોરા કાઢવા ?
દૂધમાં સાકર ભળી પછી શું કહેવું !

દૂધ, શાકર, ને એળચી, વરીઆળી ને દ્રાખ;
જો કંઠનો ( ગાયાનો ) ખપ કરે, તો પાંચે વસ્તુ રાખ.
દૂધી કહે હું લાંબી લીસી, મારે દિલે છે છાલ;
મારા ખાવામાં સ્વાદ કરે, તો નાખ ચણાની દાળ.

દૂધે ધોયલા ( ધોયા ) કોયલા પણ કાળા ને કાળા.
દૂધે મ્હોડું ધોવું.
દૂરથી ડુંગર રળિયામણા, ને આગળ ( પાસે ) જઇએ તો બીહામણા ( અળખામણા ).
દે કોડીનું દાન, ને લાગે આભસમાન.
દેખણ દેખે, ને લક્ષણ શિખે.
દેખતાની આયડીને આંધળો લઈ ગયો.
દેખતી આંખમાં ચાંચ કેમ ભોંકાય ?
દેખતી આંખમાં ધૂળ નાખવી ? ( નખાય ? )
દેખતી આંખે અંધાપો, ને છતી રાંડે રંડાપો.
દેખતી આંખે ( છતી આંખે ) આંધળા થવું ?
દેખતી આંખે કૂવામાં પડવું ?

દેખતો દરજી આંધળો.
દેખ દેખે, ને શિખ શિખે.
દેખનેકો પણ ચખનેકો નહીં.
દેખનેમેં હબુ, ઓર ચલનેમેં સિવરાઇ.
દેખવું નહીં, ને દાઝવું નહીં.
દેખવું ને ભૂલવું.
દેખાડી ઇલઇને, ને બેસાડી જીલઇને.
દેખાડે આંકડો, ને આપે માંકડો.
દેખાદેખી કરો, ને સામાસામી મરો.
દેખાદેખી વાધે રોગ.
દેખાદેખી સાધે જોગ, મરે નહીં તો (પડે પિંડ કાં) વાધે રોગ.
દેખાવ ઉપર ભૂલવું નહીં.
દેખીએ તો દાઝીએ.
દેખીતાં ઇંદ્રિવરણાંનાં ફળ, મહીં કડવાં ઝેર.
દેખીતું ઇંદ્રિવાયણું, ને ફોડયું ત્યારે ધૂમાડો.
દેખીતું ઝેર પીવાય નહીં.
દેખે તેવું શિખે.
દેખે દેખ, ને શિખે શિખ.
દેખો મિયાકે છંદ ફંદ, ફટ્ટા જામા તીન બંદ.
દેખો મેરા રૂપ, કે ( ને ) ભાગે તેરી ભૂખ.
દેગ તેની તેગ.
દેડકાની પાંચ્છેરી ( થાય નહીં ).
દેડકાની માફક બેઠક મારી જવી.
દેડકાને મન દરિયોજ નથી.
દેડકી ડહામ નહીં ખમે.
દેતા હો, કે રો પડું.
દે દરિયામાં દોટ, કે તારણવાળો તારશે.
દે દાળમાં પાણી.

દે ( માર ) બુધું, ને કર સુધું.

દેરાણી જેઠાણીની ગોઠડીમાં સક્કરપારા;
નણંદ ભોજાઈની ગોઠડીમાં મેલો અંગારા.

દેરાણી જેઠાણીના મગ ચડ્યા જાણ્યા નથી, સોકોના ચડ્યા જાણ્યા છે.

દેરામાં દેવ માય નહીં, ને પૂજારી પેસતા જાય.

દેરાસરમાં દેવ ન માય, ને પૂજારાને પલંગ ભાવે.

દે લાખ, તો કહેકે સવા લાખ.

દેવ એવી પાત્રી.

દેવકુકડી ને બે પીંછી, એક નિકળી ગઇ એટલે બાંડી.

દેવજી ઘસાડીઆ.

દેવ ગયા ડુંગરે, ને પીર ગયા મક્કે;
અંગ્રેજના રાજમાં, ઢેડ મારે ધક્કે.

દેવ ગયા, તો કે પૂજા ટળી.

દેવ ગયા દ્વારકાં, પીર ગયા મક્કે;
ફીરંગીના રાજમાં, ઢેડ મારે ધક્કે.

દેવચકલીને બે પીંછીઓ, એક નિકળી ગઈ એટલે બાંડી.

દેવતાના છોકરા કોયલા.

દેવતાને પણ દીકરા દુર્લભ.

દેવતામાં ઘી હોમવું ?

દેવ તેવી પાતરી, ને સરોડાંની આરતી.

દેવ તેવી પૂજા.

દેવ દેરાં મૂકીને હનુમાનની ઠેસે આવવું નહીં.

દેવ દેરાં મૂકીને હનમાન સાથે હડીઆપાટી ન કરો.

દેવ દેવનાં ઠીસરાં, પણ હનુમાનનાં નહીં.

દેવના દાસ, ને વનમાં કરવો વાસ.

દેવનું દેવાતન પૂજારાને હાથ.

દેવનું મહાત્મ્ય ( માન ) પૂજારી ( પૂજારા ) વધારે.

દેવને ચપટી ચોખા ( તો ) જોઈએ.

દેવ મળતા પથરા પૂજાય.
દેવ માનતા બેઉની ખાય, વાદીની ને પ્રતિવાદીની.
દેવ સોનાના, પણ ગાંડ પિત્તળની તો.
દેવલનો ઘંટ, જે આવે તે વગાડે.
દેવાળીઆની દવાઇ ફરી.
દેવાળીઆને દવાઇ ભલી.
દેવાળીઆને દીવાળી, ને વહેવારીઆને હોળી.
દેવું તો ઝાડમાં ઝાડ અવતરીને પૂરું કરવું પડે.

દેવું મરવું મારવું, ઝાલવી ખગરી ઝટ;
ફલો કહેકે ઠકરો, વસમી ખગરીઆવટ.

દેશ ઉપરાંત કોસંબો ( કરવો ).
દેશ ખાઇને દરવાજા ગળે બાંધવા.

દેશ ગયો પરદેશ ગયો, શિખી આવ્યો કહાણી;
" વોટર " કરતાં પ્રાણ ગયો, ને ખાટલા નીચે પાણી.

દેશ ચોરી, ને પરદેશ ભીખ.
દેશ છોડીએ ( તજીએ ), પણ દેશચાલ ન છોડીએ( તજીએ ).
દેશ છોડીએ, પણ વેશ નહીં છોડીએ.
દેશ જાય, પણ દેશાચાલ ન જાય.
દેશ તેવો વેશ.
દેશપર ( ઉપરાંત ) કસુંબો.
દેશમાં દીવાળી એકવાર સારી.
દેશ મૂકીએ, પણ દેશાચાલ ન મૂકીએ.
દેશ મૂકીએ, પણ વેશ ન મૂકીએ.
દેસાઇજી બેઠા પાટે, ને ઘરની એબ ઢાંકે, ને બહારની કાઢે હાથે.
દેહથી નર્યું, તે સૌથી વડું.
દેહના દંડ, દેહ ભોગવે.
દેહનું ઢાંકણ રોટલો, ને ઘરનું ઢાંકણ ઓટલો, માનું ઢાંકણ દીકરી, બાપનું ઢાંકણ બેટો, ઘેડાનું ઢાંકણ ઠીકરી.

દેહનું સુખ, તો ઘરનું ( જગતું ) સુખ.
દેહને તે દેવને.
દેહરે બી જાય, મસીદે બી જાય, ને નિમાજની વખતે હાજર
બી થાય.
દેહ વાડ, કંઈ દેશ વાડ છે ?
દૈત્યને દયા શાની ?
દૈવની ગતિ ન્યારી છે.
દૈવને કાંઈ દયા ન હોય.
દૈવને શી દયા, ને જમને શી મયા ?
દૈવ પણ દુર્બળના ઘાતકી છે.
દોંગા જોઇને ડરીઓ મત, ને પતલા જોઇને લડીઓ મત.
દોકડા કરતાં વ્યાજ વહાલું.
દોકડાની ડોસી, ને ત્રાંબીઓ મુડામણ.
દોકડે દુઃખ હરામ.
દો ગયા દાંત, ને બુઢી બેઠી ચરખા કાંત.
દો ઘડીકા આસરા, જાસ્તી રહેવે સો ખાવે ખાસડાં.
દોજખની દલગીરી નહીં, ને બેહસ્તની ખુશાલી નહીં.
દોડતાં સાંજ નહીં પડે.
દોડીઆના દશ સોગન ( ફેરા ) ખાય.
દોડીઆનું દોઢ શેર.
દોડીઆં વગર છોકરાં ઘુઘરે ન રમે.
દોઢ છાણું ને ડોકલી ઘી, ફેડવા પરણે રાત ને દી.
દોઢ શેર સારૂ દહાડીએ જાય, ને અઢીશેર ઘરમાં ઉંદર ખાઇ જાય.
દોઢીઆને માન છે.
દોદિનકી જુવાની, ઓર હોગઇ દીવાની.
દોદો ને ચોપડીઆં.

દોદો સબકુ આંખ્યાં, ને દોદો સબકુ કાન;
આપ આપકે તાનમેં, ગદ્ધા બી મસ્તાન.

દોરડી બળે, પણ આમળો ( વળ ) ન જાય ( છૂટે, મૂકે ).

દોરંગી દુનિયા.
દોરા ચિઠ્ઠીએ દીકરા થાય, તો પરણ્યાને કોઇ ન પૂછે.
દોરી લોટો, કે ગાદી તકિયો.

દોલત એટી સૂમકી, ખરચી કબી ન જાય;
પાળી પોસી મોટી કીની, પરઘર ઉઠ ચલી જાય.
દોલર કે દશવીશ, ચંપેકી એક કળી;
મૂરખકા એક જન્મારા, ચતુરકી એક ઘડી.

દોલાનો ઘોડો, ને સકલાતની જીન.

દોસ્ત પારખીએ દાતણ કરતાં, ને સગો પારખીએ સાંઈ;
ને વૈરી પારખીએ નેહડામાં, જે ઘરમાં નહીં રાખે કાંઈ.
દોસ્ત વખાણીએ દાતણિયે, ને સગો વખાણીએ સાંઇ;
અસ્ત્રી વખાણીએ જ્યારે, કે ઘરમાં ન હોય કાંઈ.

દોસ્ત વગર દુનિયા અકારી.
દોસ્તીમાં દેવલેવ, વિનાશનું બીજ.
દોસ્તે દોસ્ત મળ્યા, ને ભવનાં દુઃખ ટળ્યાં.
દોહતી સુએ, ને વલોવતી ઉઠે.
દ્રાવિડી પ્રાણાયામ.
ધંધાની ધૂળ, ને અવરદશાનું મૂળ.
ધંધાનું ધૂળ, ને અપશુકનનું મૂળ.
ધંધાને જો એક ઘડી મૂક્યો, તો ધંધો આપણે ચાર ઘડી મૂકે.
ધંધા વગરના નર, ને ભીંતે ધક્કા ખાઇ મર.
ધંધુકામાં ધાડ નહીં, ને ધોળકામાં વાડ નહીં.
ધંધો કરવા ધાયો, ને બારસોની ખોટ લાવ્યો.
ધંધો કરે તેને ધન નહીં મળે, તો ધાન પણ મળે.
ધંધો કરે ( કર્યે ) ધાન મળે.
ધંધો થોડો, ને ધાંધલ ઘણી.
ધંધો ધંધાને વધારે.
ધગડાને મળી દુકાની, ને ધગડો ગયો ઉજાણી.
ધણી અપાવો ઘુપડું, નહીં તો બાળું તમારૂં ઝુંપડું.

ધણી આવ્યો કે ધાડ, ઝાંપો લગાડું કે વાડ?
ધણીએ ધણી રાજી, તો ક્યા કરે મુલ્લાં ને કાજી (મિયા કાજી).
ધણીએ માની, તેને ઘરે માની, ઘરે માની, તેને ગામે માની.
ધણી કહેશે મારે જોઇએ નહીં, ને પાડોશી કહેશે મારે શિરસટ્ટે.
ધણી જાગે, તો ( ને ) ચોર ન્હાસે ( ભાગે ).
ધણી જાગ્યો, એટલે ચોર ભાગ્યો.
ધણી જાણે નહીં, ને ઢેડ ધરાકાં વેહેંચે.
ધણી દુઝે, કે ઢોર દુઝે.
ધણી ધણીઆણીની રાડ, ને જવાસાની વાડ.
ધણી ધણીઆણીની વઢવાડ, ને જવાસાની ખળવાડ.
ધણીનાં ઢોર ધણીને ઘેર ગયાં.
ધણીની આગળ કોઇ ધણી છે ?
ધણીની ચોરી કરવી, ને ખુદાની ચોરી કરવી બરાબર છે.
ધણીની ધમક ધણી, ને ( કાખમાં ) મૂળાની પણી, ને ચાલરે સેતાનની જણી.
ધણીની ધમક ધણી, લાવ્યો કોથમીરની પણી, ને લેરે સેતાનની જણી.
ધણીની ધાડે કંઈ ભેંસ વહેલી પાનો મૂકે?
ધણીની માનીતી ઢેડી, ગામ અભડાવે.
ધણીની માનીતી ઢેડી, બાર ગામ ઉજ્જડ કરે.
ધણીની માનીતી ધરૂણી, આખું ગામ અભડાવે.
ધણીની માનીતી, બાર ( સો ) ગામ ઉજ્જડ કરે ( પાડે ).
ધણીનું ધાન ખાવું, ને લોઢાના ચણા ચાવવા બરાબર.
ધણીનું ધાન, ને માનું થાન.
ધણીનું ધાર્યું થાયછે.
ધણીને કહેશે ધા, ને ચોરને કહેશે ન્હાસ.
ધણીને ખેવના ન મળે, ને પાડોશી કહે મારા માથા સામા.
ધણીને ગમે નહીં, ને પાડોશીને કહે મારા માથા સાચે.
ધણીને ઢાંકણીમાં સૂઝે, ને પાડોશીને આરિસામાં સૂઝે.

ધણીને ધંતુરો, ને ચોરને મલીદો.
ધણીને સૂઝે ઢાંકણીમાં, તેવું પાડોસીને ન સૂઝે આરસીમાં.
ધણીને સૂઝે ( સૂઝયું ) ઢાંકણીમાં, ને પાડોશીને સૂઝે ( સૂઝયું ) આરસીમાં.
ધણીનો કાંઇ ધોકો નહીં.
ધણીનો કોઈ ધણી છે ? ( કોણ ધણી હોય ? )
ધણી પોતેજ ચોર, તેને રાજા શું કરે ?

ધણી મારો લાડકો, પાંચ પરાયાનું ખાય;
છ મહિને માથું ઓળાવે, ને વરસ દહાડે ન્હાય.

ધણીરાજ ને મહારાજ, પુતરાજ ને ભૂતરાજ.

ધણીરે ધણી અનધન ધણી,તું છતાં મને ફીકર ઘણી;
કાળો દાંત, કથીરનો ચૂડો, તું કરતાં મારો કાંટલો રૂડો.

ધણી વગર ઘરોડ સૂનું.
ધણી વગર ( નાં ) ઢોર સૂનાં.
ધણી વગરની વાડી, ને વેઠે પકડી ગાડી.
ધણી વગરનું ઢોર, ને નહીં મળે ખીલો ને દોર.
ધણી વિના ધરાળ એઠું.
ધનકા ધન ગયા, ઓર દોસ્તકા દોસ્ત ગયા (દોસ્તીકી દોસ્તી ગઈ).
ધનકોરબાઈની ધન કમાઈ.
ધન, જોબન, ને ઠકરઈ, સદા કોઈની ન રહી.
ધનતો ઢેડને ઘેર પણ હોય.
ધન ધન ધોરી, ને ઢોલિયાની પાટી તોડી.
ધન ધન ધોરી, ને વહેલ જોડી.
ધન ધન પુત, ને અવરદશાનું સુત.
ધનના બૃહસ્પતિ ( બ્રેંસપતિ ).
ધનપાળશાહ ગોડી, ને નામ વખતશાહ શેઠ.
ધન મારા ધણીને, કે જેમ હાલે તેમ હાંકે ( હાલવા ઘો ).
ધનવાનનો કચરો, તે ગરીબનો પેટભરો.
ધના ધના ધૂતારી, ને પેલે પાર ઉતારી.

ધન્ય ( ઘર ) ઘડી, ને ( ઘર ) ધન્ય દહાડો.
ધન્ય વિધાત્રા ગોળને મીઠું, અમદાવાદ જાતાં ધોળકું દીઠું.
ધપ્પો મારીને માફ માગવી ?
ધબકે ( બુધે ) ભેંસ દૂધ દે, ધબકે છોરૂ છાનું રહે;
ધબકે જાર બાજરી, ને ધબકે નાર પાધરી.
ધબધબ ન્હાયા, ને લપલપ ખાયા.
ધમ ધોકો, ને ચાપુ ચણા.
ધમાધમ ને ઢોલક મીઠી, વહુ મોઈ કે વરને પીઠી.
ધમાધમી ને ધોળકે ચિઠ્ઠી, વહુ મુઈ કે વરને પીઠી.
ધમ્યું સોનું, ધૂળ મળ્યું ( વાયે ગયું ).
ધરજા, બિસરજા, મરજા.
ધરતી ધખે, ને રવિ તપે.
ધરમ કરતાં કરમ નડે.
ધરમ કરતાં ધાડ આવી.
ધરમ કરે, તેને ધન મળે.
ધરમ જાગે, ને બલા ભાગે.
ધરમના કામમાં ઢીલ કેવી ? ( નહીં ).
ધરમના કામમાં ઢીલ નહીં, ને અડબોથનો ઉધારો નહીં.
ધરમના ધકેલા, ને અલ્લાની મુક્કી.
ધરમની ગાયના દાંત શા જોવા ?
ધરમની ગાયને દાંત નહીં.
ધરમની ઢિંગ પડે.
ધરમની ધીને બધા છે, ને ધરમની માને કુતરા ખાય.
ધરમની માના દાંત ગળે.
ધરમની વાતમાં ઢીલ નહીં.
ધરમનો કરતો પાંગળો, જગના કાકાએ શું કીધું, તો ખરડયું ખાસડું માથે લીધું.
ધરગી ધરમ શું કરે, કે ભિખારીજ ઘણા મળે.

ધરવો જોગ ત્યારે નહીં જોવી વસ્તી,
ને સાધવો ભેરવ, ત્યારે મેલવી ખસ્તી,
કરવો ઉદ્યમ, ત્યારે નહીં કરવો ખ્યાલ,
કહે અખા એ એ નહીં બને સેંથો કે તાલ.

ધરાયલો ભૂખ્યાની શું કદર જાણે ?
ધરાયાને મન કંઇ નહીં, ને ભૂખ્યાનો જીવ જાય.
ધરાયો બ્રાહ્મણ, ને ભૂખ્યો વાણિયો, એ એને છેડવા નહીં.
ધર્મ કરે, તો ધન મળે.
ધર્મનાં કામ પાંગળાં.
ધર્મનાં મૂળ ઉંડાં.
ધર્મની ગાયના દાંત જોવાય નહીં.
ધર્મ પોતીકો વહાલો, ને વેપાર પારકો વહાલો.
ધર્મમાં ને કર્મમાં કોઇનો ભાગ છે ? ( નથી ).
ધર્મરાજાનો ગોળ, કોને મીઠો નહીં લાગે ?
ધર્મરાજાનો ગોળ, જેમ લૂટાય તેમ લૂટો.
ધર્મ વિહુણા માનવી, તેને લાંબા લાંબા કાન.
ધર્મસ્ય ત્વરિતા ગતિઃ
ધર્મીને ઘેર ધાડ, ને કસાઇને ઘેર કુશળ.
ધર્મીને ઘેર ધાડ, ને હરામીને ઘેર દુકાળ.
ધર્મી ધરમ કરે, ને પાપી પેટ કૂટે.
ધર્મો જય ( જે ), ને પાપો ક્ષય ( ખે ).
ધાઇને મળવું નહીં, ને છેટું ભાંગવું નહીં.
ધાઓ ધાઓ, ને કરમમાં હોય સો પાઓ ( તે ખાઓ ).
ધાગા ઉપર ધાગા, ને દિવસ જાય ભાગા.
ધાડને ને રેલને મ્હોડે કંઇ પણ રહે, પણ આગને મ્હોડે કાંઈ ન રહે.
ધાડ મારીને ઢાંકણાં વાસી ( વાળી )દીધાં.
ધાતાં ધન નહીં મળે, તો ધાન પણ મળે.
ધાતાં ધાન મળે, પણ કંઇ ધન મળે ? ( ધન ન મળે ).

ધાતુનાં વાસણ સાથે કાદવનું અથડે, તો કાદવનુંજ ભાંગે.
ધાન ખાઇને ધણી વગોવવો ?
ધાન ખાયછે, કે ધૂળ ખાયછે ?
ધાન ખાવું ધણીનું, ને ગીત ગાવું વીરાનું.
ધાન ( ધાન્ય ) ધરપત, ને ઘી સંપત.
ધાન ધૂળ, ને ઢગલે મળ્યું.
ધાનનું માથું નીચું જૂએ, ને ડાંગનું માથું ઉંચું જૂએ.
ધાન મારે, ને ધાન જીવાડે.
ધાન વિના મરે, કે સાન વિના મરે.
ધાનાર તો ઘણુંએ ધાય, પણ ખાનારના નસીબમાં હોય ત્યારે કેની.
ધાનાર ત્યાં ખાનાર નહીં, ને ખાનાર ત્યાં ધાનાર નહીં.
ધાનાં ત્યાં પાનાં નહીં, ને પાનાં ત્યાં ધાનાં નહીં.
ધામધુમમાં હું ઉતી, ને ખુંપરે મારી સાડી તૂટી.
ધામળેજનું છેટું છે.
ધાયાને પુતા, ને કોર વાળીને સુતા.
ધારણ ભાંગીને ઉમરો કરવો.
ધારણાનાં ( ધીરજનાં ) ફળ મીઠાં.
ધારવું માણસને હાથ, ને કરવું પરમેશ્વરને હાથ.
ધાયે વાંકાં કણબીનાં.
ધાર્યું કોઇનું થતું નથી.
ધાર્યું ધણીનું થાય, ડહાપણ ડાહ્યાનું જાય.
ધાવે સો પાવે.
ધિંગાની ધરતી, ને વિદ્યાનું દાન.
ધિંગાને ઘેર ધુસું પડે, ને સુસી વાટે દીવા બળે.
ધીકે પાપે દાવ આવ્યો, ત્યારે ઉંટડી ઉભી થઈ.
ધીની જાણતી રાણી, ને કિલ્લા કોટની ધણીઆણી.
ધીમાનાં દેહરાં, ને ઉતાવળાના પાળિયા.
ધીમી પાદ સો દગલબાજ, બડી પાદ સો ખરી પાદ.

ધીમે ધીમે ચલને દો, સાંઇ કે ટટ્ટુ ચલને દો.
ધીરજ, ધર્મ, મિત્ર, ઓર નારી, આફત કાળ પરખીએ ચારી.
ધીરજનાં કામ ધીરજે થાય.
ધીરજનાં ફળ મીઠાં.
ધીરજ મોટી વાત છે.
ધીરજ મોટું ધન છે.
ધીર મોટી વાત છે.
ધીરાં કામ સાહેબનાં.

ધીરાં ધરાં રાવતાં, ધીરે સંપત હોય;
માળી સિંચે સોગણાં, પણ રત વિણ ફળ ના હોય.
ધીરે ધીરે જાયગો, સબ દેવનકો સાથ;
રહેગી કાષ્ઠકી પૂતળી, ઓર પથ્થર કે પારસનાથ.

ધી વગર કોઈ ધાય નહીં, ને જી વગર કોઈ ખાય નહીં.

ધુત્તા હોય સલક્ષણા, વેશ્યા હોય સલજ;
ખારાં પાણી નિર્મળાં, એ ત્રણે અખજ.

ધૂમાડાના બાચકા ભરે શું રંધાય ?
ધૂળ ઉપર લીપણ.

ધૂળ ગામ ધોળેરા, બંદર ગામ બારા;
કાચા ઘઉંની રોટલી, પાણી પીવાં ખારાં.

ધૂળ ધાણી, ને વા પાણી.
ધૂળ ધૂળ, ને કાંટાની શૂળ.
ધુળના ઢગલા, ને રાખના રોટલા.
ધૂળના દોરા, ને વાયે તૂટચા.
ધૂળની બ્હેન રાખોડી.
ધૂળનું વીણામણ કાંકરા.
ધૂળને ધમાસો ( ધૂમાડો ).
ધૂળને પાએ ઢેફાં.
ધૂળનો ટોપલો પટોળાંએ ઢાંકવો ?
ધૂળનો ધડો, ને દેખાળાનાં કાટલાં.

ધૂળનો પણ ખપ પડેછે.
ધૂળનો પૈસો કરવો.
ધૂળપર ઢેફું, ને વાડપર સૂપડું.
ધૂળપર નીપરૂં, ને વાડપર તીપરૂં.
ધૂળપર પોપડો.
ધૂળપર લીંપણ, ને કામળપર બિંબાં.
ધૂળમાં છાણ પડે, તે કંઇ બી ઉપાડ્યા વગર રહે નહીં.
ધૂળ વાવશે, તો કાંકરા નિકળે.
ધેડવાડે આમલી, ખાટી હોયકે મોળી, શા કામની ?
ધોકેકું સોના લગાદે.
ધોતીઆંનાં ધોળ ગવાય તે સાંભળજો.
ધોતીજોડા લબડે ( લરબડે ), ને ઘરમાં હોલ્લાં ગબડે ( ગ-રબડે ).
ધોતીનાં ધોળ આગળ આવશે.
ધોતી પોતી ખુંચી લે, પણ મને જીવતો જવા દે.
ધોતી પોતી છતના ચાળા, ટીલાં ટપકાં હાથના ચાળા.
ધોતીઆમાં બધા નાગા.
ધોતીયું ઉંચું કરીએ તો, આપણેજ નાગા દેખાઇએ.
ધોબી ધુએ મૂલે, ને બાકી ધુએ વગર મૂલે.
ધોબી ધોવા જાય, ને મોચી સીવવા જાય.
ધોબીનાં પાંચે પ્યારાં.
ધોબીની કમાઇ બંધારો લઇ જાય.
ધોબીનું ખાતર, બહારો બહાર.
ધોબીનું ખાતર પડે, ઘરાકનું જાય.
ધોબીને ત્યાં ધાડ આવી, તો ઘરાકોનું જાય.
ધોબીને માથે ભાર.
ધોબીનો કુતરો, નહીં ઘરનો, નહીં ઘાટનો, કે નહીં બારે વાટનો.
ધોબીનો કુતરો નહીં વાટનો, ને નહીં ઘાટનો.
ધોબીનો પથરો, ને કુંભારનો ગધેડો.

ધોબીનો ભાઇ પથ્થર.
ધોબી બેટા ચાંદશા, સીટી ઓર પટાક.
ધોયું, ને ( એટલે ) રોયું.
ધોરાજીની વેઠ.
ધોળકાની ધાણી, મલાવનું પાણી, ધબધબ ધુએ, ને રોટલા વના રૂએ.
ધોળા ઉપર કાળું થાય.
ધોળાનું કાળું કરવું ?
ધોળામાં ધૂળ ઘાલવી ?
ધોળીઆ ધાડ આવી, તો કે ધણીને ઘેર.
ધોળી દાઢીમાં ધૂળ ભરવી ?
ધોળે દહાડે ચોરી.
ધોળે દહાડે ધોળકું લૂટાયું.
ધોળે દિસે અંધારૂં.
ધોળે લુગડે ડાઘ બેસે.
ધોળો શંખ, ને દૂધે ભર્યો.
નંગા ખુદાસેં જોરાવર.
નંદ કળાથી દૈવ નાસે.
નંદજીનું ગદીઆણું.
નંદનાં ફંદ ગોવિંદ જાણે.
નંદનાં ફંદને ગોવિંદ જાણે, ને બળિયા કાકાને પાડો તાણે.
નંદીબાઈ તો દરિયામાં ન્હાય, ને ઘરમાં મોટો દીવો થાય.
નંદીબાઈ તો દરિયામાં ન્હાય, ને તેનું બોલ્યું ઘરમાંજ વણાય.
ન આવડે ઘેંસ, ને રાંધવા પેસ.
ન આવડે ભીખ, તો તંબાકુ ખાતાં શિખ.
નઈ ફોજદારી, ઔર સુરધી પર નકારા.
નકટા જોગીની જમાત.
નકટા તો નકટા, પણ ધી તો ચટ્ટા.
નકટા દેવ, ને ઠરડા પૂજારી.

નકટા દેવ, ને સરડો પૂજારી.
નકટીની સામે નાક ઘવડ્યું, તો કે મને નકટી કહી.
નકટીનું ઘરાક જોગી.
નકટીને વળી સળેખમ થયો.
નકટીને શ્લેષ્મ.
નકટીનો વર, નિતનો જોગી.
નકટે નાકે દીવાળી, તો કે વારૂ ખાવા વારૂ.
નકટે નાકે દીવાળી, ને ગધેડા પર અસ્વારી.
નકટે નાકે દીવાળી, ને લોક જાણે તેહેવાર.
ન કરૂં વરો, ને મને શેઠ કરો.
ન કરે નારાયણ, તે ગઢવી ગાડે ચઢે.
નકરો, ને બકરો.
નખભર સુખ, ને હાથભર દુઃખ.
ન ખાધો પોંખ, ને હથેલી બળી.
ન ખાય તેને ખાખા કહે, ને ખાય તેને કોઈ આપે નહીં.
નગદ માલ સો અપને ખાવે, પંજરી લૂટાવે.
નગર વસંતા દેવતા, ને ગામ વંસતા રાક્ષસા.
નગારાંમાં તુનતુનીનો અવાજ શું ?
નગારખાનામાં તૂતી ક્યાં સંભળાય ?
નગારખાનામાં તૂતીનો અવાજ શું સંભળાય ?
નગારાની ધોંસમાં તૂતીનો અવાજ કોણ સાંભળે ?
નગારાવાળો, કે તગારાવાળો.
નગારૂં ને તગારૂં, શ્રીમંત લોકોને ત્યાં ચાલુ રહે.
નછોરાં ઘરમાં ડોસો ઠઠણે.
નજરે જોયલી વાત પણ ખોટી પડે.
નજરે જોયલું પણ જૂઠું પડે છે.
નજરે દીઠીએ ન માનવી, નયણે કરે સચ.
ન જાણે જાણો જોશી, તે જાણે ઘરડી ડોસી.
ન જાણે જોશી, તે જાણે ઘરડી ડોસી.

નહારામાં નાનજીભાઈ ( નાનાભાઇ ).
નહારી છોકરીને દેડકે તાણી.
નહારૂં જાય, તે સારાની આશાએજ.
નઠોરને કંઈ ગેરત ( સાન ) છે ?
નણંદની નંણદ નાતરે જાય, ને મારે હૈયે હરખ ન માય.
નણંદની નણંદનું નાનીબાઇ નામ, ને હવે રહ્યું એક કાપડાનું કામ.
નણંદની નણંદ સાસરે જાય, ને મારે હૈયે હરખ ન માય.
નથ નાકમાં પહેરાય, કંઈ કાનમાં ન પહેરાય.

નથુ ભગત કહે ન્યાલ થયા, ભલે મરી ગઈ ગાય;
પૂરણ સુખતો પામીએ, જો વાછરડું વાંસે જાય.

નથુભાઈની જાનમાં, ને ખાવા પીવા કાનમાં.
નદીએ ન્હાય પુન્ય હોય, તો માછલાં નિત્ય ન્હાય છે.
ન દાહાનું દીહું, ને માર મૂળાને મીઠું ( ખીરમાં મીઠું ).
નદી ત્યાં ઓવારો હોયજ.
નદી નાવનો સંજોગ.
નદી નાવ સંજોગ છે, કોનું છે ન કોઈ.
નદીનું મૂળ, ને ઋષીનું કૂળ, જોવું નહીં.
નદી પછવાડે ઓવારા છેજ ( હોયજ ).

નદી વંકી વળામણે, ને કરસણ વંકી શાલ;
પુરૂપ વાંકો પાઘડીએ, એમ નેણાજ વંકી નાર.

નદી સબસેં બાંકી, સિપાહીસેં બી બાંકી ?
ન નાચનારનું આંગણું વાંકું.
નન્નામાં નવ ગુણ.
ન પઢા ન લીખા, નામ વિદ્યાસાગર ( મહમદ ફાઝલ ).
નપુંસકને શૂર ન ચઢે.
નફટને કુલે બાવળીઓ ઉગ્યો, તો છાંયડો થયો.
નફટને કુલે બાવળીઓ, તોકે ભલે મને છાંયડો થયો.
નફટને નાક નહીં, ને શોખને શરમ નહીં.

નફ્ટ સસરો નિર્લજ વહુ, આવરે દીકરા કહાણી કહું.
નફ્ટ સસરો નિર્લજ વહુ, આવરે સસરા કહાણી કહું.
નફ્ટ સાસુ ને નફ્ટ વહુ, ને નફ્ટે લજાવ્યાં સૌ.
નફ્લસ બંદા ખુદાસેં જોરાવર.
નફા દીસતા હયે, મુદલ ધુસતા હયે.
નબળા ઢોરને બગાઇઓ ઘણી.
નબળાની વહુને સૌ ભાભી કહે.
નબળાને બોલાવી ખૂણે પેસવું, ને સારાને બોલાવી ચોરે ચઢવું.
નબળી ઓરડી (ને) સૌ ઝુડે.
નબળી વાડે છીંડાં ઘણાં.
નબળી વાડે છીંડું પડે.
નબળું બને, તે સારાને માટે.
નબળે દહાડે આડું સૂઝે.
નબળે માટીએ રાંડ શૂરી.
નબળે હાકમે રૈયત જોરાવર.
નબળો ધણી રાંડ ઉપર શૂરો.
નબળો પુરૂપ સ્ત્રી પર શૂરો.
નબળો બળદ, ને બગઈ ઘણી.
નબળો માટી ( હાળી ), બૈયર ( રાંડ ) પર શૂરો.
નબોલ્યામાં નવ ગુણ, ને બોલ્યા પછી હજારો અવગુણ.
નમતે ત્રાજવે સૌ બેસે.
નમનતાઈ ખુદાના ઘરથી ઉતરેલી છે.

નમન નમનમેં ફેર ( ભેદ ) હયે, કપટી નમે નિધાન;
સુગલ ચાડીઆ દુપટ નમે, ચિત્તા ચોર કમાન.
નમન નમનમેં ભેદ હયે, ઓર કપટી નમે નિધાન;
ચોર ચુગલીઆ જાદા નમે, ઓર ચિત્તમેં હોય કમાન.
નમન નમનમેં ભેદ હયે, કપટ નમે નિદાન;
દગલબાજ દુના નમે, જ્યું ચિત્તા, ચોર, કમાન.

ન ભણી નારી, તો સદા બ્રહ્મચારી.

ન મળે નારી, પછી સ્હેજે બાવા બ્રહ્મચારી.
ન મળ્યાનાં વેવલાં.
નમાજ કરતાં મસીદ ટોટે ( કોટે ) વળગી.
નમાજ કરે, તેને મસીદ ગળે પડે.
ન મામા કરતાં કાણો મામો શો ખોટો ? ( સારો. )
ન મામાથી ( કરતાં ) કહેણો મામો સારો.
નમે તે જમે.
નમે, તે પેટ ભરીને જમે.
નમે, તે સૌને ગમે.
નમે સો ભારી ( ભારે ).
નમો નારાયણ, તોકે તારે ઘેર ધામો ( તેરે હી ઘેર ધામા ).
નમ્યો, તે પરમેશ્વરને ( સૌને ) ગમ્યો.
નર કંઈ કરણી કરે, તો નારાયણ થાય.
નરકમાં ઢેખાળો નાખીએ, તો ઉલટા આપણે છાંટી ભરાઇએ.
નરકમાં રૂપીઓ પડ્યો હોય, તો પણ લેવો.
નરડા, ગરડા, ઝાઝો પાલ, નહીં મરે તો દેહવાસણ લઈ ચાલ, દેહવાસણનો રૂડો ખુટ્યો, જઈ સાતેમની વાવે સૂતો, સાતેમની વાવ કહે કે લીલો કરૂં, પીળો કરૂં, નહીં મરે તેને હું શું કરૂં.
નર દેશ ગયો, પરદેશ ગયો, પણ ભાગ્ય વિના કોડી ન પાયો.
નરમ નાન, ગરમ કબાબ, ને જુનો શરાબ, ગધેડાને માણસ કરે.
નરમ શિરે ટપલા પડે, છતી જાય સમર્થે.
નરમાશથી દરનો સાપ પણ બહાર આવે.
નરસીં મેહેતાની બ્હેલ.
નરસીં મેહેતા ઘી લેવા ગયા.
ન રહે આપ, તો શું કરે માને બાપ ?
નરેણી તે ( તો ) નખજ કાપે, કંઈ માથું મુડે ?
નરેણીથી તે નખજ લેવાય.
નરોદમાં હવાલદારનું ઘોડું મરી ગયું, તો ઢેડાંને તેડ્યાં.

નરો વા, (કે) કુંજરો વા.
નર્મદાના કંકર, તેટલા શંકર.
   નર્મદાના કિનારાપર, ખાધી ખીરને ખાંડ;
   તમે જાતની વેશ્યાઓ, ને અમે જાતના ભાંડ.
ન લાલીઓ લડો, કે કેશવો વડો.
નવ કોળાં, ને તેર લાગા.
નવખંડ નાગનું ઉચ્છેદ ગયું, ને અળસિયાનું રાજ થયું.
નવટાંકી માટે નડિયાદ જાય.
નવડે પાંચડે પંચાણું, ને તળે પડે તે કંચાણું.
નવ નડિયાદી, ને સાત પેટલાદી, ને એક ઉમરેઠી(બરાબર).
નવનું સાડીતેર (દોઢ) વેતરવું (કરવું).
નવ નેજાં પાણી ચઢે, પણ પથ્થર કોરોને કોરો.
નવમું રતન આંખ.
નવરાં ગામમાં ઢેડો હવાલદાર.
નવરા ત્યારે તવરાં, ને નહીં તો નીકોરા.
નવરાની નિશાની.
નવરાને નિમાજ, ને ભૂખ્યાને રોજા.
નવરા બેઠા કામ કરો, ખાટલો ઉકેલી વાણ ભરો.
નવરારે તું કામ કર, ખાટલો ઉકેલીને વાણ ભર.
નવરા હાથ તંખલાં તોડે, કે વાળ ઉપાડે.
નવરૂં ને નકામું ( નકાજું ).
નવરે ઘેર રોસો થથરે ( કકણે ).
નવરો નખોદ વાળે ( ઘાલે ).
નવરો નાગર નિત્ય કરે, કે નિંદા કરે.
નવરો બળદીઓ, મોચમ ખુંદે.
નવરો બાબર શું કરે, ખાટલો ઉકેલે ને વાણ ભરે.
નવરો બ્રાહ્મણ દાળ ચાટે, નવરો વાણિયો વાલ ફાકે.
નવરો બ્રાહ્મણ પાટલા પૂજે.
નવરો મહેતાજી પાટલા સુડે.

નવરો વાણિયો કાટલાં સાંકે ( જોખે ).
નવરો વાળંદ પાટલા ( પાડા ) મુંડે ( બોડે ).
નવરો વાળંદ પારકાં બોડે.
નવરો હજામ પાટલાનું માથું બોડે.
નવરો સલાટ પથરા ભાંગે ( ભાંજે ).
નવલખીનો દમામ, ને નવ ફુલ્લસના વાંધા.
નવલશાહ ગોડી—નવલશાહ હીરજી.
નવ સંધાય, ને તેર તૂટે, ઉદ્યમ ન સંધાય.
નવ સાંધે, ને તેર તૂટે.

નવસારીની નસાખરી, ને ભરૂચની ભઠિયારી;
સુરતની તો એવી સારી, કે ખુન કરીને ફૂટવા ચાલી.

નવસારીમાં તોપ પડી, ને ફાળીઆવાડી ઉડી ગઈ.
નવસેં નાગ જળે ગયા, ને કાચંડે રાજ આવ્યાં.
નવસેં નાગનું નખોદ ગયું, ત્યારે આંધળી ચાકણને રાજ આવ્યું.
નવા ઘરમાં ધૂમાડા.
નવાણું ઓસડ છે, પણ સોમું ઓસડ નથી.
નવાણું ટકા ખાય.
નવાણું ટકા બાદ.
નવાણું ત્યાં ભર્યા સો ( નવાણું ભર્યા, ત્યાં સો ).
નવાણુંના સાલમાં રોજા ઘણા પાળ્યા.
નવાણુંનો ધક્કો લાગે, ત્યારે જાણે.
નવાણુંનો ધક્કો સૌથી ભૂંડો.
નવા નવ દિન, પુરાણા સો દિન.
નવા રાજા, ને નવી પ્રજા.
નવી ગિલ્લી, નવો દાવ.
નવી નારંગી નવ દહાડા, ને ઘણું કરે તો દશ દહાડા.
નવી ફોજદારી, ને મંરઘી પર નકારા.
નવી વહુ નવ દહાડા, ને તેજ કરે ત્રણ દહાડા.
નવી વહુ, ને બેસતો રાજા, વખાણીએ તો વખણાય.

નવી વાત નવ દહાડા.
નવું નવ દહાડા.
નવું પાણી જુના પાણીને ખેંચી જાય.
નવે નામે, નવી વાત.
નવો આવે, ને નવી વાતો લાવે.
નવો જોશી, ને જુનો વૈદ ( હોશિયાર હોય ).
નવો નાણાવટી, ને જુનો ગાંધી ( વખણાય ).
નવો નિશાળીઓ નવ દહાડા, ઝાઝું ( ઘણું ) કરે તો દશ દહાડા, અગીઆરમે દહાડે ઓરડો ( સોટી ), ને બારમે દહાડે કોરડો ( ઘી ગોળ ને રોટી ).
નવો નિશાળીઓ નવ દહાડા, ને બહુ કરે તો દશ દહાડા.
નવો નોકર હરણ મારે.
નવો વેપારી, ને જુનો કસાઈ.
નવો વેરાગી ગાંડે ટીલો.
નવો હિંદુ મુસલમાન થાય, ને અલ્લા બોલતાં શ્વાસ ન ખાય.
નસાખરી, ને પૈસાની બે વતાગરી.
નસીબ કંઈ બજારમાં વેચાતાં નથી.

નસીબકી જાલ, ઓર સેતાન કો ખેલ;
મગરેબકી જાલમેં, પકડ ગયો શેર.

નસીબના બળિયા, પકાવી ખીચડી, ને થઈ ગયા ઠળિયા.
નસીબ ( ચાર ) ડગલાં આગળનું આગળ.
નસીબમાં લખ્યું હોય, તે થાય.

નસીબ વા, રે નસીબ વા, ક્યાં ઉડીને જાય;
નાકેથી ઉડી વચમાં બેઠો, ત્યાં પણ લૂખું ખાય.

નશુકને, દેવ નહીં નડે.
નહીં આડિયા, નહીં ઉબિયા, ને લો ખીબી ખાટ.
નહીં આવડે ભીખ, તમાકુ ખાતાં શિખ.
નહીં આવડે ભીખ, તો વૈદું કરવા શિખ.
નહીં આવતી વહુને તેડાં ઘણાં.

નહીં કીધાં વાનાં, નહીં કીધી વડી, ને વગર પૈસે વહુ જડી.
નહીં ખાય તેને ખાખા થાય, ને ખાય તેને કોઈ આપે નહીં.
નહીં ઘરનો, ને નહીં બહારનો.
નહીં ચાલ્યાના ગાઉ ઘણા.
નહીં ઝાડ, ત્યાં એરંડો ઋખી.
નહીં ત્રણમાં, નહીં તેરમાં, ને નહીં છપ્પનના મેળમાં.
નહીં દૂધમાં, કે નહીં દહીંમાં.
નહીં બેલી, તેનો રામ બેલી.
નહી બોલ્યામાં નવ ગુણ, ને બોલે તેનાં થાય ખુન.
નહીં ભરતા સોતો નહીં ભરતા, પણ ભરતા સો કયું નહીં ભરતા.
નહીં મળે શુદ્ધ ને સાન, ને પડયા પડયા હીલવે કાન.
નહીં મળ્યાનાં આંટીઆં.
નહીં મામો કરતાં કહેણો ( કાણો ) મામો સારો.
નહીં મામાના ( રાણા મામાના ), કાણા મામા પણ સારા.
નહીં મિયામાં, ને નહીં મહાદેવમાં.
નહીં લેવા.નહીં દેવા, ને કરે વાઘોડીએ વિવાહ.
નહીં લેવા નહીં દેવા, ને વડોદરે વિવાહ.
નહીં સૂતર, કે નહીં કપાસ, તો વણકર જોડે શીદ કંકાસ.
નહીં સ્વર્ગના, ને નહીં મૃત્યુના.
નહીં હિંદુ (માં), ને નહીં મુસલમાન (માં).
નળ પછવાડે કળજુગ વળગ્યો.
ના આવે, તેને નવ નોતરાં.
નાક ઉપર માખી બેસે, તો નાક કાપી નાખે.
નાક કટ્ટા તો કટ્ટા, પણ ઘીતો ચટ્ટા.
નાકકટ્ટો દેવ, ને સરહો ( સચડો ) પૂજારો.
નાક કરીએ નીચું, તો પેટ થાય ઉંચું.
નાક કાટે મુબારક, કાન કાટે સલામત.

નાક કાપતાં હોઠ બચ્યો.
નાક કાપીને અપશુકન કરે જગતમાં કોણ ?
નાક કાપીને પાટો બાંધે.
નાક કાપે તેનો પણ તેટલોજ ગુણ, ને પાટો બાંધે તેનો પણ
તેટલોજ ગુણ. ?
નાક નીચું, ને પેટ ઉંચું.
નાકની વાટે દાણો ન ગળાય.
નાકને ઠેકાણે શિંગડાં વધાર્યા.
નાક પકડવાથી મ્હોડું ઉઘડે.
ના કરતીએ કીધી, ને ચોરે લીધી.
નાક વાઢીને ( કાપીને ) અપશુકન કરવા ?
નાક વિંધાવવા ગઇ, ને કાન વિંધાવી આવી.
નાકા ( નાક ) લીટી તાણી.
નાકે છી ગંધાતી નથી.
નાખી થુંક કંઈ ગળાય ?
નાગ નામ, ને હાથી પેર, તેથી ભાર ન ઉપડે શેર.
નાગ ફાગ, ને દીવાળી, એ ત્રણ આવે એક વારી.
નાગર, કાગડ ને કુકડાં, ત્રણે જાત સજાત;
કાછડ, કુછડ, ને કુતરાં, ત્રણે જાત કજાત.
નાગરથી ઉજળો કોઢીઓ.
નાગર નર હારે નહીં, હારે હોય હજામ.
નાગર, નાચણ, ને પવૈ, એ ત્રણે ઢાંક્યાં ન રહે.
નાગરની કન્યા ઉઘાડી.
નાગરનો ન્હાનો.
નાગર બચ્ચા, કબુ ન બોલે સચ્ચા, બોલે સચ્ચા, તો ઉસકા
ગુરૂ કચ્ચા.
નાગર બચ્ચો કાળો નહીં, ને કુંવારાને સાળો નહીં.
નાગર બચ્ચો કાળો નહીં, બ્રાહ્મણને ઘેર પાળો નહીં.
નાગર ભરાવે ગાગર.

નાગર વાણી, નાગપાશ જૈસી.
નાગાં ને નાગાં, ને પાછળથી આધાં.
નાગા થઇને ચંદરવો બાંધવો?
નાગાથી પાદશાહ આઘો.
નાગાનાં ક્યાં કુલાં કાપે?
નાગાના ગામમાં ધોબી વસ્યા, તોકે આવી ફસ્યા, ભાઈ આવી ફસ્યા.
નાગાની સોડે ઉઘાડો ગયો, કે તું મને ઢાંક.
નાગાને કુલે બાવળીઓ ઉગ્યો, તો કહે મારે છાંયડો થયો.
નાગાને બફારો ઘણો.
નાગા માણસનાં કંઈ કુલાં કરડાય?
નાગા સબસેં ( સૌથી ) આધા.
નાગી જોઇને મુનિવ્રત ( મુનિવર ) ચળે.
નાગી જોઈને સન્યાસી જાગે.
નાગી પહેરે ચીર, ને ભૂખી ખાય ખીર.
નાગી પહેરે થાપડું ( થાપણું ), ને ભૂખી ખાય બી.
નાગી પાદે ( પાદી ) બારે વાટ.
નાગું ( જૂઠું ) ગાવું, ને એઠું ખાવું.
નાગું ન્હાવું, જૂઠું ગાવું, ને એઠું ખાવું, તેને શાનું શરમાવું?
નાગે કુલે ફતેહ ( ફતેખાન ).
નાગે કુલે ફત્તેખાં ( નમસ્કાર ).
નાગો કૂદે, જાગો કૂદે, કે શંકર ઉપાધ્યો કૂદે.
નાગો ગર્જના ઘણી કરે.
નાગો ઘુમે, કે જાગો ઘુમે.
નાગો ડણો ( ચણો ), ને વાગે ઘણો.
નાગો તે પાદશાહથી આઘો.
નાગો થઇને ચંદરવો કોણ બાંધે?
નાગો ન્યાતમાં નહીં, ને મેઘો મહાજનમાં નહીં.
નાગો ન્હાય શું, ને નીચોવે શું?

નાગો પહેરે ચીર, ને ભૂખ્યો ખાય ખીર.
નાગો સો ઘોડે લૂંટાય નહીં.
નાચતાં નહીં આવડે, તોકે આંગણું વાંકું.
નાચ નચાવે તેમ નાચવો.
નાચનારી થઇ, ત્યારે કહે મારૂં આંગણું વાંકું.
નાચનારીના પગ ઢાંક્યા ન રહે.
નાચનારીના પગ ના રહે, ને ગાનારીની જીભ ન રહે.
નાચનારીનું આગણું વાંકું.
નાચનારીને ઘુંઘટો નહીં.
નાચનારીનો પગ નહીં રહે, ને ગાનારીનું ગળું નહીં રહે.
નાચવા જવું, ને ઘુંઘટો ( ઘુમટો ) તાણવો ?
નાચવું નહીં, ત્યારે આંગણું વાંકું.
નાચી ખુંદીને પગ સામું જોવું ( પગ ભણી જોવાનું ).
નાચે છે ડોસી, ને ધ્રુજે છે ટાંગ, જોજે રે મારો પુતર ગાંગ.
ના જાણે મારી, સો બલા જાય.
નાજુક નારી, ને ફુલની કળી, ને રોટલી કરતાં ચોટલી બળી.
નાઠી રાંડ સો ગામ ભાગે.
નાડા સારૂ નડિયાદ જાય.
નાડે નરવો હોય, તેને વૈદ શું કરે ?
નાડે નર્યો, તેને વૈદ શું કરે ?
નાણાં મળે, પણ ટાણાં ક્યાં મળે ?
નાણાં તે કંઈ ઝાડે લાગ્યાં છે ?
નાણાથી કોઈ પૂરો નહીં, ને અક્કલથી કોઈ અધૂરો નહીં.
નાણાવટ, ને દોસી ( ડોસી ) હઠ.
નાણાવટી તે નરસૈંયો ખરો, બાકી દૈવની વેઠ.
નાણું દેખી મુનિવર ( વખતે ) ચળે.
નાણું નાણાને વધારે.
નાણું મળે, પણ ટાણું ન મળે.
નાણું મૂકવા ઠેકાણું મળે, પણ વાત કરવા ઠેકાણું ન મળે.

નાતનું નોતરૂં, ને પરબનું પાણી ( એમાં સપાડું શું ? )
નાતરાની તો પાટલા ઉપરથી બી ઉડે.
નાતરાની રાંડ, ચમટી ભરી ખાંડ;
એમ આવીને એમ ગઈ, તેમાં શાનું માન.
નાતરાની જાનને વાસો કેવો ?
નાતરામાં ઢોલ નહીં, ને ખીચડીમાં ગોળ નહીં.
નાતરે જવું, ત્યારે ( ને ) દહાડા શું કરવા ( શા ) ભાંગવા ?
નાતરે જવું, ત્યારે દિવસ શા માટે ગાળવા ?
નાતરે જવું, ને કહે વળાવવા ચાલો.
નાતે નાતનું વરે, ને મુસાભાઈનાં વા ને પાણી.
નાતે મરવું, ને નાતે તરવું.
નાથને નાળિએર, ને માતાજીને સોપારી.
નાથનો બળદિયો, જેમ ચલાવે તેમ ચાલે.
નાદાનકી દોસ્તી, ( ઓર ) જીવકા જાન ( જોખમ ).
નાદાન દોસ્ત કરતાં ડાહ્યો ( દાનો ) દુશ્મન સારો ( ભલો ).
નાદાન દોસ્ત દુશ્મનની ગરજ સારે.
નાદાન બોલે, ને દાનાવ ક્યાસ કરે.
નાદાન સાથ કીધી સ્નેહ, નાકને કાન ગયાં બે.
નાદાન સાથે છીનાળું, ને ડગલે ડગલે વાત.
નાદારકી દોસ્તી, ને જીવકા જાન.
નાધડી ગાય, થોડું ખાય, થોડી જગા રોકે, ને ઘણું દૂધ આપે.
નાનડીઆને મસે, ને માડી ખાય રસે.
નાનપણમાં સૌ નાગું.
નાનાંને પગમાં જોર, જુવાનને છાતીમાં જોર, ને ઘરડાંને જબાનમાં જોર.
નાનાં મોટાંના બે કાન.
નાના કહેતો જાય, ને નવ રોટલી ખાતો જાય.
નાના ને નાની, ને મોટાને મોટી ( ફીકર ).

નાનાભાઇ નાજુક.
નાનામાંથી મોટું થાય.
નાના સરખા અંબાઇદાસ, ને લુગડાં પહેરે સોપચાસ.
  નાના સોલાના બળદિયા, ને ભીમા કચાટની વ્હેલ;
  નવાબ સાહેબના અમલમાં, ગુલાબદાસ કરે સ્હેલ.
નાની ચુક મોટો બગાડ કરે.
નાની નાચણ, ને મોટી છીનાળ.
નાની સાસુ મરતી નથી, ને વહુનો દહાડો ફરતો નથી.
નાનું કાણું મોટું વહાણ ડુબાડે.
નાનું છોકરૂં કહે કે કુલડીમાં હાથી ઘાલી આપો.
નાનું દામ ઝાઝું વપરાય.
નાનું દેણું, ઘણું અફળાય.
નાનું વાસણ, ઘણું વપરાય.
નાને કશાંનાં બહાનાં.
નાને કોળીએ વધારે જમાય.
નાને દીવે અજવાળું, ને મ્હોટે ભડકે હોળી.
નાને નવ નોતરાં.
  નાને ભડકે દીવાળી, ને મોટે ભડકે હોળી;
  શહેરમાં લૂટે શાહુકાર, ને વનમાં લૂટે કોળી.
નાને ભડકે દીવો, ને મોટે ભડકે હોળી.
નાને મ્હોંએ મોટા કોળીઆ શું ભરવા?
નાને મ્હોડે મોટી વાત?
નાને મ્હોડે મોટા કોળીઓ ભરાય નહીં.
ના ને હાની વચ્ચે વેર.
નાનો દિયર લાડકો, ઘીનો ભર્યો વાડકો.
નાનો નાનાનું કામ કરે, ને મોટો મોટાનું કામ કરે.
નાનો નાનો, પણ રાઇનો દાણો.
નાનો પાડો શિખે, ને મને ગાળો શિખે.
નાનો સરખો ( નળો ), ને શંખલા લગી પોસો.

ના બોલ્યામાં નવ ગુણ.
ના ભાના હેમ, હું ભૂછ્યો નથી.
નામ કરતાં કામ વહાલું.
નામ ખુદાનું લે, ને કામ સેતાનનાં કરે.
નામ ગણાવો શ્રાવક જતિ, અનાચાર ને સેવો રતી.
નામ તેનો નાશ, ને કાગડા પામે વાસ.
નામ તેવાં પ્રણામ.
નામ ત્યારે નાની વહુ, ને ઉંચી જોઇએ તો તાડ.
નામ દેજે મારૂં, ને નાક વઢાશે તારૂં.
નામ ન આવડે, તો નાનકી કહે.
નામનો નાશ, પણ જીવની આશ મટે નહીં.
નામ પલાવકા, ઓર ધીકા જાત નહીં.
નામ ( નામે ) મોટાં, ને દર્શન ( દર્શને ) ખોટાં.
નામ ( નામે ) મોટાં, ને લક્ષણ ( લક્ષણે ) ખોટાં.
નામ મોટું, ને કામ નાનું.
નામરદ રડે મામને, ને મરદ રડે નામને.

નામ રહંતા ઠક્કરા, નાણાં નહીં રહંત;
કીર્તિનાં બાંધ્યાં કોટડાં, તે પાડ્યાં નહીં પડંત.
નામ રહંતા ખાંપલા, નાણાં નહીં રહંત;
કીર્તિ ચણેલ કોટડાં, પાડ્યાં નહીં પડંત.

નામ રૂપનો નાશજ છે.
ના મારી મા, ને સો બલા જા.
નામીચો ચોર માર્યો જાય, ને નામીચો શાહુકાર રળી(કમાઇ) ખાય.
નામે અમીર, પણ હાલે ફકીર.
નામ જોઇએ તો ભારી પાડો, ને કામે જોઇએ તો શોધે ખાડો.
નામે નવસારી ભારી, પણ તેથાને ગણદેવી સારી.
નામે નવસારી ભારે ( મોટી ).
નામે મોટા, ને કામે ખોટા.

નામે શાહુકાર રળી ખાય, ને નામે ચોર માર્યો જાય.
ના મોરી મા, ને સંધી બલા જા.
નાયક વિનાનું ટોળું.
  નાર, ચાર, ને ચાકર, ત્રણ કાચા ભલા;
  પાન, પટેલ, ને પ્રધાન, ત્રણ પાકા ભલા.
નારાયણ આગળ નારદ શા લેખામાં ?
નાવ ગાડા ઉપર, ને ગાડું નાવ ઉપર.
નાસરી આપીને શેઠાણી કહેવડાવે.
નાસરીનું ટાઢકીયું, લાખોની ગરમી.
નાસરી સવાયાનું દહીં, ને અખઇ થઇને રહી.
ના સૂતર છે, ના કપાસ, ને વણકર જોડે શીદ કંકાસ.
નાહક કૂવા કાંઠે લાંઘણું શું ?
નાળનાં ગાડાં નાળમાંજ રહેશે ?
નાળીએરનું પાણી નાળીએરમાં રહે.
નાળીએરમાં પાણી જાળવવું, ને દીકરી જાળવવી બરાબર.
નિંદા કરે તે નર્કમાં પડે, ને અન્ન કેરી વાસના.
નિકળ્યું ખોખું, ને ઘર થયું ચોખું.
  નિત નિત મરીઓ એલાવકે, ને હોઇઓ રોજ રોજ બાજ
  ન મરીઓ ઉનાવકે, કે નહીં બાજ કે કાજ.
નિમક ખાધેલું હલાલ કરવું, હરામ ન કરવું.
નિમાજ પઢતાં મસીદ કોટે વળગી.
નિમાજ પઢતાં રોજું કોટે વળગી પડ્યું.
નિમાજમાં ખલેલ.
નિમાજીનો આનો વસુલ થયો.
નિમાડાને બાથ ભરવી ?
નિર્ધન કો ધન રામ.
નિર્ધનીઆનો જાયો, ને બાવળીઆનો છાયો.
નિર્બંધી ન્યાતમાં પંદર પટેલ.

નિર્માલ્ય નિર્ધનનો અવતાર, નિર્ધનનું જીવ્યું ધિક્કાર;
નિર્ધનને કોઇ નવ ગણે, નવ રાખે કોઇ આંગણે.
નિવડે વખાણ.
નીચને છેડી ઘરમાં બેસવું, ને ઉંચને છેડી બહાર નિકળવું.
નીચ હોય, તે કબી ઉંચ ન થાય.
નીચી ધરતી ને ઉંચો આભ, ભૂલ્યો જોગી બમણો લાભ.
નીચી ઓરડીને સૌકો ઝુડે.
નીચે ધરતી, ઉંચે આભ.
નીતિએ નારાયણ વસે, ને અનીતિએ કુતરાં ભસે.
નીતિ, ત્યાં રીતિ.
નીમ હકીમ ખતરે જાન, નીમ મુલ્લાં ખતરે ઈમાન.
નીમ હકીમ, ને કતલે આમ.
નીર નવાણે (તળાવે), ને અન્ન કોઠારે.
નીર નવાણે, ને ધર્મ ઠેકાણે.
નેકી બરબાદ, ગુનાહ લાજમ.
નેવનાં પાણી કાંઈ મોભે ચઢે?
નેવનાં પાણી મોભે ગયાં. (જાય?)
નેવનાં પાણી મોભે ન ચઢે.
નેવનાં પાણી મોભે, ને હાથી દરબારે શોભે.
નેવળે ખાય, ને વાવળે સુવાય.
નેસ્તીની મા ખાટલે મરે.
નેળનાં અટક્યાં, નેળમાં ન રહે.
નેળનાં ગાડાં નેળમાં ન રહે. (રહેવાનાં છે?)
નોકરની જડ જુબાન પર.
નોકર બિચારા ક્યા કરે, કે અન્ન પરાયા ખાય.
નોકરી તો કાચની કુપ્પી છે.
નોકરી તો કાજળની કોટડી છે.
નોકરી નિત નવી.
નોતરાની વાટ જોઇને ચૂલામાં પાણી નહીં રેડાય.

નોતર્યાં કાંગાં, ને જમી ગયાં સાંગાં.
નોળીઆ ને બિલાડીને બને નહીં.
ન્યાત જમાડે, પણ નામ નહીં બદલાય.
ન્યાતથી નાગું, અને જમાતથી આઘું.
ન્હાઈ ધોઇને પાટલે બેઠા.
ન્હાઈ ધોઇને કોઢ કોણ માગે ?

ન્હાઈ ધોઈ નિકળ્યા, ને પણ પાપ વિસર્યા;
પાપ કરી વિસર્યા, ને પણ કરવા નિસર્યા.
ન્હાઈ ધોઇને પાટલે બેસે, ને ઉભાં તાણે ટીલાં;
પારકે ઘેર જમવાનું હોય, ત્યારે સણીઆં મૂકે ઢીલાં.

ન્હાતાં મૂતરે તેને કોણ પકડે ?
ન્હાયા એટલે દિવસ સફળ, ને પરણ્યા એટલે જનમ સફળ.
ન્હાયા તેટલું પુન્ય.
ન્હાયા તે ડાહ્યા, ને મેલા તે ઘેલા.
ન્હાયે ધોયે સાત દુઃખ, ને માથું ખોડાવે એક સુખ.
ન્હાસતા ચોરની ( ભૂતની ) કછોટી.
ન્હાસ પ્રાણીઆ, આગ આવી.
ન્હાસ બિલાડી, ઉંદર આવ્યા.
પંખીનો મેળો.
પંચ કહે, તે પરમેશ્વર.
પંચ કહે બિલ્લી, તો બિલ્લી.
પંચ કહે, સો કીજીએ.
પંચકી લકડી, એકકા બોજ.
પંચ ત્યાં પરમેશ્વર.
પંચનો ચરૂ ઘસાઈ ગયો.
પંચ બોલ્યા, ત્યાં પરમેશ્વર બોલ્યા.
પંચાતીઆં છોકરાં ભૂખે મરે.
પંચાતીઆનાં છોકરાં ભૂખે મરે.
પંડ રળે તો પેટ ભરે, ધન રળે તો ઢગલો થાય.

પંડ રળે તો પેટ ભરે, ને ધને ઢગલો થાય.
પંડ સલામત, તો પાઘડિયાં બોત.
પંડ્યાજી પગે લાગું, તો કહે કપાસિયા.

પંડિત ભયે મશાલચી, ઓર બેઠે બાત બનાય;
આપ ચલે અંધેરે, ઓર લોક ઉજાલે જાય.
પંડિત સાથે ગોઠડી, મુજ મન ખરી સોહાય;
સ્હેજેસુ બોલાવતાં, માણક આપી જાય.
પંડ્યો, પાડો, ને કુતરો, ત્રણે જાત કજાત;
નાગર, કાગડ ને કુકડો, ત્રણે જાત સજાત.

પંત્યાળી ખીચડી પેટ ફૂટતી ખવાય.
પંથ પાયે, ને વેરી ધાએ.
પકડ કાન, કે ( ને ) આવે સાન.
પકડેલો મૂકીએ, ત્યારે મતીલા કોણ કહે.
પક્ષે ચોરી, પક્ષે ન્યાય, પક્ષ વગરનો પાછો ( માર્યો ) જાય.
પખવાજને બે પાસાનો માર.
પખાલ પાણી, માર ડુબકી ને કાઢ તાણી.
પગ ગાડી, ને વાંસો વ્હેલ.
પગ જોઇને પાથરણું તાણવું.
પગ તળે બળતું, ને પારકી વાત કરવી ?
પગ તળે બળે, ને લંકા હોલવવા જાય.
પગનું ખાસડું પગમાં શોભે, માથે નહીં શોભે.
પગનું માથે, ને માથાનું પગે ( નહીં પહેરાય. )
પગ પાવડે, ને ધરમ ઉપદેશ.
પગ પૈડાં, ને વાંસો વ્હેલ, માથું બેસી જાય ઘેર.
પગમાં જોડા પહેરી લેવે, આખી ધરતી નહીં ઢંકાય.
પગમાં નહીં મળે કલ્લું, ને નાકનું નસકોરૂં વલ્લું.
પગમાંનું ખાસડું, પગમાંજ રાખેલું ભલું.
પગ હોય, ત્યાં લાગ હોય.
પગે કથીરનું કલ્લું, ને નસકોરૂં નવ ગજ વલ્લું.

પગે કમાડ વાળવું.
પગે પાવડી, ને બગલમાં છુરી, ભણે ગણે તે દાનત બુરી.
પગે માછલાં મારે, ને મ્હોડે રામ પોકારે.
પગે લાગવાથી પશુ નહીં સમજે.
પગે સલગાવે, ને હાથે હોલવે.
પચાસે પોપટો, સાઠે સરીઓ.
પછેડી એવી ( પ્રમાણે ) સોડ ( તાણવી ).
પછેડીમાં પાંચ્શેરી ઘાલીને મારવી.
પજરણ પડ્યા વગર બળતું નહીં બળે.
પજરવા માડ્યું, તે સળગ્યા વગર રહે નહીં.
પટલની માનીતી ઢેડી ( ઢેઇડી ) ગામ અભડાવે.
પટલને ઘેર દાવા, ને ઢેડી ધુમાધુમ કરે.

પટલ પશુ નહીં માનવી, રોઝ બળદ નહીં ઉંટ;
શિયાળ ઝરખ નહીં કુતરું, ચીભડ કોળ નહીં ધુંટ.
પટલ, પાડો ને પારધી, ત્રણે એક સ્વભાવ;
માર્યા મારે ને વળી, માર્યા ઉપર ભાવ.

પટલાણી પગે પાળી હેલને ?

પટેલ કહે પટલાણીને, સાંભળ મારી વાણી;
ત્રણ બોલાવ્યા તેર આવ્યા, દે દાળમાં પાણી.

પટેલકી જોરૂને તલ ચોર ખાયા, યે બાત પાડા કહે સો માનીઓ મત.
પટેલનાં પોરિયાં તાજાં માતાં, પેટ મોટાં ને કુલાં નાનાં.
પટેલની ઘોડી, પાદર સુધી.
પટેલની પાડી, ને ગામની લાડી.
પટેલની વાતો પટેલ જાણે, હાથમાં દાંડો ને ઘંટી તાણે.
પટેલને ઘેર વિવાહ, ને ઢેડીને ઘેર ઢોલ વાગે.
પટેલને ઘેર વિવાહ, ને પાંચીઓ ખોળા પાથરે. ( ઢેડી ધુમાધુમ કરે, આંખ આંજે ઢેડી. )
પટેલ, પાડો, કુતરો, ને કુકડો, એક જગે સમાય નહીં.

પટેલ પાદરાના, ઘોડી સાદરાની, ને વહુ નાતરાની.
પટેલ ( બ્રાહ્મણ ) એઠા પાટે, ને ઘરની એબ દાટે.
પટેલ મરે પટલાણી મરે, ને ગોરનું તરભાણું ભરે.
પટોળાંની ભાત ફાટે, પણ ફીટે નહીં.
પટોળે પડી ભાત, ફાટે પણ ફીટે નહીં.
પટ્ટણ સો ડટ્ટણ.
પઠાણની જાન જવા દો, વાણિયાની જાન લૂટી લો.
પડતા પર પાટુ, ને વાતુ પર લાતુ.
પડતી પર પચાસ.
પડતે પડતી, ને ચઢતે ચઢતી.
પડ પડ તોકે સદાવડી.
પડશે, તેવા દેવાશે.
પડાઈ પ્રમાણે પુછડું.
પડી આદત ક્યું જાવે ભાઈયા, કાખમાં મારી લાવી દો પાઈયા.
પડી આદત કેમ જાય રે ભૈયા, કાખમાં બે ખાટલાના પૈયા.
પડી એ ભોગવે.

પડી જડી પરાણી, ને હવે રહ્યું સ્હેલ;
બે જોઇએ બળદ, ને એક જોઇએ વ્હેલ.

પડી ટેવ, તે ટળે નહીં.
પડી પટોળે ભાત, ફાટે પણ ફીટે નહીં.
પહુંચ પહુંચ, તો કહે સદાવડી પડ.
પડેગા, સો બુજેગા.
પડેગી જબ બુજેગી.
પડે તેને પીડ, ને વાગે ( મારે ) તેને તીર.
પડે તેને પીડ, ને વાગે તેને ભીડ.
પડે તો સદાવડી પડજે, નહીં તો પડતી ના.
પડે પાસો, ને જીતે ગમાર.
પડેલા ઉપર ( મુએલાની ઉપર ) ઘા કરવો ?

પડેલાને સૌ મારવા નિકળે.
પડોસણ છડે ભાત, ને ફોફઈયા પડે મારે હાથ.
પડોસણ પડોસણની સોક થાય.
પડોશીએ મરઘી કાપી, તો પોતે સાવરણી કાપી.
પડોશી ગયા જાત્રા, આવશે તો હાથ જોડ, નહીં તો જમીશું લાડવા.
પડોશીનાં પરોણાં, ને ઘસી ઘસી ભેટણાં.
પડોશીનાં પરાણાં, ને ધાઈ ધાઇને ભેટો.
પડોશીની બે ફોડવા સારૂ, પોતાની એક ફોડવી.
પડોશીની ભેંસ વિયાઈ, ને ઉપર વાડી જોતાં;
હું જાણું જે બરી ખાસું, પણ બરી વગરના થોથાં.
પડોશીનું કરમ નહીં લેવાય, પડોશીનાં લક્ષણ લેવાય.
પડોશીને ઘેર લગન, તો છાપરાનાં બે નળીઆંએ ભાગે.
પડશે તેને પીડ, ને વાગશે તેને તીર.
પડયા તો કહે નમસ્કાર વળ્યા.
પડ્યા, તો કે દેવને પ્રણામ કીધો.
પડ્યાને પાટુ મારવું ?
પડ્યા, પણ ભૂસકો તો સાંભળ્યો.
પડ્યા પર પાટુ, ને દાઝયા પર ડહામ.
પડ્યા પાછળ પાંચ.
પડયું પચાસ, ને ઉભું સો.
પડયું રોડું, ને ચઢયું ઘોડું ( દીસી આવે નહીં ).
પડયો કહે કે દેવપ્રણામ કર્યો.
પડયો તે કોરીનો ( કોડીનો ), ઉભો તે લખેસરી( લાખનો ).
પડયો પોદળો, ધૂળ લઇને ઉઠે.
પડયો પોદળો, ધૂળ લીધા વગર ન ઉઠે.
પઢે ફારસી, વેચે તેલ, જુઓ એ કુદરતકા ખેલ.
પઢેલ કરતાં કહડેલ વધતો, ને કહડેલ કરતાં ફરેલ વધતો, ને ફરેલ કરતાં ચરેલ વધતો.

પત ગયલી આવે નહીં ( પાછી ન આવે ).
પટાવેલો પહાડના પહાડ ઉથલાવે, નહીંતો ડગલું પણ ન ચાલે.
પતાળ પાણી ચલાવે, ને મોરી કોરડી ને કોરડી ( મોરી કોરડી રાખે ).

પતિવ્રતા ભૂખે મરે, ને કસબણ ( છીનાળ ) ખાય લાડુ;
ગાંડુ ઘેલા ઘોડે ચઢે, ને મરદ ( ડાહ્યો ) ખેંચે ગાડું.

પથ્થર ઉપરની જડ, ઉખડી જતાં વાર શી ?
પથ્થર ઉપર પાણી.

પથ્થર ઉપર પાણી, ભીંજે પણ ભિંદે નહીં;
મૂરખ સાથે વાત, રીઝે પણ બુજે નહીં.

પથ્થર ઉપર પાણી, ભીંજે પણ ભેદે નહીં.
પથ્થર ઉપર પોયણું ન ઉગે.
પથ્થર એટલા દેવ કીધા.
પથ્થર કરતાં ઈંટ કુમળી ( ઈંટાળો નરમ ).
પથ્થર જણ્યો હોત, તો ધોબીને પણ કામ લાગત.
પથ્થર જોડે રતન ભાંગવું ?
પથ્થર તળે હાથ આવે, તો કળે નિકળે, બળ કરવા જઈએ, તો ભાંગી જાય.
પથ્થર તળે હાથ આવ્યો, કળે વળે કઢાય.
પથ્થર તળે હાથ દબાય, તો બળે નહીં, પણ કળે કળે રહી કાઢવો.
પથ્થરથી ઈંટ કુમળી તે કુમળી.
પથ્થરની કોટે રતન બાંધ્યું.
પથ્થરને પેટે હીરો નિપજ્યો.
પથ્થરને બચકું ભરીએ, તો દાંત ભાંગે.
પથ્થરને ( સાથે ) બચકું ભરે, તો સામા દાંત ભાંગે(પડે).
પથ્થરનો પહાડ કરવો.
પથ્થરનો ભાઈ ભમરડો.

પથ્થર પડ્યો હોત, તો ધોબી પણ ધોઇને આશિષ દેત.
પથ્થર પર પાણી, ને ધૂળ પર લીપણ.
પથ્થર પર પાણી, ભીંજે પણ પલળે નહીં.
પથ્થરમાંથી પાણી કાઢવું ?
પથ્થરમાંથી હીરો નિકળ્યો.
પથ્થર સાથે ( કાં ) પાનું પડ્યું.
પથ્થર સાથે માથું ફોડવું ?
પથ્થર સાથે રતન પછાડવું ( ઘસવું ) ?
પનોતાનું વપરાય, કંઇ અભાગીઆનું વપરાય ?
પનોતો પુત ( પુત્ર ) પારણામાંથી જણાય, ને રૂડો દહાડો વ્હાણામાંથી જણાય.
પનોતો પુત્ર ઓલામણે મોંઘો.

પપઇઆ મન ધીર ધર, દેખ દયાલકો ધ્યાન;
અજગર ડસ્યો પારધી, મુઓ ચતુર સુજાન.

પર (અ) સ્ત્રી યાર, સદા ખુવાર, કાંટોકા બિછાના, ઓર જુતીકા માર.
પરઆધીન, સ્વપ્ને સુખ નહીં.
પરગામનો પાડો, ને ઉંટડીને હળ્યો.
પરગામનો પાડો, ને ઉંટની સાથે હળ્યો.
પરઠ્યું આપે, તેમાં શાનો પાડ ?
પરઠ્યું લે, તે શાનો પાડ ?
પરણવાની ને પટેલાઇની હોંસ કોને નહીં હોય ?
પરણવી બાળ, ને ખાવી ગાળ.
પરણવું ને પટેલાઈ, કોને નહીં ગમે ?
પરણીની હાય, ને કેથી નહીં જાય.
પરણીને પાળે, ને જણ્યાને જીવાડે તેમાં કોને પાડ કરે ?
પરણી બેઠી પાટ, ને સાસુનાં કુલાં ચાટ.
પરણે તેનાં ગીત ગાઓ.
પરણે તેની વહુ, નહીં તેની સૌ.

પરોણાનો ભાવ ત્રણ દહાડા તેજીમાં.
પરોણા પાસે સાપ ઝલાવવો ( મરાવવો ).
પરોણી નાતરે દીધી ( દેવી ? ).
પરોણો આવે, તે પણ પાદતો આવે.
પરોણો ને પશુ, એ ઘર ધણી વસુ.
પરોણો પણ પાદતો આવેછે.
પરોણો પરોણાને અળખામણો, ને ઘરધણીને બેઉ.
પરોપકારાય સતાં વિભૂતયઃ
પરોપદેશે પાંડિત્યમ્.
પર્વની ગાંડ હોળી, ને માણસની ગાંડ કોળી.
પલક એકમાં પ્હોંચી જાય, ખબર નરસી નહીં રોકાય.
પલાવ હજમ, ને પડોશી અધમ.
પલાળ્યા વગર કંઇ મુડાય ?
પલાળ્યા હોય તે મુડો, ને પાસે હોય તે રંગો.
પલાળ્યું એટલું મુડવું જોઇએ.
પલાળ્યું તે બોડયા વગર કેમ ચાલે ?
પલાળ્યું ત્યારે બોડાવવુંજ.
પલીત ભાગે, ને ભૂત જાગે.
પલ્લામાં પાંચશેરી, ને પેહરામણીમાં તોલો.
પવનથી આવેલું, પવને જાય.
પળકે પડ્યો પરોણો, ને પેઠો પડ્યો ચોર.
પવન પાણી તો મફ્ત દીયા, સસતા કીયા અનાજ, ગરીબ નવાજ.

પશુકા હોત પનૈયા, નરકા કછુ નહીં હોત;
જો નર નરકી કરણી કરે, તો નરકા નારાયણ હોત.

પસાયતામાં ગધેડાં બાંધવાં.
પહેરવાનું થોડું, ને ચોરવા ઘણું.
પહેરવા પૃથ્વી, ને ઓઢવા આભ.
પહેરવામાં સૌ નાણું ( છે ).

પ્હેરાવો ઓઢાડો, ને નામ પાડો ફુમતાંબાઇ.
પહેરીએ ગામને ગમતું, ને ખાઇએ મનને ગમતું.
પહેલાં કરે પાપ, ને પછી માગે માફ.
પહેલાં ખેશ, પછી દરવેશ.
પહેલાં ખોરાકી, ને પછી પોશાકી.
પહેલાં ઘરનાં, પછી બહારનાં.
પહેલાંને પાણી, ને છેલ્લાને ( પાછલા ) કાદવ.
પહેલાં પડોશી, ને વળતા સગા.
પહેલાં પાર પડો, ને પછી બહાર પડો.
પહેલાં પેટનું, ને પછી શેઠનું.

પહેલાં મૂક્યા લાડવા, ને પછી મૂકી ધપ;
હવે જમાઇડા બોલતો ના, હવે રહેજે ચુપ.

પહેલાં મોજ કરે, ને પછી મોત કરે.
પહેલાં લડાવ્યાં લાડ, ને પછી ભાંગ્યાં હાડ.
પહેલાં વહુ ખાતી નથી, પછી વહુ ધરાતી નથી.
પહેલી પૂજા દેવની કરવી.
પહેલી પૂજા પેટની.
પહેલી મારે, તે કદી ન હારે.
પહેલી રાતનાં મરે, તેને પાછલી રાત સુધી કોણ રડે.
પહેલી રાતનું મરે, તેને ક્યાં લગી ( સુધી ) રડે.

પહેલી રાતે સૌ કોઇ જાગે, બીજી રાતે ભોગી;
ત્રીજી રાતે રોગી જાગે, ચોથી રાતે જોગી.

પહેલું ઘર, ને પછી પર.

પહેલું દુ:ખ જે બારણે તાડ, બીજું દુ:ખ પાડોશી ચાર;
ત્રીજું દુ:ખ જે પૂઠે ચાંદું, ચોથું દુ:ખ જે ઘેર માદું.

પહેલું મારૂં, ને પછી તારૂં.

પહેલું સુખ તે જાતે નર્યા, બીજું સુખ ઘેર દીકરા;
ત્રીજું સુખ ગુણવંતી ( સકર્મી ) નાર, ચોથું સુખ કો-
હીએ જાર.

પહેલે ધરમે, પીછે મસજીદમે.

પહેલે દહાડે પરોણો, બીજે દહાડે પાઈ,
ત્રીજે દહાડે ન ગયો, તો કહાડો ચીચરટી સાહી.
પહેલે દહાડે પરોણો, બીજે દહાડે પઈ ;
ત્રીજે દહાડે રહે, તેની અક્કલ ગઈ ( ગુમાઈ ).

પહેલે દહાડે પરોણો, બીજે દહાડે ભાઇ, ત્રીજે દહાડે હાથ પકડીને કાઢો સાહી.

પહેલો એ લાભનો.

પહેલો ઘા રાણાનો.

પહેલો તે વહેલો ( વહેલો તે પહેલો ).

પહોર દહાડે સુતી ઉઠે, ને ના કરે અંઘોટ;
ઉંચી પડીને ઘંટી તાણે, કુતરાં ચાટે લોટ.

પળકે આવે પરોણો, ને લળકે ( ગળકે ) આવે ઢોર.

પળાય તેટલું પાળીએ, ને ન પળાય તેટલું ફોક;
જે ચામડાના જોડા કીધા, તે ચામડાની ખોખ.

પક્ષીનો હગ હાડિયો, ને માણસનો હગ ચાડીઓ.

પાંખ પાદશાહની કપાય, પણ નેવ રાંડીરાંડના ન કપાય.

પાંગળી ડાકેણ વહાલાં ખાઉ ( ખાય ).

પાંગળો પાણી શીપવા ( સિંચવા ) નિકળ્યો, ને પંદર જણાં પગ ઝાલે.

પાંગળો વાદ કરે, ને પંદર જણાં પગ ધરે.

પાંગારીઆ ગીરાસ.

પાંચ આંગળીએ પોંચો શોભે.

પાંચ આંગળે પોંચો સબધો.

પાંચ કહે તે પરમેશ્વર.

પાંચ કોશે પાળો વસે, દશ કોશ અસવાર;
કાંતો નારી કુભારજા, કાંતો કંથ ગમાર.

પાંચ દહાડાની પાદશાહી ( સાહેબી ).

પાંચને બરકત, ને હજારોને હરકત.

પાંચનો ગોવાળ, ત્યારે પચ્ચીસનોએ ગોવાળ.
પાંચ પંચ મિલ કીજીએ કાજ, હારે છતે ન આવે લાજ.
પાંચ પાંડવ ને છઠ્ઠી દ્રૌપદી.
પાંચ મળ્યા, ત્યાં પરમેશ્વર.
પાંચ મારૂં, પચાસ મારૂં, પણ એક મુકીને ન ઝારૂં.
પાંચ રૂપીઆ લે, પણ પંચાત ન કર.
પાંચ વરસનો ઘરધણી, ને સો વરસનો સુતાર.
પાંચ વસાનું આદમી, ને વીશ વસાનું લુગડું.
પાંચ સાતકી ( સાત પાંચકી ) લકડી, ઔર એકકા બોજ.

પાંચસેં મળ્યા પીંજારા, ને છસેં મળ્યા તાઈ;
ઝાંપે જઇને ઘેરો ઘાલ્યો, તો મુઇ માખ સાહી.

પાંચે આંગળાં કંઇ સરખાં છે ?
પાંચે આંગળી સરખી ન હોય. ( કંઈ સરખી છે ? )
પાંચે કહ્યું, તે પરમેશ્વરે કહ્યું.
પાંચે કીધું, તે ખુદાએ કીધું.

પાંચે ખોયા પંચાણું, ને પાચે ખોયા પાંચ;
પૈસે ખોયું પાવલું, ડોશી બેઠી બેઠી કાંત.

પાંચે નામુ જોરાવર.
પાંચે પર, પચાસે મિત્ર, ને સોએ સગો.
પાંચે મિત્ર, પચીસે ઠાકોર, સોએ સગાં ( ત્યાં સુધી બીગાડ ન કરવો ).
પાંચે મિત્ર, પચાસે ઠાકોર, સોએ સગો, ને રૂપીએ ચાકર.
પાંતીએ વહુની, ગુલામગીરી સૌની.
પાંતીનો ભાગ ( પોંક ), પેટમાં દુખતાં ( દુખે તો પણ ) ખાવો ( પડે ).
પાંદડાં દેખીને પનોજી પાંચ વાર પરણ્યો.
પાંદડાંનો ( પાતરાંને ) પણ પટંતરો સારો.
પાંદડું પહેરાય નહીં, ને ધૂળ ખવાય નહીં.
પાંપણે પરિયાણાં.

પાક ત્રેગાની બેલી, ખેડ માત્રને મેલે ઠેલી.
પાકથી ( પાકતાં ) લિંબોળી ( લિંબોડી ) પણ મીઠી થાય.
પાકી કોઠીએ કાનો ન ચઢે ( ચોંટે ).
પાકી કોઠીએ કાનો વળગાડવો ?
પાકીને પોરો થવું.
પાકે ઘડે કાંઠો ( કાનો ) નહીં ચઢે.
પાખંડે ખાધી પૃથ્વી, ને ધૂતારાએ ખાધો દેશ.
પાખંડાઃ પૂજિતા લોકે, સાધુ નૈવચ નૈવચ.
પાઘડી ન ઘાલીએ દાબી, નખ ન લઇએ ચાંપી.
પાઘડીનો વળ છુટશે, ત્યારે જાણશે.
પાઘડીનો વળ છેડે.
પાઘડી પહેરે પુરૂષ ( માટીડો ) ન થાય ( થવાય ).
પાઘડીમાં માથું, ને માથામાં પાઘડી( એનું એજ ).
પાછલી રાતનું ઉઠવું સારૂં, ને નાનપણનું વિઆયલું સારૂં.
પાછળ બુદ્ધિ બ્રહ્મ.
પાછળ મતિ વિપ્ર ( બ્રહ્મ ).
પાછા એટલા પાપના.
પાછા લુહાર ને લોઢું.
પાટણનો ઈજારદાર.
પાડ પડોશી ને માબાપ બરાબર.
પાડ પડોશી વસે, ને સંગાતે ગાંડ ઘસે.
પાડા આગળ પોપલ્યું.
પાડાના પેટમાં દુખે, ને પખાલીને ડહામ.
પાડાના મ્હોડામાં એળચીનો મુખવાસ ?
પાડાની ઉતાવળે ભેંસ જણે ?
પાડાની ઉતાવળે ભેંસ પાસોવે નહીં.
પાડાની પીઠ ઉપર પાણી.
પાડાની માને બે પાસનો માર.

પાડાની મા પૂઠેની પૂઠે.
પાડાની લડાઇમાં ઝાડાંનો ખોડો.
પાડાને દુઃખ, ને પખાલીને ડહામ.
પાડાને રોગ થાય, ને ( ત્યારે ) પખાલીને ડહામ દે. ( દેવો ! )
પાડા પાડીથી કામ છે, કે બલાઇ ખાધાથી કામછે ?
પાડા પાડી શું કરવું, કામ હોય તે કરવું.
પાડા સાથે પોપલ્યું, ને સુંઢા સાથે આરી.
પાડી ધાવી જાય, ને પાડાનું મ્હોડું છુંદાઈ જાય.
પાડે પાડા લડે, તેમાં વચમાં ઝાડનો ખે ( ખોડો, ઝાડોનું ખેમાન ).
પાડે પાડા લડે, ને ઝાડનો ખો નિકળે ( ખોડો કાઢે ).
પાડેવાળે બી અસ્વારમે.
પાડેસ્વાર બી ઘોડેસ્વારમાં.
પાડો કાપે તો પુછડું બી હાથ નહીં આવે.
પાડો ચાલે પાંચ ગાઉ, ને પખાલી ચાલે પંદર ગાઉ.
પાડો, ને ચાલે ત્યારે આડો.
પાડો પાંચ ગાઉ ચાલે, ત્યારે પખાલી પચીસ ગાઉ ચાલે.
પાડોસણને આટો આપો, ઘરનાં ચાટે ઘંટી;
છોકરાં તો છાસ પીએ, ને બાવો માગે બંટી.
પાડોશી ઉચલે લાભ, કે ( પાડોશી ) ઉજળે લાભ.
પાડોશીનું કર્મ ન આવે, પણ સોજ ( હોજ ) આવે.
પાડોશી ફીટીને ઘરધણી થયા ( થવું ).
પાણીએ દીવો બળી ગયો ( બગડ્યો ).
પાણી ખાળે, કે દાણી ખાળે.
પાણી ચોરે ઘડીઆળ ( ઘડી ), ને માર ખાય ઝાલર.
પાણી ડોહવે કંઇ ઘી ન નિકળે.
પાણી તેરા રંગ કૈસા, તો જીસમે મિલા વૈસા.
પાણીથી પાતળું શું ?

પાણી નહીં હોય ત્યાં ગરદન મારવું.
પાણીની ગાંસડી બાંધવી ?
પાણી ને તેલ, એક-થાય નહીં.
પાણીને રસ્તે પાણી જશે.
પાણીનો પાનાર, ને તરવારનો મારનાર, ( એ બેઉ ) ઉતાવળા જોઇએ.
પાણીનો પાનાર, ને માથાનો વાઢનાર ઉતાવળીઆ જોઇએ.
પાણી, પથ્થર, ને પાંદડાં, એ ત્રણ બ્રાહ્મણને દેખીને ધ્રુજે.
પાણી, પથ્થર, ને પાતરાં, એ ત્રણ જોઇ બ્રાહ્મણ થાય વાંદરાં.
પાણી પહેલાં પાગ ( મોજાં ).
પાણી પહેલાં પાળ બાંધવી?
પાણી પહેલાં મોજડાં ( મોજાં મારવાં, ઉતારવાં ).
પાણી પહેલાં મોજાં, ગાડા પહેલાં સાંબેલું.
પાણી પીને ઘર પૂછવું, ને દીકરી દઇને કુળ પૂછવું ?
પાણી પીને ઘર શું પૂછવું ?

પાણી પીને પૂછે ઘર, એનું નામ તે પહેલો ખર;
દીકરી દઇને પૂછે કુળ, એનું નામ તે બીજો ખર;
ધીરી કરજ ને પૂછે ઘર, એનું નામ તે ત્રીજો ખર;
હાથ ઘાલીને પૂછે દર, એનું નામ તે ચોથો ખર.

પાણી પ્રથમ મોજડી શી ઉતારવી ?

પાણી પ્રમાણે પોયણી, કરમ પ્રમાણે મત;
જે જેવા નર સેવીએ, તે તેમ થાય ફળવત.

પાણીમાં આગ લગાડવી.
પાણીમાં દીવા બળ્યા.
પાણીમાંનો પરપોટો, ફૂટતાં વાર શી ?
પાણીમાં રહેનાર, દૂધમાં મરે.
પાણીમાં રહેવું, ને મગર સાથે વેર ( રૂસણાં ) ?
પાણી માગે ત્યાં દૂધ, ને ઘોડો જોઇએ ત્યાં હાથી.
પાણી મોર જોડા ઉતારવા.

પાણી રેડે પથ્થર પોચો પડે ?
પાણી વલોવે માખણ ન નિકળે ( ઉતરે; નિપજે ).
પાણી વિના જેમ દહીં ડોળવું, તે ભાંગે ખરૂં પણ થાય ગોળવું.
પાણીસેં પાણી મિલે, ઓર મિલે કીચસેં કીચ;
ઉત્તમસેં ઉત્તમ મિલે, ઓર મિલે નીચસેં નીચ.
પાણો લઇએ, પણ વાણો ન લઇએ ( મુસાફરીમાં સાથે ).
પાતરાંમાં કંસાર ચોળીને કુંવારા ઘરે ( ગ્રહ ) ઉતારવા.
પાતરૂં પહેરાય નહીં, ને ધૂળ ખવાય નહીં.
પાતળ પેટું, ને સબ સમેટું.
પાતળા છાણમાં પથરો ફેંકવો નહીં.
પાતળું પેટ, ને હાંલ્લાનો કાળ.
પાત્ર જોઇને દાન કરવું.
પાત્રાધારે ઘૃતમ્ કે ઘૃતાધારે પાત્રમ્ ?
પાદ પાદ પીપડી, સઇ બેઠો સીવે, પૂછ તારી આઇને, કોઇ પાદ્યા વગર જીવે ?
પાદરે, બેસીને પરગણાની ખબર ( કેવી રીતે મળે ? ).
પાદરે ભેંસ, ને ઘેર ઝડકા ( ધમોણાં ).
પાદશાહની પણ પીઠ છે.
પાદશાહની પુંખ(પાંખ) કપાય, પણ રાંડીરાંડના નેવ ન કપાય.
પાદશાહને ખજાને, ને ચાડીઆની જીભે.
પાદશાહને મ્હોડે, ને રાજાને ખજાને.
પાદે સરતું હોય, તો ઝાડે શું કામ ફરે ?
પાદે સરે, તો હગવા શું જાય ?
પાદ્યા કરતાં પેચારણ ભારે.
પાદ્યાની પ્રાપ્તિ ન મળે, ને ગોલમદાજી ઉપર શેરો લખાવવો.
પાદ્યા વગર ગંધ ન ઉડે.
પાન ખાઇએ ચેવલી, ને સોપારી ખાઇએ સેવરધની.
પાન ખાઇને પદમસી થયા.
પાન ખાધે કપૂરનો વાસ ન આવે.

પાન, પદારથ, સુઘડ નર, વણ તોળ્યે વેચાય;
જેમ જેમ ભૂમી પાલટે, મૂલ ઘણેરાં થાય.

પાનખાઇનો પટકો, ને છભાઇને જશ.

પાન સડે, તુરીંગ અડે, બિદ્યા બિસર જાય;
ચુલે પર રોટી જલે, કહો ગુરૂજી ઉપાય. (ફેરવ્યા વગર ).

પાનું ફરે, ને સોનું ખરે.

પાને પડેલું પાલવી લેવું.

પાપ ( ખૂન ) કદી છુપું નહીં રહે.

પાપ કરતાં પાછું જોવું.

પાપ કરતાં પાછું ન જોયું, પુન્ય કર્યાં છે થોડાં;
મરે મુલકના મારવાડી, તે થાય મુંબાઇનાં ઘોડાં.
પાપ કરતાં વારીએ, ધરમ કરતાં હા;
બે મારગ બતલાવીએ, પછી ગમે ત્યાં જા.

પાપ છાપરે ચઢીને પોકારે છે.

પાપડની કોઠીમાં સાંબેલું નાખવું ( સરાયું મારવું ) ?

પાપડી કહે હું પાંચ લીલવાની, સૌને મન છું પ્રસન્ન;
જો ખાધાની મઝા કરો, તો નાખો લીલું લસણ.

પાપડી ભેગી ( મળતી ) ઇયળ બફાઇ ( શેકાઇ ) જાય.

પાપની પોલી, ને સમના સહમુસા ?

પાપની સુન્યત નડ્યા વગર રહે નહીં ?

પાપનું પડીકું, ને દોજખનો દડો, ને સૌાથી વડો.

પાપનો ઘડો ફૂટ્યા વગર છેવટ રહે નહીં.

પાપનો ઘડો ભરાય, ત્યારે ફૂટે.

પાપનો ઘડો ભરાય, ત્યારે મોભપર બેસીને પોકારે.

પાપનો બાપ ( નું મૂળ ) લોભ.

પાપ પરગટ, ને ધરમ ગુપત.

પાપ બોલે નહીં, પણ બોળે.

પાપ હડકાયું, ઢાંક્યું ન રહે.

પાપીએ ખાધી બાજરી(પૃથ્વી), ને ધૂતારાએ લીધો દેશ.

પાપીકા માલ પરાયાને ખાયા, ને ધોબીકા માલ ગદ્ધાને ખાયા.
પાપીના પગ ( પગલાં ), ને ધર્મીની જીભ.
પાપીનું ધન પલ્લે જાય, કીડી સાંચરે ને તીતર ખાય.
પાપીનું પગલું ( પગલાં ), ને ધર્મીની જીભ.
પાપીનો (નું) આવરદા ખૂટે નહીં.
પાપી પાપે પડે.
પાપે પેટ ભરાય.
પામર પુત, ઓર બાવલકી ( બાપકી ) છાયા.
પાયલાનું રૂ, ને પાઈ પૂણી પીંજામણ.
પાયો માલ પાદશાહનો.
પારકાં કામ (તે) શીળાં.
પારકાં છોકરાંને જતિ કરવાં ?
પારકાં છોકરાંને જોગી સૌ કરે.
પારકાં પાન સોપારી.
પારકા ઘરના ખત કબાલા કરવા ?
પારકા ધણીની વાંસે સતી ?
પારકાનું ઘર, ને ભૂતનો ડર.
પારકા પેટ (પેઢા) ઉપર પાટુ.
પારકા પોતાના કરવા દોહીલા છે.
પારકા બાપનો કંઈ આડો.
પારકી અછત, ને પોતાનું અપલક્ષણ જણાય નહીં.
પારકી આશ, ને સદા નિરાશ.
પારકી ગાય, પારકું ખાય, જે હાંકે તેનું નખોદ જાય.
પારકી ચેહમાં તે કોણ બળી મરે ?
પારકી છીંડીએ બેસવું, ને કરાંજવું ?
પારકી પંચાત શી ? ( શું કામ કરવી ? )
પારકી પીડા કોણ જાણે.
પારકી પીડા, પંચાત પરાઈ, ન કરો મારા માવજીભાઈ ?
પારકી પીડામાં કોણ પડે ?

પારકી પુંઠે ઉપર તહેવાર.
પારકી ભૂલ પહેલી દેખાય, ને પોતાની(આપણી) ભૂલ ન્હા-
.સી જાય.
પારકી મા (જ) કાન વીંધે.
પારકી માના મળશો નહીં.
પારકી મા વગર કાન નહીં વીંધાય.
પારકી લેખણ, પારકી સાહી, મતુ કરે(ભણે)મારા માવજીભાઇ.
પારકી સ્ત્રી મા બરાબર.
પારકી હવેલી દેખીને પોતાની છાપરી(ઝુંપડી) તોડી(ચુંથી)
નાખવી નહીં. ( નખાય ? )
પારકું નાણું છેડો ફાડે.
પારકું વગોણું, ને જગલાનું જોણું.
પારકું સોનું કાન તોડે.
પારકે ઓટલે બેસવું, ને ખુંખારા કરવા ?
પારકે ઘેર પરોણો, ને ધાઇ ધાઇને મળવું.
પારકે ઘેર પહોળા, ને પોતાને ઘેર સાંકડા.
પારકે પાદર પહોળો.
પારકે પુત્રે( નાણે )સપુત્રા ?
પારકે પુત્રે સપુત્રા થવાય નહીં.
પારકે પૈસે દીવાળી ( તેહેવાર ).
પારકે પૈસે પરમાનંદ, ખાઇ પીને કરો આનંદ.
પારકે પૈસે પરમાનંદ, ને લાલ કુંવરજી કરે આનંદ.
પારકે પૈસે વહેવાર કરવો.
પારકે બાજરે પોંક, માવજીભાઇ કાં પાળા ?
પારકે ભાણે, મોટા લાડવા.
પારકે મોહોડે પાન ચાવવાં.
પારકે રોટલે જાડી કોર.
પારકો પરોણો, ને ધાઇ ધાઇ ને ભેટું.
પારનો પાડનારો પરમેશ્વર.

પારસમણીને વાડકે, ભટજી માગે ભીખ;
ગાંગડતું જ પલાણીએ, ઉંટતણી એ રીત.

પારસીકો મુક્કો, જેસો તોપકો ગોળો.

પારસી, ને ફરી જતાં વાર શી?

પારેખ પોતીઉં, હાથમાં ધોતીઉં.

પાલખી પોઇશ, ને વાગશે તો રોઇશ.

પાલ તાતો ( તાજો ); ને પાલીઓ માતો.

પાલીકી પચાસ કીજીએ, દોદો બિચ એકેકી દીજીએ;
ખાયખાય, ઔર દુસરી ગાંઠ બાંધ કર લે જાય.

પાવઇને પાનો ન ચઢે.

પાવડે પગ, ને બ્રહ્મ ઉપદેશ.

પાવ પલકકી ખબર નહીં, કર લે કલકી આજ;
જીવ ઉપર જમડા ભમે; જેમ તેતરપર બાજ.

પાવલાની ઘોડી, ને પોણો દોરામણ.

પાવલાની પાડી, ને પોણો ચરાઇ.

પાવલાનું રૂ, ને સવાયો ( પોણો ) પીંજામણ.

પાવેગા સો પાવેગા, ઔર અંધા જોરૂ લાવેગા.

પાવૈ ( પાવૈયા ) ને પાનો ન ચઢે.

પાવૈયા ક્યાંઇ ઝાટકે આવ્યા ?

પાવો પાવાને પાપે લેવાશે ( બુડે, જશે ).

પાવો ભૂંડાને પાપે બુડે.

પાશેર ખાય, તે પદ્મની.

પાશેરામાં પહેલી પુણી ( કંતાઇ છે ).

પાશેરે દારૂ, અચ્છેરે વારૂ, પોણોશેરે શરાબ, શેર પીએ તેનું ખાનું ખરાબ.

પાસે તે રંગે.

પાસે ન મળે કોડી, ને ભરી બજારમાં ( ઉભી બજારે ) દોડી.

પાસે નહીં કોડી, ને બજાર લગી દોડી.

પાસે વસે તે જાણે, કે સોડમાં સુએ તે જાણે.

પાસો, નહીં થાય કોઇનો માસો.
પાસો પડે તે દાવ, ને રાજા કરે તે ન્યાય.
પાહાડ પર નાવ ચલાવવું.
પાળાઓ પાઢ્યા ભલા.
પાળે તેનો ધર્મ, ને મારે તેની તરવાર.
પાળેલો કુતરો પગ કરડવા તૈયાર થાય, પણ આખરે તે ડીક્ષાં
સાથે હારમાર થાય.
પાળેલો કુતરો પગ કરડે.
પાળેલો કુતરો પગ ચાટે, ને વખાણી ખીચડી દાંતે વળગે.
પિત્તળને સો ભઠ્ઠીમાં નાખે, પણ સોનું ન થાય.
પીંજરી છોડી પતાકડી લીઇ, જબ ગેબસેં આઇ ગોળી, તબ
અલ્લા મિયાં! મેરી પીંજરી ભલી.
પીંજારી પચમાં, ને હજામડી વચમાં.
પીંજારી પે', મલીદો કીધો મેં, ને ખાસડાં ખાધાં તેં.
પીંજ્યો પીંજ્યો ને રૂ ને રૂ.
પીછોડીમાં ઘાલીને પથ્થર મારવો.
પીછોડીમાં પાંચશેરી ઘાલીને મારવી ? ( મારે તે ખોટો. )
પીઠનો સાચવનાર પરમેશ્વર.
પીઠ પર મારો, પેટ પર ન મારો.
પીઠ ભલી, તો જગ ભલી.
પીઠી ચોળે, વર નહીં પામે.
પીઠી ચોળે, વર્ણ ન પાલટે.
પીડા પતી, તોકે પગેજ વળગીછે.
પીઠર ઉપર પીટણુ શી ?
    પીપળ પાન ખરંતાં, હસતી કુંપળિયાં;
    મુજ વીતી તુજ વીતસે, ધીરી બાપડિયાં.
પીપળેથી પડ્યો, તો કે ટણુંકે.
પીઍ પી, જબ નિકલ જાયગા જી, તબ કોઇ ના કહેગા પી.
પીરકી ગત મુજાવર જાણે.

પીરની માનતા ( કરામત ) મુજાવર વધારે.
પીરની વાત મુજાવર જાણે, ને મુજાવરની વાત પીર જાણે.
પીરનો મહિમા મુજાવર વધારે.
પીર મર ગયે, પેગંબર મર ગયે, મર ગયે જંદા જોગી;
જતિ, સતી, સન્યાસી મર ગયે, મર ગયે વૈદ ને રોગી.
પીરસણુ વગે જમાય, વગ ન હોય તો પાછો જાય.
પીર સરસ કે આકીન ?
પીર સાહેબ બલૈયાં લઉં, મેં તો હસતીથી.
પીલુ ગાળે ચાંચ પાકી.
પીવા પુમડું પાણી મળે નહીં, ને મારૂં નામ દરિયાવખાં.
પીળું એટલું સોનું નહીં.
પુંજીઆની ( ગોકળીઆની ) માએ ગૌત્રાટ ઉજવ્યો.
પુંજીઆની મા ગૌત્રાટ ઉજવી રહી.
પુંછ ઘટી, ને ઉંધ ( ઉબ ) વધી.
પુચ્છડે બાંડો, ને મ્હોડે ખાંડો.
પુણ્યે પાપ ઠેલાય ( ઠેલાશે ).
પુઠીનાં વેગણુ પુઠી મારવાં.
પુત લેતાં પરણ્યો ગયો.
પુત્રનાં લક્ષણુ પારણામાંથી જણાય.
પુત્રનાં લક્ષણુ પારણામાંથી, ને વહુનાં લક્ષણુ બારણામાંથી.
પુત્ર હીનકા ઘર સૂના, વિદ્યા રહિતકા હૃદય સૂના, દરિદ્રીકા સબ સૂના.
પુત્રો ન પુત્રી.
પુન કરતાને વારે, તેને ઘાલે ( ઘાલો ) જમને બારે ( દ્વારે ).
પુન કરે તેમાં પડોસણને શાનો પાડ ?
પુન કીધેલું ( ધરમ કીધેલો ) આડે આવે.
પુનના કરતાં પાંગળાં, ને ધરમનાં કરતાં આંધળાં.
પુનમનો પડવો, અમાસની બીજ, વગર ( અણ ) પૂછ્યું મુરત, તેરસ ને ત્રીજ.

પુનમ પાળે પનોતી, ને અમાસ પાળે અભાગણી;
જે નહીં પાળે વડો દિતવાર, તે જાય ઠોકર ખાતી.

પુન્ય પાપને ઠેલે—પુન્યે પાપ ઠેલાય.
પુન્યે જય, ને પાપે ક્ષય.
પુરૂષના નસીબ ( કર્મ )આડું પાંદડું.
પુરૂષનું નસીબ ( ભાગ્ય ) પાંદડા તળે.
પુરૂષ પ્રયત્ન, ઇશ્વિર કૃપા ( આશ્રય ).
પુષ્યનાં પાણી, ને અમૃતવાણી, હાથમાં માળા, ને તુંમડામાં ધાણી.
પુષ્યનો પુળો, અશ્લેષાની ઉડળ, મઘાનો ભારો, પુર્વાનો ચારો.
પૂછતાં પૂછતાં લંકા ( પુણે ) જવાય.
પૂછતા નર પંડિતા—પૂછતો નર પંડિત થાય.
પૂછ મેરે અચેતકુ.
પૂછવું સોને, કરવું પોતાનું.
પૂજે તો દેવ, નીકર પથ્થર.
પૂઠના ખાય, પણ સનમુખના ન ખાય.
પૂઠનું ઘર, ને પડોશીનું રણ.
પૂઠનું ઘર, ને પડોશીનો ડર.
પૂઠ પાદશાહની છે.
પૂઠ પાદશાહની, ને મ્હોં વાઘનું.
પૂર પહેલી પાળ.
પૂરૂં કરવું, કે પૂરા થવું.
પૂર્વા, ને કણબી બેઠા ઝુરવા.
પૃચ્છકા નર પંડિતા.
પૃથ્વી સારી છે કે સર્વેને હીંડવા દે છે.
પેંગડામાં પગ, ને બ્રહ્મોપદેશ.
પેજ પીને તેજ રાખવું.
પેટ આગળ પેઠું, તો આગળ કોને તેડું.
પેટ ઉઘાડીને કોઇ જોતું નથી.

પેટ ઉપર ટીકો.
પેટ ઉપર પોટલો ( પોટલું ).
પેટ કરાવે વેઠ.
પેટ કે પાલું ?
પેટ ચોળીને શૂળ ઉપજાવવું ( તેમાં શો ફાયદો ? )
પેટ છે કે પરગણું ?
પેટ જેવું પાલું, તેને કોઇ નહીં વહાલું. ( કોણ વહાલું ? )
પેટનાં નહીં પાળે, તો પૂઠનાં શું પાળે ?
પેટનાં ( નું ) પેટ, ને પ્હોંચાડે ઠેઠ.
પેટની આગ પેટ જાણે.
પેટની આશા સૌ કરે.
પેટની દાઝે, નહીં તો (કે) લોકની લાજે.
પેટની પીડા માથું ન જાણે.
પેટની વાત પરમેશ્વર જાણે.
પેટને પૂરાં નહીં, ને ઝોટીંગ ( ઝોટંગશા, પડોશી ) ને વડાં.
પેટને વાયદા ન થાય ( ન હોય ).
પેટનો કાદવ કોઈથી ખસેડાતો નથી.
પેટનો બળ્યો, ગામ બાળે ( લગાડે ).
પેટ પડ્યા સાપ પણ પાળવા ( પાલવવા, ઉછેરવા ) પડે.
પેટ પર પગ દેવો નહીં.
પેટ પાક્યું, ત્યાં કોને કહીએ.
પેટ પાક્યું (ફાટે), ત્યારે પાટો ક્યાં (કોને) બાંધે (બાંધવો ?)
પેટ પેટ અધરણી ન હોય.
પેટ ફાટે તે ખમાય, પણ જેઠાણીને હાથે જમાય.
પેટ ફાટે તે ખમાય, પણ જેઠાણીનો તાનો નહીં ખમાય.
પેટ ફાટે તો ખમીએ, પણ જેઠાણીની વાદે જમીએ.
પેટ ફાટ્યું, ત્યાં પાટો ક્યાં બાંધવો ?
પેટ બળે, ને પીએળ નિકળે.
પેટ બળ્યો, ગામ બાળે.

પેટ બાળીને કુતરાંને ઘાલવું ?
પેટ બાળીને સાંતતી ના, ને દીવો બાળીને કાંતતી ના.
પેટ ભર્યા, સો ભંડાર ભર્યા.
પેટ ભર્યું ( ભરાયું ), એટલે પાટણ ભર્યું ( ભરાયું ).
પેટમાં કૂવો ( ઉકર્યો ), ને વરઘોડો જૂઓ.
પેટમાં કોઇ પેસી નિકળતું નથી.
પેટમાં ખાડો, ને માથે મોટી પીએળ.
પેટમાં છોકરૂં, ને નામ પાડો ( પાડે )હીરો.
પેટમાં, તે પેટીમાં, ને હોઠ બહાર, તે કોટ બહાર.
પેટમાંથી કાઢ્યું, કંઈ હાંલ્લીમાંથી કઢાય ?
પેટમાં દરદ, ને પખાલે ( પખાલીને )ડહામ.
પેટમાં દરદ હોય તે ઢાંકીને ફરાય, પણ માથે કરજ હોય તે નહીં ઢંકાય.

પેટમાં નહીં મળે રોટિયાં, તો સબ વાત ખોટિયાં;
પેટમાં પડે રોટિયાં, તો સબ વાત મોટિયાં.

પેટમાંનાના દોષથી, કેડપરનાને માર્યું.
પેટમાંનાને સારૂ, કેડપરનાને મારી નાખવું ?
પેટમાંને ભરોસે, કેડમાંનું ખોયું.
પેટમાં પડી ખીચડી, ને ભવનાં દુઃખ વિસરી.
પેટમાં પડે રોટિયાં, તો સૂઝે કલામ મોટિયાં.
પેટમાં પાશેર પાણી નહીં, ને નામ તો વહેવારીયા લખાય.
પેટમાં પાશેર ( પુમડું, પવાલું ) પાણી નહીં ને, મેરા નામ દરિયાવખાં.
પેટ મૂકીને કોઈ આવે નહીં.
પેટમે પડે બુંદ, નામ રખા મહમુદ.
પેટ લાગતું ખાવું.
પેટવશામાં પુન્ય વરો.
પેટ શું પાટણ ( પેટલાદ ) ગયું છે ?
પેટ સરખું પાલું, તેને કોઈ નહીં વહાલું.

પેટ સર્વને વળગ્યું છે ( લાગ્યું છે ).
પેટ સામા ગુડા.
પેટ સૌને વહાલું છે ( લાગ્યું છે).
પેટે પાટા બાંધવા ?
પેટે પાટા બાંધીને પણ દેવું પૂરૂં કરવું પડે.
પેઠું પેરે નિકળે.
પેદા બી થયા, ને પીર બી થયા.
પેધેલું પરાણું, ને પળોટેલું ઢોર.
પેધ્યો આવે પરાણો, ને લબકે આવે ઢોર.
પેધ્યો પરોણો, ને પેધ્યું ઢોર, ( આદર દેખશે તો આવશે ).
પેધ્યો ઘરમાં પેસે ચોર.
પેમલી જણે, ને પેમલો સુવાવડ ખાય.
પેરણામાં સૌ નાગું.
પેલે જન્મ ખવાડયું હોય, તો ખાય કેની !
પેલો રહ્યો જાળમાં સોની.
પેસેકી નીશા હોઇ.
પૈ, તારી અક્કલ ગઈ.
પૈની પેદાશ નહીં, ને ઘડીની નવરાશ નહીં.
પૈસા આવે સો સબ અક્કલ લાવે, પૈસા જાવે સો સબ અક્કલ જાવે.
પૈસા કંઈ ઝાડે ઉતરે નહીં.
પૈસા તોકે ભરમીજલસમાં હસ્યા, નહીં મળે પૈસા તોકે ભરમીજલસથી ખસ્યા.
પૈસાથી કોઇ પૂરૂં નથી, ને અક્કલથી કોઇ અધુરૂં નથી.
પૈસાદારનાં છોકરાં ઘુઘરે રમે.
પૈસાદારના સૌ સાળા થાય, પણ ગરીબના કોઈ બનેવી પણ ન થાય.
પૈસાદારને શરમ નહીં, ને ગરીબને અક્કલ નહીં.
પૈસાનાં કંઈ ઝાડ ઉગતાં નથી. ( ઝાડ ઉગે છે ? )

પૈસાના કંઇ વેશ આવતા નથી.
પૈસાના ચાળા.
પૈસાના સૌ સાથી છે.
પૈસાની બ્હેલ, ને કુલાંગી મેલ.
પૈસાનું તુપ, ને તુપનો પૈસો.
પૈસાને શું મધ મેલીને ચાટે?
પૈસાનો કોઇ પૂરો નહીં, ને અક્કલનો કોઇ અધુરો નહીં.
પૈસાનો ખેલ.
પૈસા બડી ખુશામત, પૈસા બડી સલામત, પૈસા બડી હજામત.
પૈસા મૂકવાની જગા મળે, પણ વાત કરવાની જગા નહીં મળે.
પૈસા વગરનું જીવતર બળ્યું ( ખોટું ).
પૈસા વગરનો ઘેલો, ને સાબુ વગરનો મેલો.
પૈસા વધે, તેમ લોભ વધે.
પૈસાવાળાના સૌ સગા ( દોસ્ત ) થવા જાય.

પૈસાવાળાની બકરી મરી, તે બધાં ગામે જાણી.
ગરીબની છોકરી મરી, તે કોઇએ નહીં જાણી.

પૈસાવાળાને હાથ પિત્તળનું કડું સુન્નાનું લેખાય, ને ગરીબને હાથ સુન્નાનું કડું, પિત્તળનું લેખાય.
પૈસા વેર કરાવે.
પૈસા હાથમાં, તો દોસ્ત સાથમાં.
પૈસે આઇ, પૈસે બાઇ, ને પૈસા વગરની નહીં સગાઇ.

પૈસે ખોયો પાવલો, ને પાવલે ખોયા પાંચ;
પાંચે ખોયા પંચાણું, ડોશી બેઠી બેઠી કાંત.

પૈસે જીવાતું હોત, તો તાલેવંત( નાં ) મરત નહીં, ને ગરીબને ઓરિયો રહેત.
પૈસે પીટાણી, ને દોકડે દડબડી.
પૈસે પૈસાદાર થવાય.
પૈસે લાલ, ને પૈસે આલ.
પૈસો એક લૉંડી છે.

પૈસો કોઇનો રહ્યો નથી.
પૈસો ગયો પાછો આવે, પત(નોક) ગઇ પાછી ન આવે.
પૈસો જાય, તેનો પ્રાણ જાય.
પૈસો જાય, ત્યારે (તેની) અક્કલ પણ જાય.
પૈસો ટકો લો, ને મને શેઠ (પટેલ) કહો.
પૈસો તો વાઘને કુલે મધ.
પૈસો દેખી મુનિવર ચળે.
પૈસો પૈસાને વધારે (પેદાકરે).
પૈસો બચાવ્યો, તે પૈસો રળ્યા બરાબર છે.

પૈસો મારો પરમેશ્વર, ને બાયડી મારી ગુરૂ;
છૈયાંછોકરાં શાળિગ્રામ, તો કોની સેવા કરૂં.
પૈસો મારો પરમેશ્વર, ને સ્ત્રી મારો ગુરૂ;
સાધુસંત તો છૈયાંછોકરાં, સેવા કોની કરૂં.

પૈસો સૌને વહાલો છે.
પૈસો હોય, તેનો છોકરો ઘુઘરે રમે.
પોંક નહીં તો પાપડીઓ.
પોંતીનો પોંક પેટમાં દુખતાં પણ ખાવો.
પોક બતાસા, ને કડક રેવડી.
પોચી મટોડી કોપરિયે ખણાય.
પોચે તેને હાડે વિસમે છે, ને જ્યાં લાગે ત્યાંથી તો ભાગે છે.
પોઢીઆ મોર છાંટ.
પોત પોતાની જાતપર જાય.
પોત પોતાને ગમ્યું, તે સર્વ કરતાં રૂડું.
પોતાકો વાંક, ને પારકું દુઃખ કોઇ નહીં જાણે.
પોતાનાં અપલક્ષણ, ને પારકી અછતની ખબર પડે નહીં.
પોતાનાંજ લટીઆં, ને પોતાનોજ બરડો.
પોતાના ઉપર પોતેજ દુઃખ લાવે.
પોતાના ઘરને કોઇ આગ નહીં લગાડે.
પોતાના ઘરમાં આવતું કોને નહીં ગમે ?

પોતાના ઘરમાં ( મનમાં ) મોતીના ચોક સૌ કોઇ પૂરે.
પોતાના ટાંટીઆ પોતાનાજ ગળામાં આવ્યા.
પોતાના પગનું ખાસડું પોતાનાજ માથામાં મારે.
પોતાના પગપર પોતે કુહાડો મારવો ?
પોતાના પેટની આગ પોતેજ જાણે.
પોતાના પેટમાં પોતેજ પાળી મારવી ?
પોતાના રોટલામાં મીઠું કોણ નાખે ?
પોતાના વાંસાનો વાંક કોઇ ન દેખે.
પોતાના હાથનું બાળેલું સારૂં, પણ પરાયા હાથનું ઠારેલું માઠું.
પોતાની એબ સૌ કોઇ ઢાંકે.
પોતાની ઘોર( કબર ) પોતેજ ખોદે ?
પોતાની છરી, ને પોતાનુંજ ગળું.
પોતાની જાંગ ઉઘાડી કરીએ, તો નાગા દેખાઇએ.
પોતાની જીંદગી સૌને પ્યારી ( છે ).
પોતાની મઢી ( ઝુંપડી )માં સૌ જોરાવર.
પોતાની માને કોઇ ડાકેણ ના કહે.
પોતાની માને કોણ ડાકણ કહે ?
પોતાની મીનમાં કુતરો જોરાવર.
પોતાની વહુને કાણી કોણ કહે?
પોતાનું અપલક્ષણ, ને પારકોજશ સર્વે ઢાંકે.
પોતાનું ખાઇને, પરાઇ ( પારકી ) નિંદા કરવી ?
પોતાનુંજ ખાસડું, ને પોતાનું માથું.
પોતાનું નાક કાપીને( વાઢીને ) સામાને અપશુકન કરવા ?
પોતાને ઘેર બાધા મંગળ, ને પારકાને ઘેર બાધડ મંગળ
( ધવળ મંગળ ).
પોતાને દાંતે પોતાની કબર ખોદે.
પોતાનો કુહાડો પોતાના પગપરજ વાગે( પોતાનાજ પગપર ).
પોતાનો જીવ સૌને પ્યારો ( છે ).
પોતાનો વાંસો ને વાંક કોઈ નહીં દેખે.

પોતા વટમાં કામ નહીં પાડીએ.
પોતે હોય, તેવો બીજાને જાણે ( લેખે, દેખે ).
પોથાં તે થોથાં, ને ડાચાં તે સાચાં.
પોથાં તે થોથાં, ને પાડે તે સાથે.
પોથીમાંનાં રીંગણાં.
પોદળો પડ્યો ધૂળ લઈ ઉખડે ( ઉડે ).
પોપટ બોલવા શિખીને બંદીખાને પડે.
પોપાંબાઈનું રાજ, ને ખરે બપોરે બણગું.
પોમલી જણે, ને પોમલો સુવાવડ ખાય.
પોયું તેટલું મોતી.
પોર મોઈ ડોસી, ને હોણ આવ્યાં આંસુ.
પોર મોઈ સાસુ, ને હોણ આવ્યાં આંસુ.
પોલા દેખ કે પેઠ જા.
પોલું તે વાગે.
પોલે પાને ભગવાનદાસ, ને લુગડાં પહેર્યાં સો પચાસ.
પોસ, ને ઘરમાં મુંડી ખોસ.
પોસ, ને પેટમાં ( ચુલામાં ) ભડીયા ખોસ.
પોસ, ને ભડીયા ખોસ.
પોસ પાણીમાં પાંચસેં પૂર્વજ.
પોસ, હાંડી સોસ, સાસુ રોષ, ને વહુ સંતોષ.
પોહોર દહાડો ચઢ્યો, ને પેટમાં ખાડો પડ્યો.
પોળી ફૂટી, ને પુરણ નિકળ્યું.
પ્યાજ ખાધે કંઈ કપૂરનો વાસ આવે ?
પ્રથમ ગ્રાસે મક્ષિકા ભક્ષણમ્.
પ્રભુ જેને રાખે, તેને કોણ ચાખે.
પ્રભુને ઘેર અવળો ન્યાય નહીં હોય.
પ્રભુ પળમાં ચ્હાય તેમ કરે.
પ્રયત્ન વિના પ્રારબ્ધ લંગડું ( લૂલું ).
પ્રયત્ને પ્રભુ, ને યત્ને વિભુ.

પ્રયત્ને પ્રભુ સહાય.

પ્રવૃત્તિમાં શું પ્રીત, ને નિવૃત્તિમાં વસવું;
ક્હે અખા એ બે ન બને, લોટ ખાવો ને ભસવું.

પ્રસૂતાની પીડા વાંઝણી ( વંધ્યા ) શું જાણે?

પ્રાઘૂર્ણકને સર્પ શી રીતે મરાવાય?

પ્રાણ ને પ્રકૃતિ સાથે જાય.

પ્રાલબ્ધમાં હોય તે થાય.

પ્રીત એસી કીજીએ, જેસો ટંકણ ખાર;
આપ જલે પર રીઝવે ( પરકુ રખે ) ,ભાંગ્યાં સાંધે હાડ.
પ્રીત કરીએ અસરાફ્ફી, જેસો શિરકો બાલ;
કટે કટાવે ફીર આવે, કભુ ન છોડે ખ્યાલ.

પ્રીતતો પિત્તળ, ને સગપણ તે સોનું.

પ્રીત ત્યાં છોછ શી ?

પ્રીત ત્યાં પડદો કેસો, ને પડદો ત્યાં પ્રીત કેસી.

પ્રીત પિત્તળ, ને સગાઇ સોનું.

પ્રીતમાં રીત હોય નહીં.

પ્રેમ ને પ્રભુતામાં ભાગીઓ પાલવે નહીં.

પ્રેમને પ્રાલબ્ધ નથી.

પ્રેમે પ્રાણ ટકી રહે, પ્રેમે પ્રાણ ન જાય;
પ્રેમે પ્રાણ અપાયછે, પ્રેમે પ્રાણ રખાય.

ફઇનું પલ્લું માશીને, ને માશીનું ફઇને.

ફકીરડીનું ધ્યાન ચુંથામાં.

ફકીરની ઝોળીમાં હાથ નાખવો ( એ સારૂં નહીં ).

ફકીરનો ( સાંઇનો ) તકિયો, જેને ગમે તે બેસે.

ફકીરા નચિંત, કે જ્યાં સુતા ત્યાં મસીત.

ફકીરા મસીત, ને જ્યાં પડ્યા ત્યાં નચિંત.

ફકત નામ પછાડી રહે છે.

ફજેતીના ફાળકા.

ફૂટ કરીને કહે, તો ગામ બહાર જઇને રહે;
નફૂટ કરીને કહે, તો ગામમાં આવી રહે.

ફૂટને ફૂટ હોય નહીં.
ફડશ મૂકી આખાને ખાવા ન ધાવું.
ફત્તેહના ડંકા.
ફરતાં ફરતાં તરતાં ઘણાં.
ફરતા ફરતી છાંયડી છે.
ફરતી છાંઈ.
ફરરર ફું, ને ઘેર જઇને ખાશે શું ?
ફરી ફરીને બાપનું બારમું, ને બાઇડીનું અઘરણી આવતું નથી.
ફરી ફોક, ને રાજાના રોગ.
ફરી યત્ન કરો.
ફરે કપાળ, તો શું કરે ભૂપાળ.
ફરે તે ચરે, ને બાંધ્યું ભૂખે મરે ( બેઠો ભૂખે મરે ).
ફળ ટુંકું, ને બીજ મોટું.
ફળના ઝાડને સૌ કોઇ પથ્થર મારે.
ફાંસ કાઢતાં પેસે સાલ—ફાંસ કાઢતાં સાલ પેઠું.
ફાંસુની ફૂઈ, ને ફસકે મુઇ.
ફાંસુની ફોઈ, ને અથડાઈ મોઈ.
ફાટાં કપડાંએ તો લાજે, ને ઘરડાં માબાપે તો ગાજે.
ફાટાં લુગડાં ને ઘરડાં માબાપ કાઢી નખાતાં નથી.
ફાટામાં ( ફાટેલામાં ) સૌ પગ ઘાલે.
ફાટે તૂટે કપડે, પણ ઘર દિલ્હીમે.
ફાટેલ લુગડાં ને ગરીબ માબાપે લાજવું નહીં.
ફાટેલ લુગડે લજાઇએ, પણ ઘરડે માબાપે લજાઇએ નહીં.
ફાટે લુગડે ને ઘરડે માબાપે શું લાજ છે ?
ફાતડા રૂવે ક્યાંયનું ક્યાંય, ને વાણિયો ઝાડકે માંયનું માંય.
ફાલી ફુલીને ગધેડા બનવું.
ફાલુ ને વળી વીંછીએ કરડયો.

ફાવે તેવું વેતરવું.
ફાવેલા કોહલાએ વાત્રણ પકડી.
ફાવ્યો ( ડાહ્યો ) વખણાય.
ફાસફુસની તાપણી, ને પરદેશીની પ્રીત.
ફીકર બુરી ચીજ છે.
ફીક્કાં ખાંડે દાણો નિકળે નહીં.
ફીર ફીર બનિયા ગુડ નહીં દેવે.
ફીરખી આટા ખુટા.
ફુઅડનાં ઉઘાડે કોણ ને દે કોણ ?
ફુઅડને ઘેર જોડ કમાડ, ઉઘાડે કોણ ને અડકાવે કોણ ?

ફુઅડને ઘેર ફુઅડ ગઈ, ને ગાલે ગહોરા દઇને રહી;
ઉહોરે ફુઅડના ધણી, અન્ન થોડું ને માખો ઘણી.

ફુઅડનો મેલ ફાગણે જાય.
ફુઅડ રાંડને પાથરતાં વહાણું થાય.
ફુઈ આવી દીસે, ને મારાં છોકરાં બ્હીશે, માસીને તો તેડ,
મણની માગણ તલ, ને માસીને ભાણે ભર.
ફુઈ તેવી ભત્રિજી, ને દાંત તેવી બત્રીશી.
ફુદની ખારક આંખો કાઢે.
ફુઇની ફોફલીઆરી સારી, ફુઓ ગયો ન સારી ( નવસારી ),
ને ત્યાંથી લાવ્યો કસારી.
ફુઈ, ને થંડા પાણીની કુઈ.
ફુઇ, ને પાછલી રાતે સુઈ.
ફુઇને મુછ હતે, તો કાકાજી કહેવાતે.

ફુટ કાકડી તુરિયાં, ને કારેલાંનું શાક;
તાવે સંદેશો મોકલ્યો, આજ આવું કે કાલ.

ફુલકી કળી, મેરા શિરપર ધરી, અરધી મેં જમીનમે ગરી,
પિયુ આવે સો પૂછું, ભાર ઉંચકે સો જીવે ક્યું ?

ફુલ તો કપાસકા, ઓર ફુલ કાયકા,
દૂધ તો માયકા, ઓર દૂધ કાયકા,

પુત તો ગાયકા, ઔર પુત કાયકા,
રાજા તો મેઘરાજા, ઔર રાજા કાયકા.

ફુલ નહીં, ને ફુલની પાંખડી.

ફુલ પડ્યું કે ચોસર ગુંથવાની વાત.

ફુલ ફટાકીયા, ને ફુલનાં છાણાં, ઘેર જાય ત્યારે કલેદાં કાણાં.

ફુલ ફટાકીયા ફાંટમાં છાણું, ઘેર આવ્યા કલેડું કાણું.

ફુલ ફુલ્યાં કુવારાં, ને કાણીઓ કહે મને પરણાવો.

ફુલબાઇના કાંસામાં કાંઇ ફેદો હોય ?

ફુલાસાની ફોઈ, ને કુલાં ફૂટી મોઈ.

ફુલીને દેડકા બનવું ?

ફુલીબાઈની ફુલ, ને છોકરાં ખાય ધૂળ.

ફુલીબાનું ફુમતું.

ફુલીમાનો ફાકડો, ને ઓરમાન માનું હેત.

ફુલે તે કરમાય.

ફુવાના બાપનું શ્રાદ્ધ.

ફુસિયાળા હજો, પણ ઓસિયાળા ન હજો.

ફૂટનારીને ઝોકો.

ફૂટી ખમાય, પણ દીઠી ( દેખી ) ન ખમાય.

ફૂટી સહેવાય, પણ આંજી ( દેખતી ) નહીં સહેવાય.

ફૂટેલું મોતી, ને તૂટેલું મન, સાંધી નહીં શકાય.

ફૂટેલું મોતી હાથ નહીં આવે.

ફોઇની ખારેકો આંખો કાઢે.

ફોઇને મૂછો હોય, તો કાકો કેમ ન કહેવાય.

ફોકટકી ગાડી, ફોકટકા બેલ, ઔર બંદેકા ટચકારા.

ફોકટની ફુઈ, ને અફળાઇ મુઈ.

ફોકટની ફુઇ, ને કુલાં કૂટીને મુઈ.

ફોકટ બીચની, ને કરે બડાઇ.

ફોકટ બીસની, ને તેલનો હલવો.

ફોકટ મિલે તો હમકુ બી સુનાઇઓ, મગર ભાડા તુમારે શિર.

બંદા ખાય, કે તાપે,—બંદા ખાવે, ઓર તાપે.
બંદા તો ઝબોલ ઝબોલકે ખાય.
બંદા લડાવે પળી પળી, ને રામ લડાવે કુપ્પા.

બંધાણી ને બાયડી, બેઉના એક સ્વભાવ;
મ્હોડે મ્હોડે ના કહે, લીધા ઉપર ભાવ.

બકરામાં સાવજ પડ્યો.
બકરીકી મા બચ્ચેકી કબ તલક ખેર માગે.
બકરીના મ્હોંમાં કાળીંગડું હોય નહીં.
બકરી બી મેરી.
બકરી બીલાં ભાંગતાં શિખે.
બકરૂં કાઢતાં ઉંટ ( ઉંટિયું ) પેસે ( પેઠું ).
બકરૂં કાઢતાં પેઠું ઉંટ.
બક્ષીસ લાખોની, ને હિસાબ કોડીનો.
બખત આવે બાંકા, તો ગધેકુ કહેના કાકા.
બગલમેં છુરી, મ્હોંમાં રામ રામ.
બગલમેં લડકા, શહેરમેં ઢંઢેરા.
બગલાને ડોળે લાભ.
બગાસું ખાતાં સાકરનો ગાંગડો મળ્યો.
બચ્યું તે ખરૂં.
બજારમાં ચાર, ને વાડીમાં અઢાર.
બડા ઘર, ભૂતકા ડર.

બડા બડાઈ ના કરે, ઓર બડા ન બોલે બોલ;
હીરા મુખસેં ક્યું કહે, લાખ હમારા મોલ.

બડી ચીજ કે ગાંઠ રૂપૈયા, ( બીજાએ કહ્યું કે નહીં ) બડી ચીજકે છીનકું સાતપાંચ ભૈયા, મારે થપ્પડ ઓર છીન લે રૂપૈયા.
બડી બડી બાતાં, ને બગલમેં હાથાં ( ઈટાં ).
બડી બી બડી બી અપને મિયા જમાદાર હુએ, તોકે જમાદાર લાતે મરેંગે, ઓર તું પીસતી મર જાઈગી.

બડી ભેંસે પાડો જણ્યો.

બડે બડેકુ દુઃખ હયે, છોટેસેં દુઃખ દૂર;
તારે સબ ન્યારે રહે, ગ્રહે ચંદ્ર ઓર સૂર.
બડે બડેકુ દેખકે, છોટે ન દીજે ડાર;
કામ પડે સોયકા, તબ ક્યા કરે તરવાર.

બડે બાપકે પૂત.
બડે ભાઈ તો બડે ભાઈ, ને છોટે ભાઈ તો સુભાન અલ્લા.
બત્રીસ ગોધા ખાય, ત્યારે બત્રીસ લક્ષણો થાય.
બત્રીસ તેલ નહીં કરે, તે બત્રીસ દાંત કરે.
બદી કરેગા સો પાવેગા, ને નેકી કરેગા સો આગે આવેગા.
બધા પાલખીએ બેસે, ત્યારે ઉંચકે કોણ?
બધું ગામ ઘોરે, ત્યારે ઘેલી ઘેંસ ઓરે.
બનિયા ચોરે ( જોડે ) પળી પળી, ને રામ ઉઠાવે કુપ્પા.
બનિયાને બકરી મારી, મેં કાયકુ કહું ?
બનિયા ફીર ફીર ગુડ નહીં દેવે.

બપઈકે મન ધીર હે, દેખ દયાલકો કામ;
અજગર ડસ્યો પારધી, ઉડ ગયો ચતુર સુજાન.

બફા સો નફા, ઓર વા સો ધા.
બબા વિનાનો બાજંદો.
બમ ગોધો, ને ચપટી ચણા.

બમનકી ગઈ બછરી, રાવણકી ગઈ લંક;
દોનો દુઃખ સમાન હે, એ રાજા ઓ રંક.

બરછી ખોવાય, ને ગોળામાં જુઓ.
બરછી તો અંધી હે, લેકીન તુમતો અંધે નહીં હો.
બરાબરીસેં કીજીએ વિવાહ, વાદ, ઓર પ્રીત.
બરોબરીઆથી બાથ ભીડવી.

બલ બ્રાહ્મણ ને બાળ, એ ત્રણના વિવાહ કાળ;
બૈરી બિલાડી ને બલા, એ ત્રણને વિવાહ ભલા.

બલાડીના પેટમાં ખીર ટકે નહીં.

બલાડીનું અગ્નોળિયું સાત ઘેર ફરે.
બલાડીને છીંક આવી.

બલ્લાં કુત્તાં ને બ્રાહ્મણાં, સાંઢાં ને સુતારાં;
આયપત થોડું ( વહેંચવા થોડાં ) ને વેર ઘણું ( ઘણાં ),
એ છકાં ચુનારાં.

બહાર ફરે ગોકુળભાઈ, ને ઘરમાં ફરે મંગળભાઈ.
બહાર બકરી, ને ઘરમાં વાઘ.
બહાર મિયા અબેતએ, ઘરમે ચુએ પકે.
બહાર લાખનો, ને ઘરમાં ફાખનો.
બહુચરાજીનો કુકડો છાનો ન રહે.
બહુ તાંતણે બળિયું—બહુ તાંતર બળિયું.
બહુ દોડે, તે ( બહુ ) થાકે.
બહુ બોલ, તે બાંઠો.
બહુ બ્હીએ, તેને બહુ ખાય.
બહુ રણીઆને રણ નહીં, ને બહુ દુખીઆને દુઃખ નહીં.
બહુરત્ના વસુંધરા.
બહેન કહીને બેસાડે, ને વહુ કહીને ઉઠાડે.
બહેન જેવો ભાઈ.
બહેન તો ભાઈ ભાઈ કરે, ને ભાઈ તો બહેનના નાતરામાં ફરે.
બહેનને ઘેર ભાઈ, ને સાસુ ઘેર જમાઈ ( ચાકરી પામે ).
બહેરા આગળ ગાન.
બહેરા આગળ શંખ ફુંક્યો, તો કહે હાડકાં કરડેછે.
બહેરા ગામમાં બે બારસ.
બહેરૂં હોય, તે બે કાને સાંભળે.

બહેરે આગે ગાન, ઓર ગુંગે આગે ગુલ;
અંધે આગે નાચ, તીનો અલબલ.
બહેરો કહે બૂમ પડી, આંધળો કહે આવ્યા;
પાંગળો કહે ભાગો, નાગો કહે લૂટ્યા.

બહેરો કહે બૂમ પડી, આંધળો કહે એ આવ્યાં.
નાગો કહે મને લૂટી લેછે, ને પાંગળો કહે મારા પગ ભાંગ્યા.

બહેરો બે વાર સમજે.

બહેરો બે વાર હસે.

બળ એવું હૈયું નહીં.

બળ કરતાં કળ ચઢે.

બળ કરતાં બુદ્ધિ આગળી, જો ઉપજે તત્કાળ;
વાંદર સિંહ વગોવીઓ, એકલડે શિયાળ.

બળતા ઘરનો વાંસો, ને ન્હાસતા ચોરની કછોટી.

બળતા ઘરમાં દાંડો, જે બચ્યો તે ખરો.

બળતાને બાળવું ?

બળતામાં ઘી હોમવું.

બળતામાંથી બુક્યું, તે આપણા બાપનું.

બળતામાં વારી.

બળતું ઘર કૃષ્ણાર્પણ.

બળતું ઘર ભાડે કોણ લે ?

બળ થોડું ને ગર્જે ઘણું, રહેછે હામ શરદ;
સૌથી કરડે ચોગણો, મચ્છર બડો મરદ.

બળદ બ્રાહ્મણ ને બાળ, એ ત્રણેનો વિવાહ કાળ.
બ્રાહ્મણ બૈરી ને બલ્લા, એ ત્રણના વિવાહ ભલ્લા.

બળદ માતો, તો ખેડુ ખાતો.

બળદિયા પહેલી ગુણ કૂદે નહીં.

બળવાનના બે ભાગ.

બળિયાથી બાથ ભીડવી ?

બળિયાના બે ભાગ.

બળિયા સાથે બાથ ન ભીડવી( ભરવી ).

બળેવ તારા બળિયા, ને સુખડીએ દળીયા.

બળેવે બારમું.

બળ્યું ગામ બારડોલી, મુવું ગામ મહુવા;
ભસે ભસે કોદાદે ગયા, તો ખાધા દૂધ ને પહુવા.
બાંડા ગામમાં બે બારસ.
બાંડા ગામમાં બે બારસ, વચ્ચે આવી ધનતેરસ.
બાંડાનું બોટણ.
બાંડા બત્રીશ લક્ષણા—બાંડામાં બાર લક્ષણ.
બાંડામાં બોત્તેર, ને કાણામાં તોત્તેર ( ગુણ, કરોડ વિદ્યા હોય ).
બાંડા સાપને બે કોરનો માર ( બે પાસ મરો ).
બાંડો બોત્તેર લખણો.
બાંધી મૂઠ્ઠી લાખની, ઉઘાડી વા ખાય.
બાંધી મૂઠ્ઠી લાખની, ને ઉઘાડી રાખની.
બાંધી મૂઠ્ઠી લાખ બરાબર ( લાખ ટકાની, સવાલાખની ).
બાંધે ખેડુએ ગામ વસે નહીં.
બાંધે છોડે બાબરીઓ.
બાઇ અમરી, તો ગાંડે વળગી ભમરી.
બાઈ કલ્યાણી ખોબલે ધાણી, તોકે પેલે ઘેર જા.
બાઇજી, કરતાં આવ્યાં તેમ કરો, ને છાસની દોણી ભરો.
બાઇ તેરા ધરકા દો વડા.
બાઈનાં ફુલ બાઇને, ને શોભા મારા ભાઇને.
બાઇને કોઇ લેનાર (લે) નહીં, ને ભાઇને કોઈ દેનાર (દે)નહીં.
બાઈ બાઈ ઈંદર આવ, બાબુ બાબુ ભાગ જાઓ.
બાઈ બાઈ ઇસિકે ઘેર.
બાઈ મ્હોંનાં ભારે, ને ગામના લોક કાચડીછૂટા.
બાઘ નહીં દેખા, તો દેખ બલારા;
ચોર નહીં દેખા, તો દેખ સોનારા;
ભૂત નહીં દેખા, તો દેખ ભરવાડા.
બાજરી કહે મારું ઉંચું ઝાડ, મારે માથે ટોપી;
મારા ગણ ક્યારે જણાય કે ખાય દૂધને રોટી.

બાજરી કહે હું બલિહારી, લાંબાં લાંબાં પાન;
ઘોડા ખાય તો ગઢ ચઢે, બુઢ્ઢા થાય જવાન.
બાજરી બજારમાં, ને તાવડી તાનાંવાનાં કરે.
બાજરી બરતે ( બળતે ), ને કોદરી કરતે ( કળતે ).
બાજરી બેડે, ને બી લઇને તેડે.
બાણું લાખ માળવો.
બાદશાહ ત્યાં બજાર.
બાદશાહને ફકીરી આવજો, પણ ફકીરને બાદશાહી ન આવશો.
બાપ કરતાં દીકરા વધે—બાપ કરતાં બેટા સવાઇ.
બાપ કર્મી તો દીકરો ન કહાવ, દીકરો કર્મી તો બાપને લાવ.
બાપ જેવા બેટા, વડ તેવા તેટા.
બાપડી કહે, પણ કાપડી કોઇ ન સીવે.
બાપડી બાપડી સૌ કરે, પણ કાપડી કોઈ ન કરે.
બાપડી બાપડી સૌકોઇ કરે, પણ કાપડી ન કરે કોઇ.
બાપ તેવા બેટા, ને વડ તેવા ટેટા.
બાપ દીકરાને ચોર ઠેરવે.
બાપ દીવાનો, મા દીવાની, બાયડી મારી તુળજાભવાની.
બાપના રાજમાં ન સમાય, પણ માના રેંટિયામાં સમાય.
બાપની ફૂઈ, ને સગપણ ગયું વહી.
બાપની બૈયર પાણી પા, ને મા પાણી પા.
બાપનું બારમું, ને પડોશીનું ઘર, ફરી મળતું નથી.
બાપનું બારમું, ને બૈરીની અઘરણી, ફરી ફરીને આવતાં નથી.
બાપને બાપ નહીં કહું, તો પડોશીને કાકો કહેવાનો ?
બાપને બોખારાં વાગે, ને દીકરીને જોઇએ ઘરચોળાં.
બાપનો કૂવો હોય, માટે ડુબી મરાય નહીં.
બાપ બતાવ, કે શ્રાદ્ધ સાર.
બાપ બનિયા, ઓર પુત નવાબ.
બાપ મરેંગે, ને ખેલ ખોઇંગે.

બાપ લાખ ચાળીસના, ને દીકરા વ્યાજમાં ડુલી( ડુબી ) ગયાં.
બાપ લાખ છપ્પનના ખાવિંદ, ને દીકરા વ્યાજમાં ડુલે, પણ
બંદા પોતાનાં અપલક્ષણ કદી ન ભૂલે.
બાપ હજાર ચાળીસના ખાવંદ, ને દીકરા વ્યાજમાં ડુલ્યા.
બાપા, તેટલા ન આપા.
બાપા બાપા ઝાંપો ઢાંકું, તોકે દીકરા ઝાંપો શું કરવા ઢાંકે
મારૂં હૈયું ઝાંપા કરતાં મજબૂત છે.
બાપા બાપા ઝાંપો વાસું, તોકે બેટા મારૂં હૈયુંજ ઝાંપા જેવું
છે ને.

બાપા બાપા બાજરી, બાજરીએ બડબંગ;
જેનર ખાતા ઘુલરાં, તેની પાઘડીએ લવંગ.

બાપે ન મારી પેંજણી, ને બેટા તીરંબાજ.
બાપો બાજરિયાં.
બાબુડા ભાઈ દરવેશી બનલે.
બાયડી જુએ લાવતો, મા જુએ આવતો.
બાયડી નાતરે જાય, ને ધણી વળાવવા જાય.
બાયડીના પેટમાં છોકરૂં રહે, પણ વાત રહે નહીં.
બાયડીની કમાણી હાથ ધોવામણીમાં ચાલી જાય.
બાયડી બગડી, તેનો ભવ બગડયો.
બાર કોળાં, ને તેર લાગા ( ને તેરની રીત ).

બાર ( બહાર ) ગયે બારા, ને ઘેર બેઠાં અઠારા;
નર કંઈ કરે કરણી, તો નારાયણ થાય.
બાર ગાઉએ બોલી બદલે, તરૂવર બદલે શાખા;
ઘડપણમાં (જાતે દહાડે) કેશ બદલે, પણ લખણ ન બદલે
( મેલે ) લાખા.

બાર પુરબીઆ, ને તેર ચુલા ( ચોકા ).
બાર બાયડીએ બગલીનું જોર.
બાર બ્રાહ્મણે બકરીનું જોર.

બાર બોલાવણુ બેસણું, બીડું ને બહુ માન;
જે ઘર પાંચ બબ્બા નહીં, તે ઘર જાણ મસાણ.

બારમણનું કાળંગડું, ને તેર મણનું બી.

બાર મહિને બમણા.

બાર વરસની કન્યા, ને બે છોકરાંની મા.

બાર વરસે બગલી પાદી.

બાર વરસે બમણા, ને સો વરસે સવાયું.

બાર વરસે બાવો બોલ્યો, કે તેરા નખોદ જાઇઓ.

બાર હાથનું ચીભડું ( વેગણુ ), ને તેર હાથનું બી.

બારા બરસ દીલ્હીમે રહ્યા, લેકીન દીલ્હીકી ગાંડ બી ખબર નહીં.

બારી કહીને બારો મૂકવો.

બારે દહાડા કંઈ સરખા જાયછે ?

બારે દહાડા કોઈના સરખા ગયા નથી.

બારે દહાડા દીવાળી, ને શિર ચોપડે તહેવાર.

બારે બરસ દીલ્હીમેં રહે, ઓર ભાડભુંજાકા કીસબ ન પાયા.

બારે રાશિકા ભલા.

બારે વરસે ગોદાવરી.

બારે વરસે બાવો બોલ્યો, ત્યારે કહે બચ્ચા કાળ પડેગી.

બારે વરસે બેટો બોલ્યો, બાપા મને બપૈયો.

બારે વર્ષે વિવાહ, તે હૈયે હોરો.

બારૈયાનાં બારે વાટ.

બાવટો કહે હું ઝીણો દાણો, દેખંતી તો રઈ;
બાર મહિના મને ખાય, તો બોખો જાય સહી.

બાવડી ચસકી.

બાવળીએ બાથ ભર્યે, ચંદનની ગરજ ન સરે.

બાવા ગાયો બોત થઈ, તો કહે દૂધ પીએંગે.

બાવા ગાયો મરી ગઇ, તો કહે ગોબરગંધી મટી ( ગોબર કરતી મટી ).

બાવા ચેલા બોત, તો ભૂખે મરતે ભાગ જાયગા.
બાવા ચેલા બોત હુવા, તોકે માગ ખાઓ.
બાવા નમો નારાયણ, તો કહે તેરે ઘેર ધામા.
બાવાજી જેશ્રીરામ, તોકે બચ્ચા તેરેજ ઘેર ધામા.
બાવાજીની ટેકી, લગી તો લગી, નહીં તર રામ ઝૂકતો લગાઇ હે.
બાવાજી, ને બગલમાં લંગોટી.
બાવાજી સીતારામ, તો કહે તારે ઘેર ધામ.
બાવાના ચાંદે ચાંદ.
બાવા બદ્રીદાસ ( નાથ ), કે બીજાં ભગતડાં.
બાવો આવ્યે બળદ દુઝે નહીં.
બાવો નાચ્યો, ત્યારે બોદલી પણ ( ઘોડીએ )નાચી.
બાવો બેઠો જપે, ને જે આવે તે ખપે.
બાસી રહે ન કુત્તા ખાય.
બાળકથી શી બાકરી ?
બાળકરામનાં લગન, મચી રહ્યો જગન.
બાળવા જાય, તે કંઈ બળે ? ( બળે નહીં. )
બાળ હસે, ને વાળ ખસે.
બાળા, તેને શા દકાળા ?
બાળાસેં ખ્યાલ ( ખેલ ), નહીં ને બડેસેં વેર નહીં.

બીગડી સો સમરે નહીં, કોટી ખરચે દામ;
વાગનકો વૈરાટ ભયો, તોયે ન મીટચો નામ.

બીચમે મેરા ચાંદભાઇ.
બીજાવરની પરણી મહાસુખ પામશે.
બી તેવાં ફળ.

બિના બસાલે ચાકરી, બિના ઢાલકો જ્વાન;
એ દોનો ફીકાં લગે, જ્યું કથે બિન પાન.

બી બમણું, ને ખાવટી દોઢી.
બીબી થયાં વર જોગ, ત્યારે મિયા થયા ઘોર જોગ.
બીબી બાયકે જાય, ને મિયા દાઢીયાં ખોળે.

બીબી મરે તોબી હલવા, મિયા મરે તો બી હલવા.
બિચ્છુકા મંતર ન જાને, સાપકે બિલમે હાથ ડાલે.
બિલાડી ( ને ) કહે સીકું તૂટનાર નથી.
બિલાડીના પેટમાં ખીર રહે, તો બાયડીના પેટમાં વાત રહે.
બિલાડીની તલપથી સીકું ન તૂટે ?
બિલાડીનું બચ્ચું સાત ઘેર ફરે.
બિલાડીને ખીર પચે નહીં.
બિલાડીને છીંક આવી.
બિલાડીને હસવું થાય, ઉંદરનો જીવ ( જાન ) જાય.
બિલાડી મોજાએ તો ઉંદર પકડાતા હશે.
બિલ્લી બિલ્લી સાતવાર.
બુંદથી ગઈ, ( તે ) હોજથી ન આવે ( સુધરે ).
બુંદસેં જાય, સો હોજસેં ન આવે.
બુંદસેં બીગડી, હોજસેં નહીં સુધરતી હે.
બુડતાં શેવાળ પકડે ન ઉગરે.
બુડતાને તારવો.
બુડતું માણસ શેવાળ ( તણખલું )પકડે.
બુઠ્ઠા ઢોરને જુનાં કપડાં.
બુઠ્ઠી ઘોડી, લાલ લગામ.

બુઢો પરણે બાળકી, અભણ બેસે રાજ;
બોજ ઉપાડે બળિયા, એ સબ પરને કાજ.

બુધ, કરે સુધ.
બુધવાર બેવડે.
બુધીના બારે સરખા.

બુધે જાર બાજરી, બુધે નાર પાધરી ( પાંસરી );
બુધે ડોબું દોહવા દે, બુધે છોકરું ( હૈયું ) છાનું રહે.
બુધે જાર બાજરી, બુધે નાર પાધરી;
બુધે ડોબું દોહવા દે, બુધે છોરૂ રોતું રહે.

બુધે બેટી, ને ફરી નહીં ભેટી.

બૂમ ભેગો ટુકડો.
બુરા નીવાલા ખાઇએ, બુરા બોલ ન બોલીએ.
બે આંખની શરમ છે.
બે કાન વચ્ચે માથું.
બે ખરચીમે આટા ઢીલા.
બે ગોળીનો ચડવો.
બે ઘડીનો અંધાપો.
બે ઘરનો પરોણો ભૂખે મરે.
બે ઘર વચ્ચે આટા ઢીલા.
બે છીપનું મોતી રૂપાળું હોય.
બેટા બગલું ચીણે માર્યું?
બેટા મોટા થાઓ, પરણાવીએ છીએ.
બેટા હોય, ત્યારે બાપ કેની?
બેટી, તેની ગરદન હેઠી.
બેડુ ને સેડુ કસેલા કામના.
બેઠાં ખાઇ, ને કરે સગાઇ.
બેઠા કરતાં બજાર ( બેગાર ) ભલો.
બેઠાની ડાળ શા માટે કાપવી?
બેઠેલો પોપડો ઉખેડવો?
બેઠેલો પોપડો ન ઉખેડવો, ને સુતેલો ઝગડો ન જગાડવો.
બેડા ઉપર બેડું ચઢે, તે પાણીયારીને માથે ભાર.
બેડા ઉપર બેડું, તો પાણીઆરીને ભાર.
બેદિલ દોસ્ત ( નોકર ), દુશ્મનની ગરજ સારે.
બે ધારની તરવારે રમવું?
બેની લડાઇમાં ત્રીજાનું કામ થાય.
બેની લડાઇમાં ત્રીજો ખાઇ જાય.

બે પાંદડાંનું પતરાળું, ને એક પાંદડાનો દડિયો;
ગોદાવરીના સંઘમાં, રાંડી રાંડો લડીઓ.

બે પૈસાના ડોસાજીએ, ગાડીએ શું જાવું?
કરમમાં લખ્યાં હોય દીવેલ, તો ઘી ક્યાંથી ખાવું.

બે બગડે બાવીશ.

બે બાવીસની ગરજ સારે.

બે ભાણાં ભેગાં થાય, ત્યારે ખખડ્યા વગર રહે નહીં.

બે મળ્યા, ત્યાં બાવીસનો ભો ટળ્યો.

બે મારા, ને ત્રણ તારા.

બે મ્હોડાની ચાફળ.

બેરીકો આદર ભાવ બૂરો, ભલો મિત્રકો ત્રાસ;
જબ સૂરજ ગરમી કરે, તબ બરખનકી આસ.

બે હાથ વગર તાળી ન પડે.

બે હાથ વચ્ચે પેટ છે.

બે હાથે બાપડું, કરગરા ભેળું કમાય;
માગણ આવ્યું માગવા, ત્યારે દુઃખની દુબળા ગાય.

બેસ કહેતાં સુઈ જાય.

બેસતો રાજા, આવતો મેહ, ને નવી વહુ,
વગર વિચારે, તેની વાઃ વાઃ કરે સહુ.

બેસતો રાજા, ને આવતી વહુ, પંકાયાં તો પંકાયાં.

બેસતો રાજા, ને આવતી વહુ, ભાર પડ્યો તો પડ્યો.

બેસતો રાજા, ને ઉઠતો પસ્તાગીઓ, શેપ પડે તો પડે.

બેસવાની ડાળ કાપવી ( ભાંગવી ) નહીં.

બેસવાનું જાણ્યું હતું, પણ ઉંચકવાનું થયું.

બેસીએ જોઈ, તો ઉઠાડે નહીં કોઈ.

બેસીને સુવું.

બૈરાંની બુદ્ધિ પાનીએ.

બૈરીને મ્હોડે સવામણનું તાળું હોય છે.

બોડી માથે કરાં.

બોડે માથે બાવળીઓ.

બોહાણાની વ્હેલ.

ખોત ગઈ થોડી રહી, થોડામાંથી જાવે;
થોડા સુખને કારણે, મૂરખ રેન ક્યું ગુમવે.

ખોત ગઈ, ને થોડી રહી.

ખોત ગઈ ને થોડી રહી, થોડે મેં ઘટ જાય;
એક પલકકે કારણે, બાજી ક્યું ગમાય.

ખોત ખોયા, ને ઉગ્યા ઘાસ.

ખોત લંબા, સો ખોત બેવકૂફ.

ખોખડીની બે જાય.

ખોરડીનો કાંટો ચમચમીને રહે.

ખોલતાનાં બોર વેચાય, ના બોલે તેની ખારેક પણ ન વેચાય.

ખોલના બમણા, ને લાખની સવાઈ.

ખોલ બે રંડી નવાબ, તોકે નવાબ.

ખોલવું અને લોટ ફાકવો, એ સાથે ન બને.

ખોલવું, કે બકવું ?

ખોલવું તેવું પાળવું.

ખોલાવાડો બોલે નહીં, પણ બોળે.

ખોલી ગોકળજી પંડ્યાની, ને ચાલ ઝુમલાની.

ખોલી ઠોલી મશ્કરી, હાંસી ખેલ હરામ;
ઇમાન જો પ્રભુ ના મિલે, તો તુલસીદાસ.

ખોલે તેનાં બોર વેચાય.

ખોલે તે બે ખાય.

ખોલે તે બે ખાય, ને ના બોલે તે ત્રણ ખાય.

ખોલે નહીં, ત્યારે હાજ સમજવી.

ખોલે નહીં, ને બોળી બાળે.

ખોલ્યા વગર માએ ન પીરસે.

ખોલ્યું બહાર પડે, ને રાંધ્યું વરે પડે.

બ્રહ્માને ત્યાં કંઈ નખોદ છે ?

બ્રાહ્મણ કહી છૂટે, ને બળદ વહી છૂટે.

બ્રાહ્મણ કહે તે કરીએ, પણ કરે તે ન કરીએ.

બ્રાહ્મણ કીધા જમવા, ને ભવાયા કીધા રમવા;
કોળી કીધા લૂટવા, ને રાંડીરાંડ કીધી કૂટવા.

બ્રાહ્મણ ઘેર ખાય, ને ઝેર ખાય બરાબર.

બ્રાહ્મણ ન વાર્યો, તો કણેક વારી.

બ્રાહ્મણની જાન લૂટાય, કંઈ ગરાસીઆની જાન લૂટાય ?

બ્રાહ્મણ નીવારા, ને કણવારા.

બ્રાહ્મણનું ખાધે જાય.

બ્રાહ્મણનું ગયું લાડવે, ને કુંભારનું ગયું ધાડવે.

બ્રાહ્મણનું રાંધેલું બ્રાહ્મણ ખાય, કે બ્રાહ્મણની ભેંસ ખાય ?

બ્રાહ્મણને ઘેર ખાવું, ને ઝેર ખાવું બરાબર.

બ્રાહ્મણને ઘેર વરો, ને કુતરાંનો મરો.

બ્રાહ્મણને મન ગાય, પણ આખલાને મન ગાય ?

બ્રાહ્મણને લાડુ મળ્યા, એટલે બધું મળ્યું.

બ્રાહ્મણને વચને, ને વિષ્ણુને પ્રસાદે.

બ્રાહ્મણનો છોકરો ભીખ ભાગે, ને વાણિયો હોય તે વણજ કરે.

બ્રાહ્મણનો દીકરો ભીખ માગીને ખાય.

બ્રાહ્મણ પાસે સાપ મરાવવો ?

બ્રાહ્મણ ભાઈ દેડકાની પાંચ્છેરી.

બ્રાહ્મણ ભાઇની બુધ થોડી, ભેંસ વેચીને લીધી ઘોડી;
ઘોડીની ગાંડમાં પેઠું સાલ, ઘોડી તારો ધણી મરે, ધીમે ધીમે ચાલ.

બ્રાહ્મણ ભાઈ માગે ને મગવે.

બ્રાહ્મણ ભીંત, ને નદી ઓરડો.

બ્રાહ્મણ મળે, ત્યાં સુધી દીકરાના સમ કોણ ખાય.

બ્રાહ્મણ વચને ખડ દાભ, તો કહે કે જજમાન વચને દેડકી ગાય.

બ્રાહ્મણ વટલે તો તરકમાંથી જાય ?

બ્રાહ્મણવાયું ગામ, ને બગવાયું ઢોર ( સરખાં ).
ભંગીકી જોરૂ રંગી, અફીણીઆકી જોરૂ રાંડ;
દારૂવાળેકી જોરૂ યું કહે, કે આયા મેરા ગડગડતા સાંઢ.

ભંભેરીને ભૂત કરવું.

ભગત કહેછે ભગતાણીને, સાંભળ મારી વાણી;
ત્રણ બોલાવ્યા ને તેર આવ્યા, દે દાળમાં પાણી.

ભગત ભયા લેકીન દાનત બુરી, મુખમે રામ બગલમે છુરી.
ભગાના ઘર જેવું કરી બેઠો છ.
ભજે તેના ભગવાન.

ભડળી કાં તું ડળી, જેઠે વંઠ્યાં મૂળ;
જો વરસે શ્રવણ પંચક, તો થાળ ભરાવું કૂર.

ભણતવ્યમ્ તોબી મરતવ્યમ્, નહીં ભણતવ્યમ્ તોબી મરત-
વ્યમ્, કિમ્ વૃથા માથાકૂટ કરતવ્યમ્ ?
ભણતાં પંડિત નિપજે, લખતાં લહિયો થાય.

ભણના ગણના ચાતુરી, તીનુ બાતાં સ્હેલ;
કામદહન મન વશકરણ, ગગન ચઢન મુસ્કેલ.

ભણી ગણીને ઊંધા વળ્યા.
ભણી ભણીને ભૂલે, ને બ્રાહ્મણની મત ફુલે.
ભણે ગણે તે નામું લખે, ને ન ભણે તે દીવો ધરે.
ભણે તેની વિદ્યા, મારે તેની તરવાર, પાળે તેનો ધર્મ.
ભણેલાને ચાર આંખ, ને અભણ લેં આંધળો.
ભણ્યા કરતાં ગણ્યો અનુભવ, તો ઠ.
ભણ્યા પણ ગણ્યા નહીં.
ભણ્યા વનાનો ભવ બળ્યો.
ભણ્યો કણબી કટંબ બોળે.
ભણ્યો ગણ્યો તે નામું લખે ( ઘોડે ચઢે ).
ભણ્યો ભૂલે, ને તારો ડુબે.
ભણ્યો ભૂલે, પણ અભણ ન ભૂલે.
ભઠિયારાનાં ( છોકરાં ) કંઇ ભૂખે મરે ?
ભટજી તમે પરણ્યા.
ભટ ભણ્યા કે વાગોળ્યા ?
ભટ ભણે છે, કે ટીપણાં ફાડે છે ?

ભપકા ભારી ખીસાં ખાલી, માર ખાનેકી નિશાણી.
ભભુત લગાવે ભાગ્ય ન છુપે.
 ભમે તે ભૂખે ન મરે, રમે તે રળી ન ખાય;
 ઉંઘેથી આયુષ્ય ન વધે, આળસથી દેવાદાર થાય.
ભય વિના પ્રીત નહીં.
 ભર આષાડે ઘર ચુવે, ભાદરવે ભેંસ મર જાય;
 ફૂટે કરમ ફકીરકે, ભરી ચલમ ઢલ જાય.
ભરતાં ભરાય—ભરતામાં ભરાય.
ભરતીમેં ભરે, ખાલીપર બુંદ ન પડે.
ભરમ ભારી ખીસાં ખાલી.
ભરમ હોય તે સારો.
ભરવાડનું સૂતક કદી ઉતરે નહીં.
ભરવાડને વહાલો વગડો.
ભરવાડ ભાઇ ભૂતની જાત.
ભરવાડ સદા સૂતકી.
ભરવાડ સૂતકમાંથી પરવારે, ત્યારે ખાય કેની ?
ભરવાડો સૂતકી ટળે નહીં.
 ભરીયાકુ સૌકો ભરે, હાલાને કોઇ ન ભરંત;
 મારો સાળો મોઝીઓ, કે મને કંઇ ન આપંત.
 ભરીયાકે ઘેર સૌકો ભરે, ને દુઃખીઆને દુઃખ આવી મળે;
 રાંધ્યા પછી બળતું બળે, ને રાંડ્યા પછી દયણું દળે.
ભરો એક ગાગરડી, તો આવે એક નાગરડી.
ભરોસાની ભેંસ ભૂખે મરે.
ભરોસાની ભેંસે પાડો જણ્યો.
ભરોસો પુરૂષનો ?
ભર્યા હાંલ્લાંની ખરવાડ.
ભર્યા ચરૂમાંથી એક દાણો ચાંપી જોવો, તે ઉપરથી પરીક્ષા.
ભર્યા પેટપર ખાંડ ભી ખારી.
ભર્યો ન છલકાય, પણ અધુરો છલકાય.

ભર્યો હશે, તે કોઈ દિન ફલવાશે ( વાવરશે ).
ભલ ભલા (ભલા ભલા) કુંવારા, ને ખોજાને બે બૈરી (બૈરર).
ભલ ભલા કુંવારા, ને બાંડા વરને બે કન્યા.
ભલા કર, ભલા હોયગા.
ભલાની દુનિયા નથી.
ભલાની વહુને સૌ ભાભી કહેવા જાય.
ભલા ભલી પૃથ્વી.
ભલા ભાઈના બોલ, કે તરત વાગ્યાં ઢોલ.
ભલા ભાઈની પ્રીત.
ભલી ભેંસે પાડો જણ્યો.
ભલી ભેંસે પોદળો કર્યો.
ભલી મારી કુતરી, ને નદી પાર ઉતરી.
ભલું થયું ને ભાગી જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ.
ભલે ભલે કે પડ્યો દુકાળ, ને સગાસંબંધીનો પામ્યા પાર.
ભલે મુઓ ભાભો, જે જડ્યો ગોદડાંનો ગાભો.

ભલે સંગ બેઠીએ, ખાઇએ નાગર પાન;
બુરે સંગ બેઠીએ, કટાઇએ નાક ઓર કાન.

ભવાની માએ ભલું કર્યું, આંખ પ્રમાણે ફૂલું ઘડ્યું.
ભવિષ્ય વાત ભૂલાય.
ભસતાં ઉપર ધૂળ વાળવી.
ભસતા કુતરાને રોટલીનો કટકો.
ભસતા કુત્તા કાટે નહીં—ભસતો કુતરો કરડે નહીં.
ભસતા કુત્તા કાટે નહીં, ને ગાજ્યા મેહ વરસે નહીં, બુંક્યા ભીલ મારે નહીં.
ભસવું ને લોટ ખાવો, એ બે ન બને.
ભસવું ને લોટ ફાકવો, એ સાથે થાય નહીં.
ભસે તે કરડે નહીં, ને કરડે તે ભસે નહીં.
ભાંગી ધાડ દેડવાડે.
ભાંગી હાંલ્લી કાંઈ ચુલે ચડતી હશે ?

ભાંગે ઘડે કાંકા ન ચડે.
ભાંગે નહીં, તેટલાં ખોખરાં કરે.
ભાંગ્યું ગાડે ઘલાય ( ઘલાશે ).
ભાંગ્યું હામ કંસારે જાય.
ભાંગ્યું ભાંગ્યું, તોએ ભરૂચ.
ભાંજગડીઆનાં છોકરાં ભૂખે મરે.
ભાંડ, ઢાંડ, ને ભરવાડ.
ભાંડ નહીં બોલે, તો ભેંસ આપું.
ભાંયરામાં નાગી થઇને નાચી, તે પણ છાનું નથી રહ્યું.
ભા અપશુકન બોલશો નહીં, તોકે માણકંથભાઈ હાંજ બળજો.
ભાઈ, આજ બે આંખની શરમ.
ભાઇઓ જેની ભારજા ભૂંડી રે, તેની પીડ અંતરમાં ઉંડી રે.
ભાઈ કરતાં ભાઈબંધ વહાલો.
ભાઈ ક્યાં, તો કે ઉભા ત્યાંના ત્યાં.
ભાઈ, બેપ હાર્યા, કંઈ જન્મ તો નથી હાર્યા.
ભાઈ જોડે જવાનું, પણ ભાભી જોડે જમવાનું.
ભાઇનાં છાજીઆમાં, બહેન મણા મૂકે નહીં. (શું બાકી રાખે ?)
ભાઈનાં મોસાળાં, તેવાં બહેનનાં ગીત.
ભાઈના જોડા ભાઈના પગમાં.
ભાઈની ગાડી, ને બાપના બેલ, ને બંદા બેઠા કરે સ્હેલ.
ભાઈની ટોપી (પાઘડી) ભાઇને માથે, ભાઈ ચાલ્યા ઉઘાડે માથે.
ભાઈનું ખાજ, તે બાઈનું અખાજ.
ભાઇને કોઈ દે નહીં, ને બાઇને કોઈ લે નહીં.
ભાઇનો ભરમ ત્યાં સારૂં.
ભાઈ મળ્યા, એટલે પરમેશ્વર મળ્યા.
ભાઈ મારો ભોળો, આપી જાય ચડવો, ને લઈ જાય ગોળો.
ભાગનો ગડદો.
ભાગી રાતે ભવાડા.
ભાગે ચોરી મોંઘી ન કહેવાય.

ભાગોળે ભેંસ, ને ઘેર ઝડકા ( ધમોણાં ).
ભાગ્ય છૂપે નહીં, ભભૂત લગાયા.
ભાગ્યમાં હોય, તો ઘેર બેઠાં આવે.
ભાગ્યવાનના બેરૂ, ને ગોપીચંદન ને ગેરૂ.
ભાગ્યવાનને ઘેર ભૂત રળે.
ભાગ્યવાનને ત્યાં ભૂત રળે, ને અક્રર્મીના પૂત નહીં રળે.
ભાગ્યવાનને ભૂત રળે, અક્રર્મીનાં છોકરાં ભૂખે મરે.
ભાગ્ય વિના નર કોડી ન પાવે.
ભાગ્યશાળીને પગલે પગલે નિધાન.
ભાગ્યશાળીને ભૂત રળી આપે ( રળે ).
ભાગ્યશાળીને ભૂત રળે, ને અક્રર્મીને બૈયર મરે.
ભાગ્યાના બેરૂ, ને ગોપીચંદન ને ગેરૂ.
ભાગ્યો વાણિયો દલાલ, ને ભાગ્યો પારસી કલાલ.
ભાગ્યો વાણિયો દલાલું કરે, ને ભાગ્યો પારસી કલાલું કરે.
ભાડભુજાની ભેંસ, ચરવું થોડું ને તરવું ઘણું.

ભાટ ચારણને કૂતરૂં, બાંધી બેસે દ્વાર;
ખાય પણ ખસે નહીં, લાજે નહીં લગાર.

ભાટનો બેટડો ભાટ.

ભાટ બ્રાહ્મણનું લાકડું, વણ પેસાર્યું પેસે;
રસ્તે જતાં મળ્યા હોય તો, ઘેર આવીને બેસે.
ભાટ બ્રાહ્મણનું લાકડું, તે અણપેસાર્યું પેસે;
કહ્યું હોય ચોરે આવજો, તો ઘેર આવીને બેસે.
ભાટ રાજા, ગોલારાણા, શેકડ બ્હેની નામ;
માથાં ચુટ્યાં અને ફુલ વાગ્યાં, એ પાંચ એક નામ.
ભાટાં ટાટાં ને બ્રાહ્મણાં, સઇને સુથારાં;
વહેંચણ થોડી ને વટવાડ ઘણી, ને છકું પીંજારાં.

ભાટીઆં, ટાટીઆં વણકર, ઢેડ, રાતે લઢે ને દહાડે (વહાણે) એક.
ભાડાની વ્હેલ, ને ઉલાળી ( ઉલાળી )મેલ.

ભાણેજ ભાગમાં (ભાગ) નહીં, ને જમાઈ લાગમાં(લાગ) નહીં.
ભાણેજાં તે તાણેજાં, ને દેખતાં ને માગતાં, ને ન આપે તો શાપતાં.

ભાણે બેસી ભૂખ્યો ઉઠે, ચાકરની રાખે માઝા;
ઘરની બાયડીથી શરમાય, એ ત્રણે મૂરખના રાજા.

ભાણે ભર્યે ન તોખીઓ, કર ચાટે શું થાય ?
ભાદરવાની ભેંસ.
ભાદરવાની ભેંસ, ચરવું થોડું તરવું ઘણું.
ભાદરવાની ભેંસને ચરવાનું થોડું, ને તરવાનું ઘણું.
ભાદરવાની ભેંસે પાડો જણ્યો.
ભાદરવે ભટુ, ને આખાડે ટટુ.
ભા ભણે તે સારૂં ( સાચું ).
ભાભાજી નાતરૂં કરો, તો કહે તમારીજ સાથે.
ભાભાજી ભારમાં, તો વહુ લાજમાં.
ભાભાજી મુઆ, ને ગોહડી પરવારી.
ભાભા ઢોરાં ક્યાં ચારીશું, તો કે ત્યાંના ત્યાં.
ભાભા નાતરૂં, તોકે તારી વેર.
ભાભા ભારમાં, તો વહુ લાજમાં.
ભાભીજી આંજે, ને હું નહીં આંજું ?
ભારો વેચતાં ભવ ગયો, પણ રાયકાવાડો દેખ્યો નહીં.
ભાલાની અણી, ને ચોખાની કણી, માર્યા વગર રહે નહીં.
ભાવતું ઓસડ વૈદે દીધું.
ભાવતું'તું ને વૈદે કહ્યું.
ભાવના તેવી સિદ્ધિ.
ભાવતું ભડકું સારૂં, પણ કમનનો કંસાર ખોટો.
ભાવ વિના ભક્તિ નહીં.
ભાવ શું છે, તો કહે કે ધડોજ કોણ કરેછે ?
ભાવિ આગળ કોઇ ડાહ્યું નથી.
ભાવિ આગળ કોઇ ફાવી ગયું નથી.

ભાવિ ભૂલાવે, તેમાં આપણો ઉપાય ?
ભાવિ મિથ્યા થતું નથી.
ભાવે એટલું ખાવું નહીં, ને આવડે એટલું લવવું નહીં.
ભાવેએ રામ, ને નહીં ભાવેએ રામ.
ભિન્ન રૂચિર્હિ લોકાઃ
ભીંત જોઇને ભાર મૂકવો.
ભીંતને પણ કાન હોયછે.
ભીખ તેને ભૂખ શી ( શેની ) ?
ભીખ ન આપવી, ને પત્તર ફોડવું ?
ભીખનાં હાંલ્લાં કોઇ દહાડો સીકે ચઢવાનાં નથી.
ભીખનાં હાંલ્લાં ( ભાંડ ) સીકે ન ચઢે.
ભીખ ના આપે, ને પત્તર ફોડે.
ભીખ ને ભારો, તે સવારનો ( સવારો ) સારો.
ભીખને માથે ભેઠ ( ભઠ ).
ભીખનો ભારો, ને સવારનો સારો.
ભીખ, ભારો, ને ભણવું, એ ત્રણે સવારું.
ભીખ માગતાં ન આવડતી હોય, તો તમાકુ ખાતાં શિખો.
ભીખ માગવા કરતાં ભૂખે મરવું સારૂં.
ભીખારી ભીખારી મેર મેરીઆં.
ભીમ ખાય, ને શકુનિ હગે.
ભીમ ભાઇનાં ભેટડાં, ને જીવના જાન.
ભીલની ભૈયારી, ને જીવનો જાન.
ભીલનું ભાલોડું સોંસરૂં ઉતરે.
ભુંગળ વિનાની ભવઇ.
ભુવાનું માન જાગરીઆ વધારે.
ભુવો ધુણે, તોએ નાળીએર તો ઘર ભણીજ નાખે.
ભુવો ભુવાનું કહે, ને જાગરીઓ જાગરીઆનું કહે.
ભૂંડણનું છાણ લીપ્યામાં આવે નહીં, ને થાપ્યામાં આવે નહીં.
ભૂંડના છાણનો ખપ પડયો, ત્યારે ભૂંડ ઉકરડે હગ્યો.

ભૂંડ, ભાઠેલો, ને બાંડો સાપ, એનો વિશ્વાસ કરવો નહીં.
ભૂંડ, ભાઠેલો, ને બાંડો સાપ, એનો વિશ્વાસ કરે તેનો ગધેડો બાપ.
ભૂંડાં કામ ભાણકીનાં.
ભૂંડા ચોરને રૂડા શુકન ન મળે.
ભૂંડાથી ભૂત ન્હાસે.
ભૂંડાનું મ્હોં કાળું.
ભૂંડામાં ભૂંડી ભૂખ.
ભૂંડા મ્હોંને ભઈડકું, ને હવાડાનું પાણી.
ભૂંડી ભૂંડાશ મૂકે નહીં.
ભૂંડી રાંડને ભાઈ ઘણા.
ભૂંડી રાંડે બમણો વરો.
ભૂંડી રાંડે ભવ બળ્યો.
ભૂંડું તાકે, તેનું ભૂંડું થાય.
ભૂંડું ભૂંડાનો ભાવ ભજ્યા વગર કંઈ રહે ? ( રહે નહીં ).

ભૂખ ગઈ ભોજન મિલો, હંડ ગઈ મિલી કબા;
જોબન ગયો ત્રિયા મિલી, તીનો આગ લગા.

ભૂખ ઘણી હોય, પણ બે હાથે ન ખવાય.
ભૂખ ન ગણે ભાખરો.

ભૂખ ન જાણે એઠો ભાત, તરસ ન જાણે ધોબી ઘાટ;
પ્રીત ન જાણે જાત કજાત, નિંદ ન જાણે તૂટી ખાટ.
ભૂખ ન જાણે ભાવતું, ને પ્રીત ન જાણે જાત;
ઉંઘ ન જાણે સાથરો, જ્યાં સૂતા ત્યાં રાત.

ભૂખ ના જુએ ભાખરો, ને ઉંઘ ના જુએ સાથરો.
ભૂખ ને ઉંઘ વાળી લે.
ભૂખ મનાવે દુઃખ.

ભૂખ રાંડ ભૂંડી, આંખ જાય ઉંડી;
પગ થાય પાણી, ને આંસુ આવે તાણી.

ભૂખ વિનાનું ખાવું, ને મન વિનાનું ગાવું.

ભૂખી કુતરી બોટીલાં ખાય.

ભૂખે ભરડો ભાવે, ને ઉંઘ ઉકરડે આવે;

ભૂખેકો ક્યા લૂખા, ઓર નીંદકો ક્યા તકિયા ?

ભૂખે મરતાંને છોકરાં ઘણાં.

ભૂખે મરતી ભઇડાને જાય.

ભૂખે મરતો ચોરી શિખે.

ભૂખે મરતો છોકરાં વેચે.

ભૂખે મરવા કરતાં ભાલે મરવું સારૂં.

ભૂખે મરવું, ને ભોંય સુઈ રહેવું.

ભૂખેસેં પૂછા દો ઓર દો ક્યા, કહા ચાર રોટીઆં.

ભૂખ્યાં પોર્યાં ઉંટ ઉપર ઉડે, ને ઉપાધ્યાને આટો.

ભૂખ્યાની પીડ ધરાયો જાણે નહીં.

ભૂખ્યું તેને કાંઇ ન દુખીઉં.

ભૂખ્યો કહેશે ધરાઇશ નહીં, ને ધરાયો કહેશે ખાઇશ નહીં.

ભૂખ્યો જાણે ધરાઇશ નહીં, ને જમ્યો જાણે ખાઇશ નહીં.

ભૂખ્યો બ્રાહ્મણ, ને ધરાયો વાણિયો છેડવો નહીં.

ભૂખ્યો ભરડાને જાય.

ભૂખ્યો ભાટ ગામ બાળે.

ભૂખ્યો ભાટ પોકારે.

ભૂખ્યો બારી વેચે, ને ધરાયો ઉધારે માગે.

ભૂખ્યો સિંહ તરણું ન ખાય.

ભૂત ગયું ત્યાં પલીત જાગ્યું.

ભૂતનું ઠેકાણું આંબલી.

ભૂતને બાકળાનું નૈવેદ્ય.

ભૂતનો અવાસ ( વાસ ) પીપળે.

ભૂત ભાઈની યારી, ને જીવનો જાન.

ભૂત, ભાટેલો, ને બાંડો સાપ, એનો વિશ્વાસ કરે તેનો ગધેડો બાપ.

ભૂત ભુસકા મારે, હરંમાન હડીઓ કાઢે.

ભૂત મુવું, ને પ્રેત જાગ્યું—ભૂત મરીને પલીત જાગ્યાં.

ભૂતાં ન દેખ્યાં હોય, તો દેખ ભરવાડા.
ભૂલ તો બ્રાહ્મણની પણ થાય.
ભૂલનો ભોગવટો નથી.
ભૂલી બ્હેનનાં ભામણાં, ને તેલ ફંટોલ ને આમળાં.
ભૂલ્યા ત્યાંથી ફરી ગણો.
ભૂલ્યો ઘા એરણ ખમે.
ભેંસ આગળ ભાગવત, ને અંધા આગળ આરસી.
ભેંસ કૂદે, તે ખીલડાને જોરે ( ખીલડા વરાંસે ).
ભેંસ કૂદે, તે ખીલાને બળે ( ખીલા વરાંસે ).
ભેંસ ચારે ભાણજી, ને વરત ખાય મુસો.
ભેંસ છોડીને ખીલાનાં દાન.
ભેંસડાંને દરાઝ નહીં, ને શ્રાવકને સરાધ નહીં.
ભેંસનાં શિંગડાં કંઈ ભેંસને ભારે પડવાનાં છે ?
ભેંસનાં શિંગડાં ભેંસને ભારે.
ભેંસના ઉપર ઉન્હું પાણી બી સરખું, ને ટાઢું પાણી બી સરખું.
ભેંસના મ્હોં આગળ ભાગવત ( ભાગળ ) ?
ભેંસની અગાડી ભાગવત, ને કપાસીઆનો ટોપલો.
ભેંસ ભાગોળે, છાસ છાગોળે, ને ઘેર ધમાધમ.
ભેંસ ભાગોળે, ને ઘેર છાસની લડવાડ( ઝડકા ).
ભેંસ મુડતાં વાર કેટલી ?
ભેંસ લેવી દોહીને, ને બળદિયા લેવા જોડીને.
ભે ( ભય ) વિના પ્રીત નહીં.
ભોંયનાં પડ્યાં કંઈ ભોંયે રહેવાનાં છે ?
ભોંયનાં પડ્યાં ભોંયે રહે નહીં.
ભોંય ( ભૂંઈ ) પડ્યા બમણા.
ભોંય પડ્યો પોદળો ધૂળ લે.
ભોગે રોગ ભયમ્.
ભો બો પીછે ડાલા,—ભો હોતા સો ડાલ દીયા.
ભોળા આપે ચડવા, ને દેખડાવે ડોળા.

ભોળો આપે ચડવા, ને લઈ જાય ગોળા.

ભોળો દેખાડે ગોળો, ને આપે ચડવો.

મંકોડો કહે મા હું ગોળનું ચાડવું લાવ્યો, તોકે દીકરા તારી કેડજ કહેછની.

મંકોડો ખીજવાય, ત્યારે પોતાની ગાંડ કરડે.

મંગા એકનેકુ, પણ દીયા ઉકાનેકુ.

મંછા ભૂત, ને શંકા ડાકણ.

મંડાય ત્યાં છંડાય.

મંતર કરતાં તંતર વધે.

મગ કહે મારો કાળો દાણો, મારે માથે ચાંદુ;
મારો ખપ ક્યારે પડે, કે માણસ પડે માંદુ.
મગ કહે હું કાળો દાણો, મારે મ્હોડે ચાંદુ;
એ ચાર મહિના મને ખાય, તો માણસ ઉઠાડું માંદુ.

મગ ગણે, તે ધણી માંડા કેમ ભૂલે.

મગનાં મરી ના કહેવાય.

મગનું નામ મરી ન કહે.

મગને ભાવે મરી વેચાય.

મગમાંથી પગ નિકળ્યા.

મગ માળા, તો ડાંખળ તાળાં.

મગર મંકોડો લડીયલ કાઠી, તે ત્રણેથી ત્રિયા બુધ માઠી.

મગર મંકોડા લડીયલ કાઠી, તાપેં બુધ ત્રિયાકી માઠી;
અપનો દિલ ચાહો જત કરણું, નહીંતર પ્રાણ ત્યાગ કર મરણું.

મગ સાથે મરી.

મઘાનું પાણી, ને અમૃત વાણી.

મઘા, ને ઘરમાં બેસીને હઘા.

મઘામાં વાવે ભલ, પૂર્વામાં વાવે તલ;
ઓતરામાં વાવે પાછ, હાથિયામાં વાવે ભાજી.

મઝે મોંઘી, ને ફજેતી તો સોંઘી.

મઠને ખેતર માંજો ( માળવો )નહીં, ને કુંવારાને સાળો નહીં.

મઠ વાળી આવરો લણું.
મણનાં તૂટયાં પર્ણાએ સંધાય ? ( શેરે ન સંધાય. )
મણનું માથું જજો, પણ ( ટીચકા જેટલું ) નાક ન જજો.
મણનું માથું જાય તે સારૂં, પણ નવટાંકનું નાક જાય તે માઠું.
મણમાં આઠ પાંચ્છેરીની ભૂલ ?
મત વનું માછલું, ને ગત વનો ભીલ, મારવું સોહીલું, ને સ-
મજાવવું દોહીલું.
મથુરાંનો પેંડો, ખાય તે પણ પસ્તાય, ને નહીં ખાય તે પણ
પસ્તાય.
મથુરાંનો પેંડો ન્યારો.
મધલાળે કીડી.
મન કહે કે માળવે ચઢું, ને કર્મ કહે કે કાંટામાં પડું.
મન કહે ધરાઇશ નહીં, ભૂખ કહે ખાઇશ નહીં.
મન કહે હું માળવે જાઉં, ને કર્મ કહે કોઠીમાં પેસું.
મન કહે હું માળિયે બેસું, કર્મ કહે હું કોઠીમાં પેસું.
મનકી મનમેં રહી, ઓર હો ગઈ ઓર.
મન ગમે, ને બોચી દહણે.
મન ચંગા, તો ઘેર બેઠાં ગંગા ( સો કથરોટમેં ગંગા ).
મન જાણે, કે કોથળો.
મન જાણે પાપ, ને મા જાણે બાપ.
મન જાય તો જાને દો, તું મત જા શરીર;
બિના પણછકી કામઠી, કયું લગેગો તીર ?
મન તેવા સંસાર.
મન તો માંકડું છે.
મન નહીં, તેની મંછા પણ નહીં.
મનની મનમાં રહી.
મનની વાત મનમાં રહી જવાની.
મનને ગમે તે માંડ, ને લોક બોલે તે ગાંડ.
મનમાં હુલ્લાસ, ને મળ્યો ફાલ્ગુન માસ.

મનમાં પરણ્યા, ને મનમાં રાંડ્યા.
મન માન્યું, ત્યાં જાત શી જોવી ?
મન માળવે ગયુંચ.
મન મુડ્યા વિના માથું મુડ્યું શા કામનું.
મન મેલા તન ઉજળા, બગલા કપટી અંગ;
તાતે તો કૌઆ ભલા, તન મન એકહી રંગ.
મન મેલું, ને કર્મ ઘેલું.
મન, મોતી, ને કાચ, ત્રણે તૂટે ( તૂટ્યાં ) તો સંધાય નહીં ( સંધાતાં નથી ).
મન વગર મળવું ( મ્હાલવું ), ને ભીંતે ( જઈ ) આથડવું.
મન વિનાનું મળવું, ને દાંત વિનાનું ગળવું.
મન વિના મ્હાલવું, ને પગ વિના ચાલવું.
મન હોય ચંગા, તો કથરોટમેં ગંગા.
મન હોય, તો માળવે જવાય ( મળાય ).
મનામણાં, ત્યાં રીસામણાં.
મની મની દૂધ પીશો, તોકે સણસણીને રહીશું.
મની માસી દૂધ પીવું છે ? " અહણી રહીશું ".
મને માંધો, ને આપે લાડબાયો.
મનોમન સાક્ષી.
મફતકા ખાના, ઓર મસીદમેં સોના.
મફતકા ચંદન, ઘસ મેરે લાલિયા.
મફતકે મૂલેકી કેલે જેસી મઝા.
મફતના મરી કોને તીખાં લાગે ?
મફતની ચારવી, ને સામા સેઢે લઈ જવી.
મફતનું ખાવું, ને મસીદે સુવું.
મમા વગરના માથુર.
મમા વિનાનો મરદ.
મરઘડી માતી થઇ, ત્યારે ગાંડ સાંકડી થઈ.
મરઘડી હોય, ત્યાંજ વ્હાણું વાતું હશે ?

મરઘા ચરંતિ માધવા.
મરઘીનું મોત ઢેફૂલે.
મરઘી ખી (ખાના) મારના, ઓર પર (પીંછ) ખોસના !
મરઘી માતી થઇને ભેંસ થાય?
મરઘો હશે, ત્યાંજ વ્હાણું વાતું હશે?
મરચું એટલું તીખું, ને તીખું નહીં તે મરચું નહીં.
મરજી હોય તો કંઈ અઘરૂં નથી.
મરજો મા, ને જીવજો માસી, માની પહેલાં થજો માસીનું છમાસી.
મરતાં રહ્યું તે ઘરડું, ને ખાતાં રહ્યું તે બી.
મરતાં વારને ભૂત થયું?
મરતાને મારવો નહીં.
મરતા માટીને બાપ કહે, ન જીવે. (કંઈ જીવે ?)
મરતી વૈયરને મા કહી, તો તે જીવીને શું કરે ?
મરતી વૈરીને મા કહી, તેથી કંઈ જીવે ?
મરતું જાય, ને (ઘરનાંને) મારતું જાય.
મરતો મારે, ને ડુબતો ડુબાડે.
મરતો મોઢ, શરમાળી (શ્રીમાળી)ને મારે.
મરદંગના મ્હોંપર આટો મૂકીએ, તો તે પણ સારી બોલે.
મરદકી બાતાં, ઓર ગદ્દેકી લાતાં.
મરદની ગરદમાં રહીએ, પણ નામરદની સોડમાં (છાયામાં) ન રહીએ.
મરદની ગીરદ સારી, પણ નામરદની છાયા બુરી.
મરદની હુંટી, ને વૈરાંની ધુંટી.
મરદ મરે નામકુ, નામરદ મરે નાનકુ.
મરદ મુછાળા, બળદ પુછાળા, વ્હેલ ઉલાળી, બાયડી કુલાળી.
મરદ મુછાળો, ને બળદ પુછાળો.
મરદ રડે નામને, ને વૈરી રડે દામને.
મરદાં હીમત, તો મદદે ખુદા.
મરનારને ઉંચકનારની શી ફિકર ? (પીડ નથી.)

મરમર કરતાં મોટું થાય, ને જીવજીવ કરતાં જીવડાં જાય.
મરવાના સૌ કેડે, જીવવાનું કોઈ નથી.
મરવાની થો થાય, તો વાઘરીવાડે જાય.
મરવું એ વાત નિઃસંશય છે.
મરો, પણ ઘર ન ભણો.
મરીને કાંઈ માગ્યું જતાય નહીં.
મરી, ગીહું, ને રાઈ, તેના ઘડયા પિત્રાઈ.
મરે તો મહિનાના, ને જીવે તો જામના.
મરે ત્યાં મોકાણ.
મરે નહીં, ને માંચો મૂકે પણ નહીં.
મરે નહીં, ને માંદો થાય.
મર્કટ, ને વળી મદિરા પીધી.
મર્કટની કોટે મણી બાંધવું ?
મલણ એટલું બળણ.
મલોખાં મમળાવે ( મીઠાં કરે ), કંઇ શેરડીનો સ્વાદ આવે ?
મસાણ ગયાં લાકડાં પાછાં ન આવે ?
મસાણના લાડુમાં એળચીનો સ્વાદ ક્યાંથી ?
મસાણના લાડુમાં એળચી હોય ?
મસાણ જ્ઞાન.
મસાણે ગયાં મુડદાં પાછાં આવેછ ? ( ન વળે. )
મશાલચી આંધળો.
મશ્કરીમાં ઠશ્કરી થઈ જાય.
મહાજન તો માબાપ છે, પણ મારી ખીટી નહીં ફરે.
મહાજનનો ગોધો.
મહાદેવના ગુણ પાર્વતી જાણે.
મહાદેવના ગુણ ભયડો જાણે, ને સાસુના ગુણ વહુ જાણે.
મહાદેવને લીધે માળવો મીઠો.
મહાદેવ મળ્યા સાંઢીઓ પૂજાય. [ પણ લઈશું.
મહારાજ જમશો કે સીધું લેશો ? તોકે જમીશું ને સીધું

મહારાજ નમો નારાયણ, તો બચ્ચા તેરેજ ઘેરધામા.
મહુડાની ખોટ કોકડીઓમાં.
મહુવા મહાલસે અનાવલા બાંકા, જ્યાં દેખું ત્યાં શાપુરજી કાકા.
મહુવા સરખું શહેર લૂટયું, તો સુરતડીના શું ભાર ?
મહેનતનો બદલો મળ્યા વગર રહેતો નથી.
મહેનત બરબાદ, ગુન્હા લાઝીમ.

મહોબત અચ્છી બેઠીએ, ખાઇએ નાગરપાન;
બુરી મહોબત બેઠકે, કટાઇએ નાક ઓર કાન.

મળે ચાર બોડી, તો કિલ્લા નાખે તોડી.
મળે તો માથું આપું, ન મળે તો મૂળ કાપું.
મળે તો મીર, નહીંતર ફકીર.
મળે તો મીર, નહીં મળે તો ફકીર, ને મરે તો (સારે)પીર.
મળ્યાની મકર ફદીઓ.
મળ્યા ભાઇની પ્રીત.
માંકડ ને વળી મૂછો આવી.

માંકડમુછો, ને માંજરો, જેને હૈયે નવ હોય વાળ;
તેના શુકન જોઇને ચાલીએ, તો નિશ્ચે ખૂટે કાળ.

માંકડાને મ્હોં ભર્યેથી કામ.
માંકડી ભેંસ ને ચાંદરો પાડો, એ એંધાણીએ કણબીવાડો.
માંડણમાં ભેંસ પડે, ને દેડકાં આંતે લાગે.
માંડવો બાંધવા સૌ આવે, પણ છોડવા કોઇ ન આવે.
માંહી પેઠાનો માગ નહીં, ને ઉપર ધાણનો માર.
માંસ ખાઇને હાડકાં કોટે બાંધવાં ?
માંસ ખાય, તે હાડકાં કોટે ન બાંધે.
મા આગળ મોસાળ, તો કે મારૂં પિયર.
મા આગળ મોસાળ વખાણે.
માઈ બાપુ ચેલે બોત હુવે, તોકે આપસેં મંગ ખાઇંગે.
માઇ માઇ ઈંદર આવ, ઓર બાપુ બાપુ ભાગ જાઓ ( બહાર રહો).
માએ જણ્યાં રતન બધાં સરખાં.

માકડ, મચ્છર, જૂ, ને જાતિ, એને મારવામાં પાપજ નથી.
માકડ ( માખી ) મારે, તે માણસ મારે.
માકડ સાથે પાટલો માર ખાય.
માકડી મારી મા.
માખણ વલોવ્યું કે પાણી.

માખ મકોડો મૂરખ નર, સદા રહે લપટાય;
ભમર ભોરીંગ ને ચતુર નર, કરડી આઘો જાય.

માખી જુએ ચાંદું, ને વૈદ જુએ માદું.
માખીનો વાઘ.
માખી મધનો સંચય કરે, પણ આહાર લૂટે.
માખીમાંથી તેલ કાઢે ( એવો ).

માગણ કનુ આળસ કરે, તસ્કર જાય ન જાય;
ચાકર બિચારા ક્યા કરે, કે લુણ પરાયા ખાય.

માગીને ખાવું, ને મસીદે સુવું.
માગે ઘીએ કંઈ ચુરમું ( પૂરી ) થાય.
માગે તાગે કામ સરે, તો વ્હેલા મારો દૈવરાત કરે.
માગે ભીખ, પૂછે ગામકી જમા.
માગ્યાં ( તો ) મુક્તાફળ મળે, પણ ભીખને માઠે ભઠ.
માગ્યા ઘીનાં ચુરમાં શાં ?
માગ્યાથી મરવું ભલું, માગે મોટી હાણ.
માગ્યામાંથી માગે, તેની ઝુંપડી લાગે.
માગ્યામાં માગવું ?
માગ્યા મેહ વરસ્યા.
માગ્યા વગર, મા પણ ન પીરસે ( નવ પીરસે માય ).
માગ્યું ( તો ) મોત ( પણ ) આવતું નથી ( નઆવે ).
મા ઘરડે, ને દીકરો ચોખા ખાય.
માચીએ બેઠાં આળ આવે.
માચીમાંનો માંકડ ( માકણ ).
મા જાણે બાપ, ને મન જાણે પાપ.

મા જાણે મોટો થાય, ને જમ જાણે ઓછો થાય.
મા જુએ આવતો, ને બૈરી જુએ લાવતો.
માટીના માનવી, માટી માંહે મળી, કાયા તારી જશે જાણ ભાઈ.
માટી માટિયા, ને બૈયર નાટિયા.
માડા બાપને ટો ટાવ આવ્યો, ને ટપ મુઓ ( મરી ગયો ).
માડી જુએ આવતો, ને લાડી જુએ લાવતો.
માણકમાઉ, ને મોડા ઉઠ્યા.
માણસ જાત છે, ભૂલે પણ ખરા.
માણસ જોઇને વાત કરવી.
માણસ જોતું વસી, ને સોનું જોવું કસી.
માણસ તેટલાં લાડ, ને ગોદડાં તેટલી ટાઢ.
માણસ ધારે, ને ખુદા પાર ઉતારે.
માણસના કરમ આડું પાંદડું.
માણસની ઓળમાં ન હોય તેને શું ?
માણસની પરીક્ષા પંથે કે પાડોશે.
માણસનું ધારવું, ને ખુદાનું કરવું.
માણસનું માપ તેનું મન છે.
માણસનું મેલું, ને લાકડાનું પોલું ( માલમ ન પડે ).
માણસને ઇશારત, ને ગધેડાને ડફણાં.
માણસ પરખાય મનથી.
માણસમાં ચાડિયો, ને જનાવરમાં હાડિયો.
માણસમાં લેવાય, કે વગડે લેવાય.
માણસ માણસમાં આંતરો, કોઇ ઝવેર ને કોઈ કાંકરો.
માણસ માણસમાં આંતરો, ઝવેર ને કાંઈક કાંકરો.
માણસ વહાલું નથી, પણ તેનું કામ વહાલું છે.
માણસે માણસે ફેર, એક લાખે ( નાણું નાખે ) ન મળે, ને એક ટકાના તેર.
મા તે મા, ને બીજા વગડાના વા.
મા તે માયો, ને બાપ તે ખાટલાનો પાયો.

મા તેવી છોકરી.
મા તેવી દીકરી, ને કામ તેવી ઠીકરી.
માથાં મ્હોંને વારજે, મ્હોં માથું ભંગાવશે.
માથા ફરતાં મનોહર મોટા.
માથાના નીમાળા (મુવાળા) પગે લુછીએ, (લોહીએ) તોકે મને ખુંચેછે.

માથું આપે, તે મિત્ર.
માથું કાપીને ( વાઢીને ) પાઘડી બંધાવવી? ( બંધાવી ).
માથું દુખે, ને પેટમાં કૂટવું ?
માથું રાખે પાઘડી, ને પાઘડી રાખે માથાને.
માથું વાઢીને બેસવા આપીએ, તોકે ડગેછે.
માથું સોંપ્યું, ત્યારે નાક કાનનો શો ઉધારો ?
માથે ઓઢી ચાદર, જ્યાં બેઠા ત્યાં પાદર.
માથે છેડો નાખ્યો, તેને શું કહેવું ?
માથેથી ઉતરી સગા બાપને.
માથે દડાકા, ને પેટમાં ભડાકા.
માથે પડી વિશ્વદેવા ( વસનદેવા ).
માથે પડે પરણો, અણપેસાડ્યો પેસે.
મા દીવાની, બહેન દીવાની, બૈરી મારી તુળજાભવાની.
માધવના ગુણ મહાદેવજી જાણે.
માધિયો માર્યો, ને ગોદડી પરવાર્યો.
માધિયો મુઓ, ને ગોદડી પરવારી.
માનતા ચોરને કોટવાલ પણ દંડે નહીં.
માના પેટમાંથી કોણ શિખીને આવ્યું છે ?
માના રેંટીયામાં સમાય, પણ બાપની રાજધાનીમાં નહીં સમાય
માનીતી ને વળી દીકરો જણ્યો.
માને ગુણ ગળી જાય.
મા બહીઆરી, ને પુત ફૂસેખાં.
મા બહીઆરી, બાપ કલાલ, ઉસકા બેટા છેલા લાલ.

મા મને કોઠીમાંથી કાઢ, બાફ નહીં માગું.
મા મને મોળીઓ કહે.
મા મરે સોહેલી, ભાણા ખડખડ દોહેલી.
માન્યા તે દેવ.
માન્યા ( માને ) તો દેવ, નહીં તો પથરા ( પથ્થર ).
માન્યા ત્યાં સુધી દેવ.
માબાપનો વશે, ને પડોશીનું ઘર, ફરી ફરીને આવે નહીં.
મામલમાં નહીં તે માટી.
મામા ઇશાણી, ને કોથળી ( કોદરી ) વિસાણી.
મામા ત્યાં લગી મોસાળ, ને કાકા ત્યાં લગી કટુંબ.
મામાનાં મારેકણાં, ને ફોઇનાં લાડેકડાં.
મામાના મૂળગા ગયા.
મામા મીઢળ લેવા ગયા.
મામા મીઢળ લેવા ગયા, તે ભાણેજ રાંડી ત્યારે પાછા આવ્યા.
મા મુઈ, ને ઓછાડ પણ લેતી ગઈ.
મા મૂળો ને બાપ ગાજર, તેના દીકરા (ચેલા) સમશેર બહાદર.
મા મૈયારી, ને બાપ બ્રાહ્મણ.
માય વિના સુનો સંસાર, માય વિના તે શો અવતાર?
માયા દેખી મુનિવર ચળે.
માયાના મૂળગાએ ગયા.
માયાને ભો છે, કાયાને ( ભો ) નથી.
માયા ને મરી, ને કાયા થાય નરી.
માયા સો મિટ્ટી, ઓર પટ્ટણ સો દટ્ટણ.
માર ચોદમું રતન છે.
મારતાનો હાથ ઝલાય, પણ બોલનારની જીભ ન ઝલાય.
મારતાનો હાથ પકડાય, પણ બોલતાનું મ્હોં ન પકડાય.
મારતા મિયાની તરવાર.
મારતા મિયાનો મુલક.
મારતેકી આગુ, ને ભાગતેકી પીછુ.

મારથી સૌ ન્હાસે.
મારનાર કરતાં બચાવનાર મોટો છે.
મારનારનો હાથ ઝલાય, કાંઈ બોલનારની જીભ ઝલાય ?
મારનાર પણ તું, ને તારનાર પણ તું.
મારફાડ, ને જીવે દાતાર.
માર ખાવા ધનાળું.
માર ખુદું, ને કર સુદું.
માર ભાગું ભૂત પણ ન્હાસે.
માર મોર તોબા.
મારવાડના મઉ.
મારવાડની ગાય, ને માળવાનો વાછરડો.
મારવી માખ, ને ચઢાવવી તોપ.
મારવું કે મરવું.
મારવો ઉંદર, ને ખોદવો ડુંગર.
મારવો તો મીર, ને ખાવી તો ખીર.
મારવો તો મીર, ને પહેરવાં તો ચીર.
મારવો તો હાથી, લૂટવો તો ભંડાર;
પરણવું તો પદ્મની, પહોંચવું તો દરબાર.
માર સાર જીવે દાતાર.
મારા બાપનો કક્કો ખરો.
મારા મુંગવે, ત્યાં લગી પરો ખીચડી ખાઉં.
મોારીને મુસલમાન કરવો.
માનતીને રડવા ન દે.
માના પેટમાંશણ ચાવલ છડે, ને મારે હાથ ફેફોળા પડે.
માના રેંટીયાસરી મા, ને તારી મા તે હેં હેં.
માનીતી ને વળી ગુણ જાણતી, ને છેડો સાહીને તાણતી.
માને ગુણ ગળી જાયી ભોળી, શેરની કરે સાઠ પોળી;
મા ભઠીઆરી, ને પુત ફોળી, માગે તેને નાખે ઢોળી.
મા ભઠીઆરી, બાપ કલાલ;રાં દે.

મારૂં તારૂં સહિયારૂં, ને મારૂં મારા બાપનું.
મારૂં તે સારૂં.
મારૂં લાત, તો કાઢું ભાત.
મારનો મગ થે ડર્યું, પણ મેં ન ડર્યું.
માર મગ ઢીલો.
મારે ટટ્ટુ, કંપે તેજી.
મારે તેના બાપનો.
મારે તેની તરવાર, ને જીતે તેનું રાજ.
મારે તેની તરવાર, ને પાળે તેનો ધર્મ.
મારે તેની તરવાર, બાંધે તેની નહીં.
મારે તેનો હાથ ઝલાય, પણ બોલે તેની જીભ ન ઝલાય.
મારે તો પચ્ચા, વાતો સચ્ચા.
મારે ન મુઆ, તો દીઠે શું મરશે ?
મારે ન હોય, તો મારા પડોશીને હજો.
મારે મિયા, ને ફુલે પીંજારો ( પીંજારી ).
મારે મુગલ, ને ફુલાય પીંજારા.
માર્યા કરતાં પદાઇ ભારે.
માર્યા ન મરે, તેના દીઠા શું મરે ?
માર્યો ગંભીરો, ને ગઈ બલા.
માર્યો ભીલ ભેંસલો ( ભેંસલું ) ન ઓળંગે.
માલકા માલ વરે, ને પૈસા પાણીમે.
માલ ખાય માટીનો, ને ગીત ગાય વીરાનાં.
માલ ખાવો આશકનો, ને ગીત ગાવાં વીરાનાં.
માલ પ્રમાણે મૂલ.
માલ ભલે લૂંટી ગયા, પણ ભરટીઉં મારી પાસે છે કની.
માલ માતાનો, ને કરો ભંડારો.
માલ માલના ભૂકા, ને પૈસા પાણીમાં.
માલ વગર લાલ ન થાય.
માસ વરસે, ને દિન સૂકે.

માશીને છીંક આવી.
માસી સાટે માસો, તેનો શો જાસો ?
માહ આધે, ને કામળ ખાંધે.
માહ મહિનાનાં માવઠાં.
માહેલા ( માહેના )ગુણ મહાદેવજી જાણે.
માળવાનો રાજા રીઝયો, તો મૂઠી ભરી મગ આપે.
માળવામાં લીધું, તે મહાદેવનો પ્રતાપ.

માળાતો મનકી ભલી, ઔર કાષ્ટકા ભારા;
જાણ પુરૂષકી એક ઘડી, મૂર્ખકા જન્મારા.

માળાના મણકા સર્વ સરખા છે.
માળાના ( માલાના ) મૂળગા ગયા.
માળી રૂઠયો ફુલનો ધણી.
માળી રૂઠયો ફુલ લેશે, પણ ચોટલી નહીં લે.
માળી રૂઠયો ફુલ લેશે, પણ જાન તો ન લે.
માળી સીંચે ચોગણાં, પણ રત વિના ફળ નહીં.
માળી સીંચે સો મણ પાણી, પણ રત વિના ફળ ન હોય.
મિટ્ટીમાં મીટ્ટી.

મિત્ર એસા કીજીએ, ઢાલ સરીખા હોય;
સુખમાં પીછા પડયા રહે, દુ:ખમાં આગળ હોય.

મિત્રતા ને વેર, એ બરોબરીઆથી શોભે.
મિયાકી બેસકુ ડોળાં કયું કહા જાવે ?
મિયા કે ચાંદે ચાંદ.
મિયા કયું રોતે હો, તો બંદેકી સુરત હી એસી.
મિયા ખોડા, ને બીબી ઝમકુ.
મિયા ચોરે પળી પળી, ને બંદા ઉઠાવે કુપ્પા.
મિયા ચોરે મૂકે, ને અલ્લા ચોરે ઉટે.
મિયા છેલછટાક, ને બીબી ધૂળ ઝટાક.
મિયા છોડે, પણ બીબી કયું છોડે ?

મિયા જાય મક્કે, તો બીબી જાય માળવે.
મિયા તેવી ( પ્રમાણે ) ઘોર.
મિયા થયા બીબી જોગ, ત્યાં બીબી થયાં ઘોર જોગ.
મિયા થાય ઘોર જોગ, ત્યારે બીબી થાય ઘર જોગ.
મિયા દાઢીઆં ખોળે, ને બીબી બાચકે જાય.
મિયાની દાઢી બળે, ને દાસીને અજવાળું થાય.
મિયાની દાઢી બળે, ને બીબીને તાપણું થાય.
મિયાની બકરી સુંઢે નહીં, ને સુંઢે તો વાઘ મારે.
મિયાની ભેંસને ડોબું કેમ કહેવાય?
મિયાની વાદે ચણા ન ચાવીએ.
મિયા નૂરાં, ને લેખાં પૂરાં.
મિયા પડ્યા પડ્યા, પણ ટંગડી ઉંચી ( ને ઉંચી ).
મિયા પાધા, તોકે ગાંડજ દીસકુ હે?
મિયા બીબી રાજી, તો ક્યા કરે મિયા કાજી?
મિયાભાઈકી બાતો, ને મખીઆંકી લાતો.
મિયાભાઈની ગાડી, છોડે ત્યાં મળે તાડી.
મિયાભાઈની ગાડી, જ્યાં મળી તાડી ત્યાં છોડી પાડી.
મિયાભાઇની ચાંદે ચાંદ.
મિયાભાઈની બડી બડી વાતો.
મિયાભાઈની યારી, તે ઝાંપા લગી સમજવી.
મિયાભાઈ પારેવાની જાત.
મિયા મજુરીએ જાય, ને બીબી દાઢિયાં ખોળે.
મિયા મરે, ને મસીદે દીવા થાય.
મિયા મસીદમાંનાં કોડિયાં ચાટે, ને બીબીને ફુલેલ.
મિયા મહાદેવનો જોગ ખાય નહીં.
મિયા માદા, ને વળી ભાંગ પાધી.
મિયા માદા, પણ ટંગડી ઉંચી.
મિયા મુસા, વા ને પાણી.
મિયા રોતા ક્યું, તો સુરત હી એસી.

મિયા શેર, તો બીબી સવાશેર.
મી કે સૂર્યભાણુ, સુરતમાં સવરામીઓ, કે દીલ્હીમાં ધગરો
( ડાંગના ભીલ રાજાને માટે ).

મીઠાં ઝાડનું મૂળ કાઢવું ?
મીઠા પારખે વટાવમાં વહુ ખોઈ.
મીઠા બોલા લોક, ને કડવાં બોલી મા.
મીઠા બોલું માણસ, ને વાયડું ધાન પહેલું મીઠું લાગે.
મીઠામાં મીઠું શું, ઉંઘ કે ગરજ ?
મીઠું નાખીને ભાગ ભળવો.
મીઠું પણ તેલ.
મીઠું બોલ્યામાં શું ગયું ?
મીડામાં છીંડું પડયું.
મીણુની પણ સોક ખોટી.
મીણુનો પણ શેઠ.
મીણુનો માટી.
મીણુનો હાકેમ લોઢાના ચણા ચવાડે.
મીરાંની માનતાને મુજાવર વધારે.
મુંડે મુંડે મતિર્ભિન્ના, કુંડે કુંડે નવં પયઃ
મુંડયે માથે જતિ નહીં, ને આઘું ઓઢયે સતિ નહીં.
મુંબઈની કમાણી, ને ખોસ ખદરમાં ખમાણી.
મુંબઇ માસ્તર, હાથમાં છત્તર, ગજવામાં પથ્થર.
મુંબઇ શહેર, બાપ દીકરાને ચોર ઠેરવે.
મુઆં મડદાં પાછાં ન આવે ( જીવે નહીં ).
મુઆ કાકા મડિયા, કે થયા ચગદડિયા.
મુઆ કાકા મડિયા, તે થયા અચડીઆ.
મુઆ નહીં, ને પાછા થયા ( માદા પડ્યા ).
મુઆની આળસે જીવવું.
મુઆને મારવો ?
મુઆ પછી ભીંત થાય,

મુઆ પછી માલ, કે ગોલણ ગાડાં ભરે.
મુઆ પછી સૌ વખણાય.
મુઆ પહેલાં ઘોર ખોદવી ?
મુઆ પહેલાં મોકણ શી ?
મુઆ પાછા ન આવે.
મુઆ પેં ગામ ગયું સારૂં.
મુઆ બાપની આંખ મોટી.
મુઆ મોર ( પાછળ ) મોકાણ.
મુઆ સમાન શોક નહીં, વિવાહ સમાન હરખ નહીં.
મુઈ ઘો કાચ્યંડામાંથી ન જાય.
મુઈ પાડીની મોટી આંખો.
મુઈ ભેંસનું ઘી ઘણું.
મુઈ માને ધાવવું તેમાં શો માલ? ( ધાવવાથી શો ફાયદો ? )
મુઈ માને ધાવે ધાવણ આવે ?
મુએ મોકણ.
મુએલું માથું ન ઉંચકે.
મુઓ વર, ને બળી જાન.
મુખમેં રામ, બગલમેં છુરી, એ ભગતકી દાનત બુરી.
મુખમેં રામ, બગલમેં છુરી, ભગત ભયા, લેકીન દાનત બુરી.
મુઘું ( મોઘું ) ઘી પરણો જમે.
મુફતકા ખાના, ઓર મસીદે સોના.
મુફતકા લડુ ખાઓ મેરે લાલ.
મુલતાન કે મલજી, દીલ્હી કે લાલે;
સુરતકે ભાઈ સાહેબ, ભીખ મંગનેકુ ચલે.
મુલ્લાંકી દોડ મસીદ તક.
મુલ્લાંજીની બાંગ.
મુલ્લાં મરે, ને મસીદે દીવો થાય.
મુલ્લાં લૂટે મૂહે, અલ્લા લૂટે ઉટે.
મુસલમાનને ન્હાતાં વાર, ને હિંદુને જમતાં વાર.

મૂકીએ ખસતું, તો આવે હસતું.
મૂર્ખસ્ય ત્રીણી ચિન્હાનિ, શિખા, ટીકા, ચ પટ્ટિકા.
મૂગાની પારશી.
મૂગે ખાધો માર, નહીં વ્હાર ને ન બચાવ.
મૂગે માર્યું ભટ્ટ.
મૂઝાય નહીં, તે મોટું.
મૂઠીમાંનો જીતે, ને ઓટીમાંનો ( દોટીમાંનો ) હારે.
મૂરખ આગળ મૂતરણી, તોકે કોહોવાડાનો ધા.

મૂરખકી યારી બુરી, ભલો સજ્જનકો ત્રાસ;
જ્યું સૂરજ ગરમી કરે, ત્યું બરસનકી આસ.
મૂરખની વાતો બળી, જે વાતે ઘર જાય;
પંડિતકી વાતો ભલી, જે લાતે ગુણ થાય.

મૂરખનું નામું ભીંતે.
મૂરખનું મળવું, ને માંકડાંનું દળવું.
મૂરખને ઉપદેશ, તે આપનારને ક્લેશ.
મૂરખને કાન હોય, પણ સાન ન હોય.
મૂરખને માથે શિંગડાં હોય?
મૂરખ પાસે જ્ઞાન શું ?

મૂરખ મન મમતા કરે, હું રળું ને સર્વ ખાય;
સૂકા કાષ્ઠમાં જીવડો, તેને પાણી કોણ પાય.

મૂરખ મિત્ર કરતાં દાનો દુશ્મન સારો.
મૂરખ મિત્ર દુશ્મનની ગરજ સારે.
મૂરખ મિત્ર વેરીને ઠામ.

મૂરખ સાથે ગોઠડી, પગ પગ હોય વિનાશ;
મૂરખને પ્રતિબોધતાં, મને સામો થયો સંતાપ.

મૂલં નાસ્તિ કુતઃ શાખા.
મૂસળને અંકુર ફૂટે નહીં.
મૂળમાં માટી નહીં, ને સંઘમાં સાથી નહીં.
મૂળમાં માટી નહીં, ને સાસરે સમાચાર ( સંદેશો ).

મૂળ મિયા ગાંડા, ને વળી ભાંગ પીધી.
મૂળ વાઘરી, ને પાછા લૂટાયા.
મૂળાના ચોરને મેચકાના ( મૂચીનો ) માર ( ન ઘટે ).
મૂળાના ચોરને મોગરીનો માર.
મૂળાની પણી ઝાડવામાં લેખાય નહીં.
મૂળાપણી તે કાંઈ ઝાડમાં લેખું ?
મૂળે તો ગાંડી, ને તેમાં વળી ભૂતે ભોળવી.
મૂળે મિયા એસે, ને ભાંગ પીધી.
મૂળે વાઘરી, ને તેમાં લૂટાયા.
મૂળે હું, ને વળી તમારો ભાઈ ગામ ગયા.

મૃગસર ન વાયાં વાવલાં, આરદ્રા ન ઉઠ્યા મેહ;
જોબનને ન જાયો ખેટડો, એ ત્રણે હાર્યાં તેહ.

મેં છોડું, પણ કમળી મુજે કયું છોડે ?
મેં તુમેરી કયા બકરી હું, કે પાન ખાઉં ?
મેં તો મરૂં તો મરૂં, પણ થને રાંડ કરૂં.
મેં બોલું તો અગી ક્રોક, ને મેરા બાવા બોલે તો કલ ક્રોક.
મેં માર્યા, ને મેં છવાડ્યા.
મેં સબકા ખાઉં, ને મેરા ખાવે સો મર જાવે.
મેઘજી ભાઈ વરસ્યા તો વાડમાં, નહીં તો ખેતરમાં પણ ( ઠેકાણું ) નહીં.
મે બી રાણી, તું બી રાણી, કોણ ભરે ચુલે પાણી ?
મેમણ અને માછલું સામા પૂરે ચાલે.

મે મે મે બકરી કરે, ગલા કટાયા જાય;
તું'હી તું'હી તું'હી મેના કરે, એહી મેવા ખાય.

મેરી અઘેલી મત ભૂલીઓ.
મેરી પડોસણ ચાવલ છડે, ને મેરે હાથ પોપૈયા પડે.
મેરી બકરી મન કરે, તો વાઘકુ મારે.
મેરી બી ચુપ, ને તેરી બી ચુપ.

મેરૂતણો મહિમા નવ દીઠો, કરે વખાણ તે કાંકરનો;
ખાખરની ખીસોડી અંગદ, સ્વાદ શું જાણે સાકરનો ?
મેરે કાણીએ બેટને જગ જીતીઉં, વેરી ખુ પાઉંસેં ચલે
દેખીઉં.

મેલ કરવત, મોચીના મોચી, ને ઉંડી આર ખોસી.
મેલ કરવતીઆ કરવત, કે આખર મોચીના મોચી.
મેશના કે કોશના, પડ્યા તે પડ્યા.
મેથીનો વરો, ને કુતરાંનો મરો.
મેસાણાના ભાટ જમે કાલ.
મેહને મેમાન ક્યાં સુધી ?
મેહ રહે, પણ માંડવો રહે નહીં.
મેહેતાની માના જેટલો મૈયડ.
મેહેતા ( મેહેતાજી ) મારેએ નહીં, ને ભણાવે પણ નહીં.
મેહેતા મારે મોત બિન, કલમતણી તલવાર;
કદી ઘાવ રૂઝે નહીં, એસા મેહેતાકા માર.
મેં મેં મૈ બકરી કહે, તુરતે મારી જાય;
મૈના મૈના મૈના કહે, બેઠી સકર ખાય.
મોઇ પાદી તે લાભ.
મોઈ ( સુઈ ) માના મોટા ડોળા.
મોઘા માલ પરોણા જમે.
મોચીને ઘેર જમવું, ને મહનું સુરસું.
મોજતો મોચી છે.
મોટાં ઘર, ને ભૂતનાં દર.
મોટાં છોરૂ સાસરે સારાં.
મોટા ઘરના પોકળ વાંસા.
મોટા જે કરે તે છાજે, ઉપર નોબત નગારાં વાગે;
નાના જે કરે તે છાજે, ઉપર ગડદા પાટુ વાગે.
મોટા જે બોલે તે છાજે, ઉપર ઢોલ ઘમ્માણા વાજે;
નાનું બોલે તે વાયે જાય, ને ઉપર ગડદા પાટુ ખાય.

મોટા તેટલા ખોટા.
મોટાના પગરખામાં કોણ પગ ઘાલી શકે ?
મોટાના પેટમાં પેસવું, ને ભચડાઇને નિકળવું.
મોટાની ગાંડમાં પેસીએ, તો દબાઇ મરીએ.
મોટાની છાસ પોટલે વેચાય.
મોટાની જીભ, ને અક્રર્મીના પગ.
મોટાની મોટી વાત, ને અડધે રોટલે આખી રાત.
મોટાની વાત ઓટલે વેચાય.
મોટાની વ્હેલમાં સૌ બેસે.
મોટાની સાથે બાથ ભીડવી નહીં.
મોટાની સાથે હોડ, તેની ત્રિયા રંડાશે.
મોટાનું માદ, ને નાનાની છીનાળી.
મોટાને કાન, પણ નહીં સાન.
મોટાને મોટી ફીકર.
મોટાને મોટી લ્હાય, ને છતે ઘીએ ( ઘી વિના ) લૂખું ખાય.
મોટાનો મંદવાડ, ને ગરીબનું છીનાળું ( છાનું રહે નહીં ).
મોટા સાથે નાનો જાય, મરે નહીં તો (ને) માંદો થાય.
મોટા સાથે વેર ન કીજીએ.
મોટી, વચલી, ને નાની, રાખ, શેલી, ને વાની.
મોટે ઘેર પરોણે, તો મરોણે.
મોટે ઘેર મોટી વાત, ને અડધી રોટલીપર આખી રાત.
મોડું પરણવું, ને મરવા વાટ જોવી.
મોઢનો પંડિત, ને ઔદિચ્યનો મૂરખ.
મોત આવે, ત્યારે તાવને હા પાડે.
મોત કોઇને છોડતું નથી.
મોતની જગો ખાલી છે.
મોત મ્હોં માગ્યું આવતું નથી.
મોત મ્હોં માગ્યું આવતું હોય, ત્યારે શું જોઇએ.
મોતીનાં પાણી, ઉતર્યાં તે ઉતર્યાં.

મોતીની મા રોતી.
મોતીનું પાણી કેટલું ?
મોભની ગાંડમાં સો ખીલા, ને વળીમાં એક.
મોરનાં ઈંડાં ચિતરવાં ન પડે.
મોરનાં ઈંડાંને કાંઈ ચિતરવાં પડતાં હશે ?
મોરનાં ઇંડામાં ચિતરામણ શાં જોવાં ?
મોરના પગ પાતળા.
મોર પીછે રળિયામણું.
મોસાળ જમવું, ને મા પીરસણે ( પીરસનાર ).
મોસાળ વિવાહ, ને મા પીરસણી.
મોળું દહીં દાંત પાડે.
મ્હોંએ કોઢ હજો, પણ પાડોશી મોઢ ન હજો.
મ્હોં ખાય, ને આંખ લાજે.
મ્હોં જોઇને ટીલું કરવું ( કાઢવું ).
મ્હોં જોઇને ( તેવી ) લપડાક.
મ્હોં તરફ કોળીઓ વળે.
મ્હોં તેવો તમાચો.
મ્હોં દેખાડીએ, પણ પીઠ ન દેખાડીએ.
મ્હોં ધોઇને ટીલું થાય.
મ્હોંની વાટે કોળીઓ જાય, પણ નાકની વાટે ચણો ન જાય.
મ્હોંને મરચું નહીં, ને ગાંડને જાયફળ જોઇએ.
મ્હોંનો જૂદો, ને પેટનો જૂદો.
મ્હોં બાંધીને કંકુડી ન દળાય.
મ્હોં બાંધીને માર્યા.
મ્હોંમાં આવેલો કોળીઓ પાછો જાય.
મ્હોંમાં આવેલો કોળીઓ શું કામ પાછો જવા દઇએ ?
મ્હોંમાં મગ ભર્યા છે ?
મ્હોં વાઘનું, ને ગાંડ શિયાળની.
મ્હોં સામે કોળીઓ, હુંસાની પરાણ.

મ્હોડાં જોઇને ટીલાં કાઢવાં.
મ્હોડું ખાય, ને આંખ લજાય.
મ્હોડું વાઘનું, ને પુંછડું શિયાળનું.
મ્હોડેથી માખી ઉડતી નથી.
મ્હોડે દીવાળી, ને પેટમાં હોળી.
મ્હોડે મીઠું (મીઠો), ને (પણ) પેટમાં પાળી.
મ્હોડે મુરવત, ને પેટમાં કરવત.
મ્હોડે હજો કોઢ, પણ પડોશી ન હજો મોઢ.
યક્ષાનુરૂપો બલિઃ
યત્ને કૃતે યદિ ન સિધ્યતિ કોત્ર દોષઃ ?
યથા નામા, તથા ગુણા.
યથા રાજા, તથા પ્રજા.
યથા લાલા, તથા કીકા.
યાવત્ સમયઃ તાવત્ વિધિઃ
યા હોમ તો કરવુંજ.
રંકને ઘેર રતન કેમ છાજે ?–રંકને ઘેર રતન ક્યાંથી?
રંગનાં ચટકાં હોય, પણ કુંડાં હોય ?
રંગના ચટકાં, કુંડાં ન હોય.
રંગમાં ને પોતમાં બેમાં વાંક હોય.
રંગમાં ભંગ.
રંગા ચંગા કયા કરે, અંદા મહીકા તારા.
રંગાયું એટલે રંડાયું, ને ધોયું એટલે રોયું.
રંગ્યા તે રંગ્યા, ને પાસ્યા તે પાસ્યા.
રંડાપણ તો રોકડું, એવાતન ઉધાર.
રખપત તો રાખપત.
રચે તે પચે.
રજનું ગજ, કાગનો વાઘ.
રજપૂત ઓઝારો નહીં, ને ભાહેલો ન્યાતબહારો નહીં.
રજપૂત બચ્ચો મૂઠ પકડી તે છોડેજ નહીં.

રજપૂતાણીનો રાસડો, ને કાઠિયાણીનો કાપ, વાણિયાનું વગોણું, ને સાધુનો શ્રાપ.

રજપૂતાં ને રેવંતાં, હાથ વછૂટાં જાય;
હજાર વર્ષ સેવીએ, પણ પોતાનાં ના થાય.

રઝળતી રાંડ, ને રવડતાં છોકરાં.
રડતીનાં આંસુ લુછવા જેવું.
રડતી રાંડ, ને હસતા પુરૂષનો વિશ્વાસ ન કરવો.
રડતી હતી, ને પિયેરીઆં ( સગાં ) મળ્યાં.
રડતો જાય, તે મુઆની ખબર લાવે.
રડશે રૂવાળો, ને કૂટશે ( પીટશે ) પીંજારો.
રણ વખત વાડમાંથી કાઢીને માંર્યું.
રણિયું પાછું જાય, પણ સણિયું પાછું ના જાય.
રણિયો પાછો થાય, પણ સણિયો પાછો ન થાય.
રત વિના ફૂળ ન હોય.
રતે તો લિંબોળીઓએ મીઠી થાય.
રમ રે રમજુડી, રતનિયો ગામ ગયો છે.
રમાડયું કોઈ ન જાણે, રડાવ્યું સૌ જાણે.
રસનું તે ચટકું, રસનાં તે કંઇ કુંડા ન હોય.
રસ્તામાં ઝાડે ફરવા બેસવું,ને સામા ડોળા કાઢવા ?
રહે તે આપથી, ને જાય તે સગા બાપથી.
રહેતો આપથી, નહીં તો સગા બાપથી પણ નહીં.
રહોતો રાંધું, ને જાઓ તો બાંધું.
રહો દેવ, રહો દેવ, તેથી કંઈ દેવ રહે.
રળતાં તો રોટલો મળે, ઉંચો નીચો હાથ પડે તોજ પોટલો દેખે.
રળતો દીકરો વહાલો હોય.
રળિયા ગઢવી કયાં ( શીદ ) ગયા હતા, તો કે ઘેરના ઘેર, ને ભાભે ર.

રળિયા ગઢવી ક્યાં જાઇશ, તો કે ચાલે તેને હાડે વિસમીશ.
રળે તે મળે.
રળ્યા, તો કે ઓળખીતા નથી મળ્યા.
રળ્યો રોટલો કુતરે ખાધો.
રાંક ઉપર શી રીસ?
રાંક કરતાં લાંઠીઓ સારો.

રાંક જાત તે રત્ન શું ઓળખે, આખર ચૈતન ચાકરનો;
ગરીબતણે ઘેર પેટ ભરે, તે ઠાઠ શું જાણે ઠાકરનો?
મેરૂતણો મહિમા નવ દીઠો, કરે વખાણ તે કાંકરનો;
ખાખરની ખીસોડી અંગદ, સ્વાદ શું જાણે સાકરનો?

રાંકને કેડે બેસાડીએ, તો હગી ભરે.
રાંકને ઘેર રતન ન શોભે.
રાંકને સાંપડ્યો રૂવો, ખોદાવું વાવ કે કૂવો.
રાંક રૂઠ્યો, રસોઇ અભડાવે.
રાંક રોષ, ને પ્રાણ શોષ.
રાંડ ઉપર શૂરા અક્કર્મી માટી.
રાંડ એવી આડી, કે જાય ઉભી ખાડી.
રાંડ કહીએ, ત્યારે છીનાળ સાંભળવી પડે કેની?
રાંડ કહીને છીનાળ સાંભળવી.

રાંડ કુભાર્યા, મોભે સાળા, રાત અંધારી, બળદિયા કાળા;
સીમાડે ખેતર, પગે વાળા, દુઃખ કોને કહું કંથારનાં જાળાં.

રાંડ કોઇની થઈ નથી, ને થવાની નથી.
રાંડ, ગાંડ, ઓર હરણાં ભેંસા, ઓ બીકૂરે તો કરના કેસા.
રાંડ ગાંડી, પણ રાંડનાં લુગડાં પણ ગાંડાં?
રાંડ તારો રોટલો, ને ઘડતાં ભાંગ્યો.
રાંડતી હોઉં તો ભલે, શોરાવીને રાંડું.
રાંડ નાતરે જાય, ને ધણી વળાવવા જાય.
રાંડના વાલ્લા કાશી ગયા, ગદ્ધા ખેતમાં હુબી મુઆ.
રાંડની બુદ્ધિ પાનીએ.

રાંડની રાંડ ગઇ, ને ગોખલેથી ગાંડ ગઇ.
રાંડ ને ગાંડ કોઇનાં નહીં.
રાંડ ને ગાંડ બરાબર.
રાંડ ભાંડ ને ભેંસા, તે વીફરે તો કરીએ કેસા.
રાંડ મારો રોટલો, ને કરતાં ( ઘડતાં ) ભાંગ્યો.
રાંડ રઝળીને પાલી મીઠું, ને મેમ જતાં પરેલ દીઠું.
રાંડ રાંડી, ને ઘોડે પાખર માંડી.
રાંડ સાંઢ ઓર હરણાં ભેંસા, ઓ બીફરે જબ કરના કેસા,
લેના બુધાં, ઓર કરના સુધાં.
રાંડી તેને આતવાર શું, ને દિતવાર શું?
રાંડી, ને ઘોડે પલાણ માંડી.
રાંડીને પગે માડી પડી, તો મારા જેવું થજો.
રાંડી પુત શાહજાદા, ને મા ( રાંડી ) મરે તો ઉમરાવજાદા.
રાંડી પુત્ર શાહજાદા.
રાંડી રાંડની છોડી, ને ગરાસીઆની ઘોડી.
રાંડી રાંડને પગે પડયાં, તો કહે હું એવી તું.
રાંડી રૂએ, માડી રૂએ, પણ સાત ભરથારી ( સાત ધણી વાળી )
તો મ્હોંએ ન ઉઘાડે.
રાંડે જણ્યાં રતન, સઘળાં સરખાં.
રાંડ્યા કેડે રળે, ને રાંધ્યા કેડે બળે.
રાંડ્યા પછી ડહાપણ આવે.
રાંડ્યા પછી રાંડ રળે, ને રાંધ્યા પછી બળતું બળે.
રાંડ્યા પછી રાંડ સમરે, ને રાંધ્યા પછી ચુલો સમરે (બળે).
રાંધણપુરનો ઇજારદાર.
રાંધનારને ( ની પાંતી ) ધુમાડો.
રાંધે તે રાણી, પાણી ભરે તે લુંડી.
રાંધ્યાને ફરીથી રંધાય નહીં.
રાંધ્યું ધાન્ય રહે નહીં
રાંધ્યું વરે પડે, ને બોલ્યું બહાર પડે.

રાંધ્યું વજે, ને બોલ્યું બહાર પડે.
રાઈ ઉપર મરી હાંસ્યે ઘર ચાલે.
રાઇના પાઠ તો રાત્રે વહી ગયા;–રાઈના ભાવ રાતે ગયા.
રાખણ વાળા રામ છે.
રાખનાર રામ, તો મારનાર કોણ?
રાગ એટલો દ્વેષ, ને દ્વેષ એટલો શોક.

રાગ, પાધ, ને પારખાં, નાડી ને વળી ન્યાય;
તરવું તંતરવું ને તસ્કરવું, એ આઠે આપ કળાય.
રાગ, પાધ, ને પારખું, નાડી ઓર ન્યાય;
એ પંચમકુ ગુરૂ સહી, પણ ઉપજે અંગ સ્વભાવ.
રાગ વિનાનો આરડે, નિંધનીઓ ફુલાય;
નબળો સબળાને ગુણ કરે, તે આટાલુણમાં જાય.

રાજ ગયા સસલા પાછા ન આવે.
રાજ નહીં હેં પોપાંબાઈકા.
રાજલીને બદલે પુંજલીને.
રાજા કબજ, ઓર મુલક ( મલક ) ટેંટું ( ટેંટેં ).
રાજા કર્ણનો વખત.
રાજા કહે તે ન્યાય, ને પાસો પડે તે દાવ.
રાજા કાલસ્ય કારણમ્.
રાજા છોડી નગરી, મન માને સો ( ત્યાં ) જાય.

રાજા તો મેઘ રાજા, ઓર રાજા કાયકા?
દૂધનમેં માઇ દૂધ, ઓર દૂધ કાયકા ?

રાજા ત્યાં બજાર.
રાજા થઇને લૂટી લે, તો પ્રજા કોને કહે ?
રાજાનાં ચીર, ધોબીને મન બજોતીઆં.
રાજાદંડ જગ જુએ, ગ્રહદંડ જુએ ન કોઈ.
રાજા દંડે તે સર્વ જાણે, પણ ગ્રહ દંડે તે કોઈ ન જાણે.
રાજા દાને, પ્રજા અસ્નાને.

રાજાના કુંવર રીસાય, ત્યારે ઘોડાની ઘોડારમાં જાય ત્યારે રીસ ઉતરે.
રાજાના દંડ્યા, ને વરસાદના પડ્યા (લપસ્યા)ની શરમ નહીં.
રાજાની દીવાળી, ને મશાલચીનો ધાતવાર.
રાજાની રાણીને ખોળ ખાધાનું મન થાય(ખાવાનું મન થયું).
રાજાની રાણી, ને છાણાં વીણતી આણી.
રાજાનું બળ સેના છે.
રાજાને અંતે નર્ક.
રાજાને ગમી (તે) રાણી, ને છાણાં વીણતી આણી.
રાજાને ઘેર આનંદ, તો પ્રજાને ઘેર આનંદ.
રાજાને ઘેર છોકરો આવ્યો, રાજી તોએ રાજી, ને ન રાજી તોએ રાજી.
રાજાને બેસણે બેસીએ, પણ કતવારીને બેસણે ન બેસીએ.
રાજાનો વજીર રાવળીઓ તે તુમડાં રોપાવે.
રાજા બોલાવે ઠાડી આવે.
રાજા બોલે તે ન્યાય, ને પાસો પડે તે દાય.
રાજા મિત્ર નહીં, હઘણી પવિત્ર નહીં.
રાજા રાખે દળ, ને વૈદ રાખે મળ, તો જીતે.
રાજા રાવણના પણ અહંકાર તો નથી રહ્યા.
રાજા વડે રૈયત, ને રૈયત વડે રાજા.
રાજા, વાજાં, ને વાંદરાં, એને જેમ ભંભેરીએ તેમ ભમે.
રાજા, વાજાં, ને વાંદરાંને કાન છે, પણ સાન નહીં.
રાજ્ય કાજ મેલાં છે.
રાજ્યને અંતે નર્ક.
રાણા મામા કરતાં કાણા મામા સારા.
રાણીજાયા, કે બીબીજાયા.
રાણીજાયો કડછી હલાવે, ને લોંડીજાયો હુકમ ચલાવે.
રાણીજાયો પૂત.

રાણીજી રાણીજી ગીત ગાઓ, તો કે બે ( ચાર ) જણુ મારાં ડાચાં ( જડબાં ) સાહો.
રાણીનાં ચીર, ને ધોબીનાં બળોતીઆં.
રાણીનાં લગન, ને સોળસેં વિઘન.
રાણીને બોલાવીને ચોરે ચઢીએ, ને દાસીને બોલાવી ને ખૂણે પેસીએ.
રાણીનો સાળો કોણ થાય ?
રાણીનો સાળો, તેને કોણ કહે ગોરો કે કાળો.
રાણીનો સાળો, ને દીવાસળીવાળો.
રાત અંધારી, ને અડદ કાળા, લે વાણિયા તારા ને તારા.
રાત અંધારી, ને તલ કાળા, લે વાણિયા તારા ને તારા.
રાત અંધારી, ને મગ કાળા, ન ઓળખાયા સસરો કે સાળા.
રાત છે અંધારી, ને તલ છે કાળા, પાછલે બારણેથી લાવુંછું લે વાણિયા.
રાત ત્યાં વાસો.
રાત થોડી, ને વેશ ઘણા.
રાતનું માર્યું હાંડીમાં.
રાતનો રોણો, ચોર કે ઘુવડ.
રાત પડે, ત્યાં વાસો રહેવું.
રાત બધી દળ્યું, ને કોડીઆમાં ઓસાર્યું.
રાત રાણી, ને વહુ કાણી.
રાતે નિદ્રા, દિસે કામ, કઇ વખત લઇએ હરીનાં નામ.
રાતે બિલાડી મોર મોર.
રાતે સાલ્લે રાંડ, ને પાશેર લઇ ગઈ ખાંડ ( ને લઇ ગઈ સવાશેર ખાંડ ).

રાન વગડામાં રોકીઆ, ને ઝાઝું કરતાં ટોકીઆ;
ચાંદો સૂરજ સાક્ષી, ને સવાબારસેં બાકીના બાકી.
રાભા ઉઠ્યા રાતમાં, કામ કરશું કૂવે;
રામ નામ ભૂલી ગયા, છુટકો થશે મૂવે.

રાભા કણબા રાસભા, કાછડીઆ કોદાળ;
પંચે મળીને આપીઆં, બિરદ પાંચ તત્કાળ.

રામ જેને રાખે, તેને કોણ ચાખે?

રામ ધણી, કે ગામ ધણી.

રામ નામ જપના, પરાયા માલ અપના.

રામ નામ સબકો કહે, ઠગ ઠાકોર ઓર ચોર;
જીસ નામસેં ધ્રુવ પલ્હાદ તરે, ઓ રામ કછુ ઓર.

રામની રક્ષા, ને ભીમનો દોરો.

રામનું નોતરૂં ભરતને ફળ્યું.

રામનું બાણ પાછું ન ફરે.

રામનું રાજ.

રામનું રામાયણ.

રામનું સમણું ભરતને ફળ્યું.

રામને નામે પથ્થર તરે.

રામને રળવું નહીં, ને સીતાને દળવું નહીં.

રામ બાણ.

રામ રાખનાર, તો કોણ મારનાર?

રામ રાખે, તેને કોઇ ન ચાખે.

રામ રાખે તેને કોણ મારે?

રામ રાજ્ય, ને પ્રજા સુખી.

રામ રામ, તો કહે રીંગણાં.

રામ સંધરે પળી પળી, હનુમાન ઉઠાવે કુપ્પા.

રાયણ સો વરસ વગર ફળતીજ નથી.

રાહનાં ગાડાં કાંઇ રાહમાં અટકવાનાં છે?

રાહનાં પાણી રાહે જાય.

રીંગણી માથે હીમ.

રીઝે તો ચાટે, ને ખીજે તો ખાય.

રીઝે તો રાંડનો, ને ખીજે તો ગધેડીનો.

રીસામણાં, ત્યાં મનામણાં.

રીસે બળતો કુંભાર ગધેડીના કાન આમળે.
રૂઠ્યા મેહ દિવાસે આવે, બળેવ બાંહ્ય ઝાલી લાવે.
રૂડે નામ, કે ભૂંડે નામ.
રૂડે રૂડું, ને ભૂંડે ભૂંડું.
રૂ તો કપાસકા, ઓર રૂ કાયકા, દૂધ તો માયકા ઓર દૂધ કાયકા?
રૂદે રડાવીએ, પણ લોક ન હસાવીએ.
રૂપનાં રૂડાં, ને કર્મનાં કૂડાં.
રૂપની ( રૂપને ) રડે, ને કરમની ( કરમને ) ખાય.
રૂપીઆ કરતાં વ્યાજ વહાલું.
રૂપીએ ભરે ગાગર, ત્યારે પરણે નાગર.
રેતમાં નાવ ન ચાલે.
રેવો મારો રળી આવ્યો, ને સોના સાઠ કરી આવ્યો.
રેવો રળે, ને સોના સાઠ કરે.
રૈયત રાજા રામચંદ્રની નથી થઇ.
રોગનું ઘર ખાંસી, ને લડાઇનું ઘર હાંસી.
રોગનું મૂળ ખાંસી, ને કજીઆનું મૂળ હાંસી.
રોજ ઘરમાં ક્લેશ થાય, તેથી ગોળીનું પાણીએ નીઠે.
રોજનું રોડું, ને મહિનાની ઈંટ.
રોઝેકુ ગયે, નિમાઝ ગલે પરી.
રોટલા ખાઇને ઓટલા ભાંગે.
રોટલા ખાવા, ને ઓટલા સેવવા.
રોટલાની કોર ભાંગવી નહીં, વાડી છોડવી નહીં, ને ભૂખ્યા રહેવું નહીં.
રોટલાનું માથું નીચું જુએ, ને ડાંગનું માથું ઉંચું જુએ.
રોટલો આપીએ; પણ ઓટલો ન આપીએ.
રોટી દેવી, પણ બેટી ન દેવી.
રોડાં મીઠાં હોત, તો શિયાળવાં કાંઈ રહેવા દે નહીં.
રોતાંએ પરોણો, ને હસતાંએ પરોણો.
રોતી નાર, ને હસતો પુરૂષ ( હાળી ).

રોતી રાંડ ને હસતો હાળો, એનો કદી ન વળે દહાડો.
રોતી હતી, ને પિયેરીઆં મળ્યાં.
રોતો (રોતું) જાય, તે મુઆની ખબર (મુઆના સમાચાર) લાવે.
રોયેથી રાજ્ય ન મળે.
રોશે રૂવાળો, ને ફૂટશે પીંજારો.
રોહણી રેલાય તે સારી, કે તપે તે સારી.
રોહીણી ગાજે, તો દાંડીઓ ની ( નહીં ) વાજે.
લંકાંની લાડી, ને ઘોઘાનો વર.
લંકાં પામ્યા લૂટવા, મૂસળ આવ્યું હાથ.
લંકાં બાળીને હનુમાન અલગના અલગ.
લંકાંમાં સોનું ઘણું હોય, તે શા કામનું ?
લંકાંમાં સોનું, ને હાથે પગે અડવાં.
લંકાં લૂટાણી, ત્યારે અમથાભાઇ દોડ્યા.
લંકાં લૂટાણી, ત્યારે ડોશી કહે મારી પૂણીઓ જાય.
લક્કડ લાડુ, ખાયગા સો પસ્તાયગા, ઓર નહીં ખાયગા સો બી પસ્તાયગા.
લક્ષણવંતી લાડી, ને ખરે બપોરે કાઢી.
લક્ષવાતની વાત, તો થોડામાં કહ્યું સાર.
લક્ષ્મી ચંચળ જાત છે.
લક્ષ્મી ચાંલ્લો કરવા આવે, ત્યારે કહે કપાળ ધોઇ આવું.
લક્ષ્મી ચાંલ્લો કરવા આવે, ત્યારે મ્હોં ધોવા જાય.
લક્ષ્મી દેખી મુનિવર ચળે.
લખતાં લહિયો નિપજે, પઢતાં પંડિત થાય.
લખાણું તે વંચાણું, ને તળે પડે તે કંચાણું.
લખિત મિથ્યા થતું નથી;— લખિત હશે તે થશે.
લખ્યા લેખ મટે નહીં.
લગનનાં ગીત લગનેજ ગવાય.
લગનના સોદા.
લગન સમાન હર્ષ નહીં, ને મોત સમાન શોક નહીં.

લગને લગને કુંવારા.
લટકણ ફળ ખાવા ગયો, તો ચાક માથે પિંડા.
લડવી લડાઇ બોલવું આડું, કરવી ખેતી રાખવું ગાડું.
લડાઇનું ઘર હાંસી, ને રોગનું ઘર ખાંસી.
લડાઇ લડે તો પેસા દઉં.
લડે સીપાઈ, નામ સરદારકા.
લપડાક મારીને મ્હોં લાલ રાખવું.
લપસી પડ્યા, તો કે નમસ્કાર.
લપોડશંખ લાખ, તો કે સવાલાખ.
લલ્લુભાઇ એ વાતમાં ને વાતમાં ભરૂચ ગુમાવ્યું.
લલ્લુભાઇ ભડોંચ જાતી હે, કે નહીં સાબ આપ જાતે હો.
લલ્લુ મરો કે જગધર ( જાધર ) મરો, તેમાં આપણે શું !
લવારવાડે સોય વેચવી?
લશ્કરકા ભેદ પાયા, કે આગુસેં ગદ્ધા આયા.
લશ્કર ને ડોશી, સાથેનાં સાથે.
લશ્કરમાં ઉંટ.
લશ્કરમાં ડોશી પોઇશ.
લસણની વાસ કાંઇ છાની રહે?

લાંગ કહે હું લાંબો દાણો, વચમાં એક દેકો;
બે ચાર મહિના મને ખાય, તો લાકડીનો ઝલાવું ટેકો.

લાંચ, ભાડું, ને દક્ષણાનો ઉધારો નહીં.
લાંબાં ધોતીયાં લડબડે, ને ઘરમાં હાંલ્લાં ગરબડે.
લાંબા દાંત હોય તેના ધારો.
લાંબા સાથે (લાંબાની વાંસે) ટુંકો જાય, મરે નહીં તો (પણ) માંદો થાય.
લાંબા હાથ હોય, તે કાંઇ વાડમાં ખોસાય નહીં. (ખોસવાના?)
લાંબા હાથ હોય, તેથી વાડમાં ન ઘલાય.
લાંબી લેખણે ધનજીશા.
લાકડાના દેવને ખાસડાની પૂજા.

લાકડાની તરવારે મહિનો ખાવો છે.
લાકડાનો માર્યો ઉંચું જુએ, (પણ) અન્નનો માર્યો નીચું જુએ.
લાકડે માંકડું વળગાડી દીધું કે થયું.
લાખ જજો, પણ લાખનો પાળનાર જશો મા.
લાખ જજો, પણ શાખ જશો મા.
લાખણપોર ને અંભેટી, પાવડો ને પંજેઠી.
લાખના તૂટ્યા, કોડીએ સંધાય નહીં.
લાખના સોણા કરતાં (થી), ત્રાંબીઓ (ઢીંગલો) શેકડો સારો.
લાખની બક્ષીસ, ને કોડીનો હિસાબ.
લાખનું દીવાળું, તો પછી ચોળાનું સુંવાળું.
લાખનું દેવું, ને ચોળાનું ઓધણ શું.

લાખ મત લડબડી, સો મત સડસડી;
પણ એક મત બિચારી બાપડી, તે ઉભે માર્ગે મેલ્યાં તાપડી.

લાખ મળનાર નથી, ને લખેસરી થનાર નથી.
લાખ મળ્યા નહીં, ને લખેસરી થયા નહીં.
લાખ વાતની એક વાત.

લાખ વેચંતી લક્ષ્મી, ભિખંતો ધનપાળ;
અમર મરંતો મેં સુણ્યો, (તો) ભલો મારો ઠીંઠણપાળ.

લાખા ફુલાણી.
લાખે લેખાં, કોડી ન દેખાં.
લાખે લેખાં, ને કરોડે નામાં, ને જાતે દહાડે કાંઈ ન દેખાં.
લાખો વણઝારો.
લાગેછે તો લીંડા જેવું, પણ હેર (શહેર) ની સુહડી (સુખડી) જાણીને ખાઉંછું.
લાગે તો તીર, નહીં તો ટક્કો.
લાગે લાકડાં ફાટે.
લાગ્યું તો તીર, નહીં તર તુક્કો.
લાગ્યો તો તીર, નહીં તો ટપ્પો.
લાજે વણસે કાજ.

લાડકા બેટા ગાંડિયા.
લાડ ને તાડને સિદ્ધરાજે સાથે કાઢ્યાં.
લાડ, મોઢ, ને મેવાડા, એ ત્રણે દેડવાડા.
લાડ લાકડાં, ને ખેડાવાળ કુહાડા.
લાડવા મળ્યા, કે બ્રાહ્મણ રળિયાત.
લાડવાયા લખલખે, ને કાણીઓ કહે મારે બે.
લાડ સૂકાં ઝાડ, ને દવે વજ્જર કુહાડા.
લાડી પાડીનાં નિવડે વખાણ.
લાદ દે લદામણ દે, ને લાદને વાળી સાથ દે.
લાદ ઘો લદામણ ઘો, લાદીવાળા સાથ ઘો.
લાદ પણ દે, ને લદામણ દે.
લાભ થાય, તે ગેરલાભ સારૂ.
લાભ ધારણ લાભો ઓ ઓ ઓ, ને ચોકીવાળા જાગોને.
લાભોજી લાભ.

લાલ કીતાબમેં બોલે યું, લડે બેલ ઉસમેં કરે કયું;
ન હોવે જો તેરી મરજી, તો સરકારમેં જાકર અરજી.
લાલ કીતાબમેં બોલે યું, ઘાંચી બેલ લડાવે કયું;
ખીલાયા ખોલ ઓર કીયા બંડ, બેલકા બેલ ઓર ઉપે દંડ.
લાલ કીતાબ મે લિખા હે યું, ઘાંચી બેલ લડાવે કયું;
ખોલ ખીલાકે કિયા મસ્તાન, દેવે બેલ ઓર દેવે દામ.

લાલ કુંવરજી પરમાનંદ, ને પારકે પૈસે કરે આનંદ.
લાલભાઇની લાંબી, ને પીરભાઇની પ્હોળી.

લાલભાઈની લાકડી, ને જીવાભાઇનો જુતો;
બાજીરાવની બ્હીકથી, બેસ કહેતાં સુતો.

લાલ લાખ, તો કે સવા લાખ.

લાલા લાલા મરગયે, રહે ગયે મખ્ખીચૂસ;
લેના દેના મિલે નહીં, ઓર લડનેકુ (મે) મજબુત.

લાલીઆ રે લોલ, જ્યાં વાગે ઢોલ, ત્યાં લાલીઆ સોલ.
લાલી તારે લેખે, ને કોઈ ના દેખે.

લિખનાં પઢનાં ચાતુરી, સબી બાત હય સ્હેલ;
કામદહન મન બશકરન, ગગન ચઢન મુશ્કેલ.
લીધાં લાડ, ને ખાધાં ખાસડાં.
લીધી અમીરી, ને આપી ફકીરી.
લીધી વાત મૂકવી નહીં.
લીધું લક્કડ, કીધું મેરાયું.
લીધે લાલો, ને ભરે હરદાસ.
લીમડાને સો મણ સાકરમાં સીંચે, તોપણ કડવોને કડવો.
લીલા વનમાં સૂડા ઘણા.
લીલી ડાંખળીને જેમ વાળીએ તેમ વળે.
લીલું લાકડું, જેમ વાળે તેમ વળે.
લુંડી નવાબ, તોકે નવાબ.
લુગડાંની અંદર સૌ નાગા.
લુગડાં ફાડી ચીથરાં કર્યાં.
લુચ્ચો જગતથી ઉંચો.
લુણ વિના જેવું લૂખું અન્ન, મા વિના તેવું બાપનું મન;
ટોળાં વછુટી જેવી મૃગલી, તેવી મા વિનાની દીકરી એકલી.
લૂહારવાડે સોય વેચવી ?
લૂખાં લાડ શાને ?
લૂટનો વરો, ને ધાડની આયપત.
લૂટમાં ચરખો પણ ગનીમત.
લૂટાણા ( લૂટાયા ) પછી ભય (ભો) શો ?
લૂટાયા તો લૂટાયા, પણ ચોર તો દીઠા.
લૂટ્યા કેડે (પછી) ભો નહીં, ને આથમ્યા કેડે(પછી)અસૂર નહીં.
લૂટ્યા તો લૂટ્યા, પણ ચોર તો દીઠા.
લૂણી ધ્રોને પણ તાણતી જાય છે.
લૂલી રાંડનાં લગન, ને સોળસેં વઘન.
લૂલી વાસીદું વાળે, ને સાત્ત સાહી રહે.
લૂલી વાસીદું વાળે , ને સાત જણ સાહાવા જોઇએ.

લે કાકા ખીચડી.
લેણદાર લાડકો, બે થાળી ને એક વાડકો.
લેણું બાઈકિસ્યાણીએ આવતું નથી.
લેણું હોય, તે લાકડાં પાસેથી ખાય.
લેણું હોય, તો લાકડાં આલે.
લેણું હોય, તો લાકડામાંથી એ (પણ) લે.
લે તારી ઘોડી, તારી નોકરી છોડી.
લે તારી છાલી, ને હું તો મારે ચાલી.
લેના ઉસકા દેના નહીં.
લેના દેના ખેરસલ્લા, ઓર ધીંગાણું ઓત્તેરા.
લેના દેના ખેરસલ્લા, ઓર લડનેમેં મજબૂત.
લેને ગઈ પુત, ઓર ખોઈ આઈ (ખાઈ બેઠી) ખસમ.
લેને દેને ગાંડુકા કામ, ઓર લડનેકુ મોજુદ.
લે ણુંધું, ને કર સુધું.
લે ભીચરીનાં બેલાં.
લે લાખ, તો સવા લાખ.
લે લોટી, ને માર લંગોટી.
લેવાનાં કાટલાં જૂદાં (કંઈ), ને આપવાનાં કાટલાં જૂદાં(કંઈ).
લેવાના ગાંયજા, કઈડવાની બાયડી, ને દશકોશીના બળદ, એ
ત્રણેને સરખું દરદ.
લેવાના દેવા થયા.
લેવે લક્કડ, ને દેવે (મોટા) પથ્થર.
લોહકી બાયડી, છાજ્યામાં માટી.
લોકને ઘેર વિવાહ, ત્યારે આશાપાવલને ઘેર મોકાણ.
લોક લાજ તો રાખવી.
લોક લાજે, કે પેટ દાઝે.
લોકોએ તો રાજા રામને પણ નથી મૂક્યા.
લોચો પોચો માટીનો, ને છેલ છબિલો લાટીનો.
લોટ ખાવો, ને ભસવું એ બને નહીં.

લોટે લ્હાયે નામ, કે ચડવે લ્હાયે નામ.
લોઢાનાં કમાડ વાએ ઉઘડયાં.
લોઢાનું ઘોડાનું મૂલ નહીં.
લોઢું ને ઘોડું, નવરાં પડયાથી બગડી જાય.
લોઢું ને લુહાર.
લોઢું ને લુહાર, આપે ગળાશે.
લોભ કરતાં થોભ થઈ જાય?
લોભ ત્યાં (ને) થોભ નહીં.
લોભ પાપનું મૂળ.
લોભીઆ વસે ( હોય ), ત્યાં ધૂતારા ભૂખે ન મરે.
લોભીનાં લક્ષણ લોભે જાય.
લોભે લક્ષણ જાય.
લોભે લોભે વાણિયો તણાય.
લો લાકડા સોનૈયાની મૂઠ, રૂપિઆ તારે ભામણે.
વંઠી ભૂમિને દેવતા ન અડે.

વંઠયું કાથા વિના પાન, વંઠયું ધણા પટેલે ગામ;
વંઠ્યો સાસરીએ જમાઇ, ને વંઠી દીકરી પર ઘેર ગઇ;
વંઠ્યો વાણિયો ઓછું તોળે, વંઠી વહુ બડબડ બોલે;
વંઠી ઘર પછવાડે છીંડી, ને વંઠી નાર પરઘેર હીંડી.

વંઠયું દૂધ વાડે રેડવું.

વકટ માર મારે ભરવાડો, ને વકટ રાન ખેડે વણજારો;
હાંફ્લો ફાંફ્લો બ્રાહ્મણનો પ્રાણીઓ, ધીરેથી લૂટે બનજારો વાણિયો.

વકરી બાયડી ધણીને ન ગણે.
વકરો વાંઝિયો ન હોય.
વકર્યો ઉંદર કોળ થાય, ને વકર્યો ભૂંડ સુવર થાય.
વક્ત પડે બાંકા, તો ગદ્ધેકુ કહેના કાકા.
વખત એવી વાત.
વખત કરે, તે કોઈ નહીં કરે.

વખત તેવાં વાજાં, —વખત પ્રમાણે વાજાં વાગે.
વખતનાં ગીત વખતે ગવાય.
વખતનાં ઢોલ વખતેજ સારાં લાગે.
વખત વખતની છાંયડી.
વખત વખતને ખાતો આવે છે.
વખત વિના વાત ?
વખતે મળે, તે કેળાં.
વખાણી ખીચડી દાંતે વળગે ( ચોંટે, દાઢે વળગી ).
વખાણી દીકરી, ને હલાવી ખીચડી, તેમાં ભલીવાર ન હોય.
વગર જણે વેદના, ને અણજણે કસુવાવડ ( સુવારોગ ).
વગર દાંતે સીત વગાડવી ?
વગર દુઃખે માદા થવું.
વગર બોલાવ્યું બોલે, એ તણખલાંને તોલે.
વગુતી રાંડ, ને અક્કર્મી છોકરાં.
વગે આવ, વગે બેસ, ને વગ વગરનો પાછો જા.
વગે ન્યાય, વગે ચોરી, વગ વનાનો માર્યો જાય.
વગે પીરસણ, વગે ન્યાય, વગ ના હોય તો પાછો જાય.
વચમાં આડી રાત, તેની શી વાત.
વચલી વા, ને ઉડી જા.
વટલી બ્રાહ્મણી ( વટલ્યો બ્રાહ્મણ ) ભરડામાંથી જાય ?
વટલ્યું વટલાવે, ને આભડ્યું અભડાવે.
વડ તેવા ટેટા, ને બાપ તેવા બેટા.
વડ નીચે પુંવાડીઆ.
વડનું બી પંડે નાનું, પણ ઝાડ મોટું.
વડ પડ્યો, તો કે વડોદરું બળ્યું.
વડી ખાવી, ને કદી ન ખાવી.
વડીમાંનો ગણેશ.
વડું વડું ખાવું, ને કાણાનો શોક.
વડે કાણું, ને પકવડે ( પકોડે ) કાણું નહિ.

વડે ચઢ્યા પીપળે ચઢ્યા, (તો) પણ હેઠળના હેઠળ.
વડો વાંક, કે ગોદડે ગાંઠ.
વઢકણી વહુએ દીકરો જણ્યો.
વઢકારી વહુની ઉકરડે મોકાણ.
વઢવા બેઠાં, ત્યારે કોઈ રાંડ કહે ને કોઈ છીનાળ કહે.
વણછામાં વનસ્પતિ નથી.
વણઝારાની મા ટાંડાં દેખે.
વણ તેવાં ફળ.
વણબોલાવ્યું બોલે, ને કુતરાને તોલે.
વણશે ખીચડી હલાવી, ને વણશે દીકરી મ્હલાવી.
વણીને મૂકવું.
વત્તી વહુ નાતરે દેવાની છે?
વધતા હાથ તે કાંઈ વાડમાં ઘાલવાના( ખોસવાના કહેવાય )?
વધ્યું દૂધ વાડે રેડવું.
વન પતળ્યા વગર, કે કુહાડીમાં હાથો ભળ્યા વગર.
વન પતળ્યું, તો કે કુહાડીમાં હાથો ભળ્યો.
વનમાં એટલું ઝાડ પણ હશે નહીં.
વનો વહાલો લાગે.
વનો વેરીને વશ કરે.
વર કન્યાનાં નામ મનમાં સર્વ જાણે.
વરઘોડે વાણિયો.
વરણાગીમાં વાળ, ને તેજનામાં તંબાકુ.
વરનારનું વરે, ને ગાયજે દાઝે ( રીસે ) બળે.
વરનારનું વરે, ને ગાયજે ભાર લઇને ફરે ( ભારે મરે ).
વરની મા છીનાળ, ત્યારે (તો) જાંદરણી (જાનરડી) નો શું વાંક?
વરની માનેજ વરું નહીં.
વરની રાંડ, એ પડોશીની પણ રાંડ.
વરનું નામ ધૂળ.
વરને કોણ વખાણે? તોકે વરની મા.

વરને વરની કોઈ વખાણે.
વર ને વળાવો સાથે ગયા.
વરને વાઈ થાય, ને કન્યાને ફેફરૂં આવે.
વર મરો કે કન્યા મરો, પણ ગોરનું તરભાણું ભરો.
વરમાંથી ઘર, પણ ઘરમાંથી વર નહીં.
વર રહ્યો વાશી, ને કન્યા ગઈ ન્હાસી.
વર વની હજો, પણ ઘર વની ન હજો.
વર વરો કે કન્યા વરો, ગોરનું તરભાણું ભરો.
વર વિનાની ( વોણી ) જાન ( ન હોય ).
વરસ કુતરાને ધાલ્યાં છે ?
વરસાદના લપસ્યા, ને રાજાના (હાકેમના) દંડ્યા તેની શરમ નહીં.
વરસાદનું પાણી, પગ ધોવામાં જાય.
વરસ્યા તો વાડમાં, નહીં તો ખેતરમાં પણ નહીં.
વરસ્યો વરસ્યો વ્યાસ કહે, ને વરસ્યા પછી જોશી કહે, ને આરમાર પાણી ચાલે, ત્યારે રાંડી રાંડ ડોશી કહે.
વરો કરશે તેને ખારૂં ખાટું કહેશે, નહીં કરે તેને શું કહેશે.
વલોણામાં એકી ?
વલોણામાં મૂતરી ને ઉભા રહેવું.
વસુ વગરનો નર પશુ—વસુ વગરના પશુ.
વસ્તી ઉજ્જડને ખાય.
વહાણના સાંધા, એટલા ભાઇના વાંધા.
વહાલાં તેજ વેરી થઇને બેસે.
વહાલાં હોય, તે કડવું પાય.
વહાલાની ગાળ, ને ઘીની નાળ.
વહાલામાં વટાળ નહીં.
વહાલામાં વહાલું પેટ.
વહાલામાં વિરોધ શો—વહાલામાં વેર કરવું ?

વહાલામાં શું વેર ?

વહાલાશું વેર નવ કીજીએ, ચુકીને નવ દીજે ગાળ;
ધીમે ધીમે છાંડીએ, જેમ સરોવર છાંડે પાળ.

વહુનાં લક્ષણ બારણાંમાંથી જણાય.
વહુ નાતરે જાય, ને ધણી વળાવવા જાય.
વહુ ને વરસાદને જશ નહીં.
વહુ ફોડે તે ઠલેડાં, ને સાસુ ફોડે તે ઠીકરાં.
વહુ ભાંગે ( ફોડે )તે ઠીકરાં, ને સાસુ ભાંગે ( ફોડે )તે ઠલેડાં.
વહુ મુઇ, ને ઉંદરડી મુઇ.
વહુ મુઈ, ને વરઘ ગણાઈ.
વહુ, વછેરો, ને વાછડો, એ નીવડે વખાણ.
વહુ વાઘને પણ વહાલી હોય.
વહેતી ગંગામાં કોણ પગ મૂકે ?
વહેમનું ઓસડ નહીં.
વહેલાં મોડું વહુનું ચાસીદું વહુને.
વહેલો તે પહેલો.
વહેવણ હવે ઘર કરો, તો કહે આવોની તમારી સાથે.
વહેવાઇઆં વેણાં, ને પિતરાઇઆં મેણાં.
વહેવાઈ પ્રમાણે વિવાહ, ને ઘર પ્રમાણે દીવા.
વહેવાઈ વિના વિવાહ ?
વહેવા પહેલાં અધરણી નહીં ગાવું.
વહેવારનો માર્યો કાચે તાંતણે બાંધ્યો આવે.
વહેવાર વડો, ને પ્રીત ચોપડી.
વહેવાર વેચાતો, સરાધ ઉછીનાં.
વહેવા વીસા, ને મોડ ધારણે.
વહેવા વેચાતો, ને શ્રાદ્ધ ઉછીનાં.
વહોરાની દાઢી બળે, ને બીબી કહે મને તાપણું થયું.
વહોરા વાણારશી જાય.
નાળગશે રજ, તો વધશે ગજ.

વળાવો તેજ વાઘ, ને વાઘ તેજ વળાવો.
વળીની ગાંડમાં એક, તો મોભની ગાંડમાં સો.
વળીની ગાંડે એક ખીંટો, ને મોભની ગાંડે હજાર ખીંટા.
વળીને એક ખીલાનું દુઃખ, તો મોભને હજારનું.
વળી મિયાના વળી મિયા.
વળે તો ઓણ, નહીં તો પોર.
વળ્યા તો વહાણ, નહીં તો પથ્થર પહાણ.

વાંકડી મુછો ને માંજરો, જેને હૈયે ન હોય વાળ;
એવે શુકને આવશો, તો રાજા નિશ્ચે હોશે કાળ.

વાંકા ચાહ (ચાસ) પદમાના.
વાંકાચુંકા પણ વહુના રોટલા.
વાંકા બોલાનો પાદશાહ.
વાંકી આંગળી વગર ઘી નહીં નિકળે.

વાંકે રહીઓ બાલમા, વાંકી આદર હોય;
વાંકી બનકી લાકડી, કાટ શકત નહી કોય.

વાંકોચુંકો પણ ઘઉંનો રોટલો.
વાંકો પણ માંકો હેની.
વાંકોવાંકો પણ માંકો તો.
વાંચ્યોવાંચ્યો ચાલ્યો જાય, વૈશંપાયન તે કોની માય.
વાંઝિયાનો માલ પચે નહીં.
વાંઝિયે ઘેર ડોસો લાડકો.
વાંઢાનું વલોણું, ને રાંડી રાંડની ખેડ.
વાંદર મારી પાલો અલાવવો ?
વાંદર માર્યો, ને પાલો અધ્યો.
વાંદરાના હાથમાં નીસરણી, ને ભૂતના હાથમાં મશાલ.
વાંદરાની ગાંડમાં સળી કરવી ?
વાંદરાની તાપણી.
વાંદરાનું મૂતર પીએ, ત્યારેજ પૈસો હાથ આવે
વાંદરાને ગાલ ભર્યાથી કામ.

વાંદરાને દારૂ પાયો;—વાંદરો, ને દારૂ પીધો.
વાંદરાને ( વળી ) નીસરણી મળી ( આપી ).
વાંદરાને વળી વીંછી કરડ્યો (વળગ્યો), ગાંડીને વળી ભૂતે સાહી.
વાંધા તો વિન્તપરો.
વાંસો, ને વાંક કોઇ દેખે નહીં.
વાંસો, ને વાંક જોનાર વિરલાજ.
વાએ ઉડ્યા હાથ જાય, ને ડોશી કેહે મારી પૂણીઓ.
વાએ વંટોળ ઉતરી ગયો,—વાએ વાદળ ઉતરી ગયું.
વાએ વાત વહેતી જાય.
વાએ વાદળ, ને આકાશે સીવવો.
વાગતાનાં વધામણાં.
વાગતું વાગતું સર્વે માંડવે આવશે.
વાગશે ત્યારે જાગશે.
વાગે તેને સાલે.
વાગ્યું તેમ ખોડંગ્યું.
વાગ્યું તો તીર, નહીં તો તુક્કો.
વાગ્યો તો તીર, નહીં તો ( નીકર ) ટપ્પો.
વાઘ ખાય તો મ્હોં લોહીઆળું, ને ના ખાય તો પણ લોહીઆળું.
વાઘ જેટલી આળસ.

વાઘ ધીરો, વીંછી ધીરો, ધીરો મણિધર કાળા,
ન ધીરજે વીસા વાણિયા, ઘોડીયામાં સુતા બાળા.

વાઘના કરડ્યા સારા, કે કુતરાના કરડ્યા સારા ?
વાઘના દૂધ શિવાય સર્વે છે.
વાઘના રણ કંઈ સૂનાં જાય ?
વાઘની ગાંડે ( વાઘને કુલે ) મધ.
વાઘની બોડમાં હાથ ઘાલવો રમત નથી.
વાઘનું મ્હોં લોહીઆળું.
વાઘને એ વાઘણ વહાલી છે.
વાઘ ને બકરી એક આરે પાણી પીએ.

વાઘરણ હતી, ને લૂટાણી.
વાછડ વેલમાં, ગોધો મોટો.
વાછડાનું મૂલ વાડે, કે ગાડે.
વાછડી વરતમાં હુલી જાય.
વાજતું ગાજતું તોરણે તો આવશેજ.
વાજતું ગાજતું સૌ માંડવે આવશે.
વાટજોનારને વેળા લાંબી થાય.
વાટે ઘાટે વટેમાર્ગુ;—વાટે ઘાટે વિદ્યાર્થી.
વાટે જતાં વઢવાડ લેવી ?
વાટે જતાં વિઘન વળગ્યું.
વાટ્યું ઓસડ, ને મુડ્યો ગોરજી, કાંઈ સમજાય નહીં.
વાટ્યું ઓસડ, ને મુડ્યો જતિ ( જોગી ).
વાટ્યું ઓસડ, ને મુડ્યો સાધુ એ બે ઓળખાય નહીં.
વાડ ચીભડાં ગળે, તો શું રહે ?
વાડ તેવો વેલો.
વાડ થઈને ચીભડાં ગળે, પછી શું ?
વાડ નહીં, ને વાડનો કાંટો સાંભળે.
વાડ રાખે ખેતરને, ને ખેતર રાખે વાડને.
વાડ વગર ( વિના ) વેલો ચઢતો નથી ( ચઢે નહીં ).
વાડ વેલાને ગળી જાય, ત્યારે ફરિયાદ કોને કરવી ?
વાડ સાંભળે, વાડનો કાંટો સાંભળે.

વાડી ઉપર વાદળાં, મેડી ઉપર મેહ;
સૂડી ઉપર સાથરો, પરનારી શું નેહ.

વાડીએ મોઘાં, ને ચોટે સોંઘાં.
વાડીનો વરઘોડો.
વાઢીમાં પેઠો છે, તે નાળવેથી નિકળશે.
વાઢે તે વહે.
વાઢે તે વીણે, ચઢે તે પડે.
વાઢ્યું ગળું, ને શીટ્યો સાસ.

વાટ્યું ચોરે નહીં.
વાણ તારે તે વાણિયો.
વાણિયા ડાહી માના દીકરા.
વાણિયાની જાત વેવલી.
વાણિયાની દીવાળી, ને દીવાળીઆની હોળી.
વાણિયાની ને ગધેડાની પરમેશ્વરને પણ ફીકર નહીં.
વાણિયાની ભમ પાંચ્છેરી.
વાણિયાની મુછ નીચી તો ( તે ) નીચી.
વાણિયાની રંગ ભડી.
વાણિયાનું ખેતર તો લૂટી લો, ને મુસલમાનનું ખેતર તો જવાદો.
વાણિયાનું ધાડવે, ને બ્રાહ્મણનું લાડવે.
વાણિયાનું જાય લાભે, ને રબારીનું જાય ડાભે.
વાણિયાને રીઝવતાં, ને વાઘને ખીજવતાં વાર ન લાગે.
વાણિયાનો વશે, ને કુતરાંનો મરો.

વાણિયા બચ્ચા, કદી ન બોલે સચ્ચા;
જો બોલે સચ્ચા, તો ઉસકા ગુરૂ કચ્ચા.

વાણિયાભાઈ અબી બોલ્યા, ને અબી ફોક.
વાણિયા મગનું નામ પાડે નહીં.
વાણિયા મુછ નીચી, તોકે સાડી સાતવાર નીચી.

વાણિયા રે વાણિયા, કોટે બાંધ્યા પ્હાણિયા;
ઉભે ચૌટે (તાપી લગી) તાણીઆ, તોએ ન ગયા પ્રાણીઆ.

વાણિયા વરઘોડે શૂરા.
વાણિયા વાણ, ને લીટી તાણ.
વાણિયા વાણિયા ફરી તોલ.
વાણિયો તણાયો, તો કે લોભે લોભે તણાતો હશે.
વાણિયો ને વરમદે, કોઇનાં નહીં.
વાણિયો મિત્ર નહીં, ને અગ્નિ પવિત્ર નહીં.
વાણિયો રીઝયો તાળી આપે.
વાણિયો લોભે જતો હશે.

વાણિયો વટલે નહીં, ને સોનું સજે નહીં.
વાણિયો વરઘોડે, ને વહોરો રોડે.
વાણિયો સાંચે પળી પળી, ને રામ લદાવે કુપ્પા.
વાણિયો સીંચે પળી પળી, ને રામ ઉડાવે કુપ્પા.
વાણી તે જાણી.

વાણી તો પાણી ભરે, ને ચારે વેદ મજૂર;
કહેણી તો કાદવ કરે, પણ રહેણીકા ઘર દૂર.

વાણોતરનો વેચ્યો શેઠ વેચાય.
વાત કરતાં વાંઝણી વિઆઈ.
વાત તો વા પણ લઈ જાય (લાવે).
વાત ન કરીએ વાટે, ને વાત ન કરીએ રાતે.
વાત નહીં, ને વાતનો પાયો નહીં.
વાતનો કરનાર વ્હેલે બેસે?
વાતમાં ને વાતમાં લલ્લુભાઇએ ભરૂચ ગુમાવ્યું.

વાતમાં મારે, તોલમાં મારે, મૂલમાં મારે વાણિયો;
લોઢું ઘસાય, લાકડું ઘસાય, ઘસાય મ્હોટો પ્હાણિયો.
આ દુનિયામાં નહીં ઘસાય એક વાણિયો.

વાત હુંકારે, ને ગાળ હુંકારે.
વાતે પાપડ, વાતે વડી, ને વાતે વહુ ગધેડે ચઢી.

વાતે રીઝે વાણિયો, રાગે રીઝે રજપૂત;
બ્રાહ્મણ રીઝે લાડવે, ડાકલે રીઝે ભૂત.

વાતે વડાં, વાતે વડી, વાતે વહેવણ ગધેડે ચઢી.
વાતે વળી, ને ગધેડે ચઢી.
વાયરી વાસ્તે ભેંસ મારવી?
વાન ન આવે, ને સાન આવે.
વાનું પૂર.
વાનો ઘોડો.
વા પર વાત, ને ભસમ પર ચિઠ્ઠી.
વાયુ થાય જરાથી, ને ગરમી થાય હીરાથી.

વારંવાર માણસ દેહ નથી.
વારી વન્હીને વેર.
વારે વારે કુતરૂં રોટલો લઇ જશે?
વારે વારે વાણિયો, ને સાતે વારે સોની.
વારો આવે ડોસીએ નાચે ( ડોસીને પણ નાચવું પડે ).
વાર્યું ન કરે તે (પણ) હાર્યું કરે.

વાલ કહે હું મોટો દાણો, ઘણાં લક્કડ બાળું;
ચાર દિવસ જો સેવન કરો, તો ભરી સભામાંથી ટાળું.

વાલને વખાણવો નહીં, ને ચોળાને કચખોડવો નહીં.
વાલમાંથી રતી કાઢે.
વાલ સોને ગધેડું મઢ્યું.

વાલ્મિકપુરી પંચ રત્નાનિ, પાણી પાષાણ પાંદડાં;
ચતુર્થં ગાલી દાનંચ, પંચમં વસ્ત્ર લોચનં.

વાવડી ચસકી.
વાવમાં હોય, તો હવાડામાં આવેજ આવે.
વાવવું તેવું લણવું, કરવું તેવું પામવું.
વા વાય તેમ વળે.

વા વાયો સુરીઓ, દેરીડા હળાયો કેમ પૂરીઓ.
વા વાયો સળી, ભથવારી પાછી કેમ ન વળી.
વાવીએ કડવી તુંબડી, ઉતરે તુંબ હજાર;
એક એકથી કડવાં અધિક, અપરંપાર અપાર.

વાવેગા સો પાવેગા, અંધા જોરૂ લાવેગા.
વાવે તે લણે,—વાવે તેવું લણે.
વાવે તે લણે, ને ખોદે તે પડે.
વાસીદું જેટલી વાર કાઢીએ, એટલી વાર પુંજો નિકળે.

વાસીદું વાળે નહીં, ને ઘણા પાડે ખાડા;
સસરો જો શિખામણ દે, તો ઉત્તર આપે આડા.

વાસીદે સાંબેલું જાય.
વાસી રહેવે નહીં, ને કુત્તા ખાવે નહીં.

વાસુદેવે વાસુદેવ મળવા મુસ્કેલ.

 વા:વા: મારી સતવંતી નાર, જોઈલીધો તારા સતનો સાર;
 તું દૂધને પડુઆ ઝાડ, મારા દૂધીઆ દાંત ના પાડ.

વા:વા:રે મિયા બાંકે, દેખો ડગલી મેં સો સો ટાંકે.

વાણ્યા કે વટલ્યા ?

વાણ્યા, વટલ્યા, ને વંઠ્યા.

વાળંદનાં વાંકાં (હોય), ત્યારે (તો) કોથળીમાંથી સાપ નિકળે (કરડે).

વાળંદ, ને વળી બેઠો વ્હેલ.

વાળી ઘડાવતાં વાર, પણ કંઈ નાક વીંધાવતાં વાર.

વાળો, ડોળો, ને બામણભાઈ, જોવા ન આવે સગો ભાઈ.

વિખનો વિલાસી જીવ સાકરને શું કરે ?

વિદ્યા કોઈના બાપની નથી.

 વિદ્યા પહેલી વય વિષે, બીજી વયમાં ધન;
 ન થયો ધર્મ ત્રીજી વયે, નિષ્ફળ ખોયું તન.

વિદ્યામાં પૂરો નહીં, ને અક્કલમાં અધૂરો નહીં.

વિદ્યા વેચેલ.

વિદ્વાનની સોબત સારી, મૂર્ખની કૃપા પણ નઠારી.

 વિદ્વાનને વિદ્વાન મળે, ત્યાં વાત વાત ને વાત;
 ગદ્ધેકુ ગદ્ધે મળે, ત્યાં લાત લાત ને લાત.

વિધાત્રાના લેખ કદી ફરે નહીં.

વિધાત્રાના લેખ મિથ્યા થતા નથી.

વિના કામનું બરકવું, ધોકો આવે ઘેર.

વિના ચઢાવે કામઠી, કેમ કરી વાગે તીર ?

વિનાશ કાળે વિપરીત બુદ્ધિ.

વિભૂષણું મૌનમ્ અપંડિતાનામ્.

વિલંબ એ વખતનો ચોર છે.

વિવાહ કહે માંડી જો, ને ઘર કહે ઉકેલી જો.

વિવાહથી રળિયામણું શું ?

વિવાહનાં ગીત વિવાહે ગવાય.
વિવાહની વરસી.
વિવાહનું બારમું, ને વરસીના વિવાહ.
વિવાહ પહેલાં અધરણી ?
વિવાહમાં વધયણું થયું.
વિવાહ વહીને, વેપાર કસીને.
વિવાહ વીસા, ને મન થંભે.
વિવાહ વીસા, ને મોડ થંભે ( થાંભલે ).
વિવાહ સમાન હરખ નહીં, ને મુઆ સમાન શોક નહીં.
વિવેકથી બન્યો રહે, દોણી ને વળી દૂધ.
વિવેક વડો વિદ્યા થકી.
વિવેકો દશમો નિધિઃ
વિશ્વાસઘાતી મહા પાપી.
વિસનગરના મગ, કદી ચડે નહીં.
વીંછીના મ્હોંને (મ્હોંમાં) ખાસડું.
વીંધ્યું તે મોતી.
વીતે તે જાણે.
વીલે મ્હોડે અગીઆરસ.
વીશ વસા મોસાળના આવે.
વીશ વાણે ને વીશ તાણે, વધતું ખાય તો અલ્લા જાણે.
વૂઠો મ્હે ( મેહ ) તો વાટાડુએ કહેશે.
વૃદ્ધ થયો વંઠ્યું મન, ઉચ્ચાટ ટળ્યો ને ખૂટ્યું ધન.
વૃદ્ધા નારી પતિવ્રતા.
વેંત નમે, તેને હાથ નમવું.
વેચી ઉંઘ, ઉજાગરો મેળે લેશે મૂઢ.
વેચ્યા ઘોડા દામ દે.
વેચ્યો ઘોડો ખાણ ખાય.
વેજલપુરનો વાંદરો તે તવડીના વાલ ખાય ?
વેડ, દભોલી, સીંગણપોર, જતાં આવતાં થાય બપોર.

વેઠ આવી, ઉપાડે છુટકો.
વેઠીઆ વેઠ વાળી, તોકે વાળી.
વેઠીઓ વરણાગીઓ શો ?
વેતર વંઠ્યુ, ત્યાં રાંડ દાઇઆણીનો શો વાંક ?
વેદ દેવાળીઓ, ને સંધ્યા શાહુકારી.
વેદાંતિ કરતાં ધોદાંતી સારો.
વેપાર કરતાં દામ, દામ, ને દામ જોઇએ.
વેપારને શિર દેવાળું, ને નોકરીને શિર બરતર્ફી.
વેપાર વધંતી લક્ષ્મી.
વેર કરીને ઉંઘવું નહીં.
વેર ભાવે ભગવાન મળ્યા.
વેર વસાવીને સુખે સુવાય નહીં.
વેરીનો વિશ્વાસ ન કરવો.
વેલા વંઠી તુમડી, ને કડવી કડવી ઝેર.
વેલે વંઠી તુમડી.
વેવલાં મારે પેટ ન ભરાય.
વેશ્યા ઘટાડે, ને જોગી વધારે. ( વરસ )
વેશ્યાનો ખાટલો સર્વે થુંકી ભરે.
વેશ્યાનો દીકરો કોને બાપ કહે ?
વેશ્યા સતી નહીં, ને અઘણી પવિત્ર નહીં.
વેશ્યા સાથે વણજ ન કરીએ.
વેષધારીથી વેગળા રહો.
વેળા એજ વસ્તુ.
વેળા એવી વાત.
વેળા તેવી રક્ષા.
વેળાનાં ગીત તે વેળાએ ગવાય.
વૈદકમાં નેપાળો, ને જોતિષમાં ધરણ.
વૈદ ગાંધીનું સહિયારું.
વૈદનાં મરે નહીં, ને જોશીનાં રાંડે નહીં.

વૈદનો જુલાબ, ને જોશીનુ ગ્રહણ એ બે સાચાં.
વૈદ, વકીલ, ને વેશ્યા, એ ત્રણે રોકડીઆં.
  વૈદ વાળંદ ને વેશ્યા, એ ત્રણે રોકડીઆં;
  જોશી ડોશી ને વટેમાર્ગુ, એ ત્રણે ફોકટીઆં.
વૈદ વૈદનો વેરી.
વૈશાખ મહિનાનાં વાવઠાં.
વૈશાખે વીસ શાક મળે.
વો દિન કહાં (ક્યાંસે), કે મિયાંકે પાંઊમેં જુતી ( જુતીયાં ).
વ્યસની વ્યસનીને ખોળી લે.
વ્યાજ ખોરીઓ, તે હલાલ ખોરીઓ.
વ્યાજ ઘોડા છોડાવે.
વ્યાજ ને ઘોડા આંબે નહીં.
વ્યાજને ઘોડા પણ ન પહોંચે.
વ્યાજ રળે આઠ પહોર, ને માણસ રળે ચાર પહોર.
વ્યાજે કાઢી ઓછીતું આપવું ( કોના ઘરનો ન્યાય ).
  વ્યાપારે ધન સાંપડે, ખેતીથકી અનાજ;
  અભ્યાસે વિદ્યા મળે, ખાંડાં બળે રાજ.
  વ્યાસ બોલ્યા વાણી, બોભસે ખાવી ધાણી;
  ઉપર પીધું પાણી, ને પેટ બાંધ્યું તાણી.
  વ્યાસ વેશ્યાની એકજ પેર, વિદ્યા દીકરી રાખી ઘેર;
  જો સમજે વાંચ્યાની પેર, તો શું ફરવા વાંચે ઘેરે ઘેર.
વ્હાર તેની ધાડ?
વ્હાર ત્યાંથી ધાડ ( પડવી જોઇએ નહીં ).
વ્હાર ભેગી બૂમ.
વ્હેલે વળગીને આવી નથી.
શંકર એક, ને પટકા સો.
શંકરભાઈ(ભટ )નું માખણ.
શંકર રાખ, ને કુબેર ઘેસ.
શંકા ભૂત, મંછા ડાકણ.

શંખ છે, ત્યાં ઝંપ છે.
શંખણીનો લાગે નહીં, ને સતી ( શાપ ) દે નહીં.
શકટ નીચે શ્વાન.
શક્તાના સાળા ઘણા, પણ અશક્તનો કોઈ બનેવી ન થાય.
શત્રુ, ને રોગ, ઉગતા છેદવા.
શરમ કરે નરમ, ને ભરમ કરે ગરમ.
શરમ નહીં સંખાણી, ને હોય અવડવાણી.
શરમાળીના વિચાર, ને ખાજલીએ કાણાં.
શરાધની ખીર પાટલે વળગી આવે.
શરીર કટાઈ જાય, તે કરતાં ઘસાઈ જાય તે સારૂં.
શરીર સલામત, તો સાડીઆં ઓત.
શરીરે સુખી, તો સુખી સર્વે વાતે;
શરીરે દુખી, તો દુખી છે સદા તે.
શવરામવસીનો અધમણીઓ ઝોંસવો તે ઝોંસવો.
શહેર વસન્તા દેવતા, ને ગામ વસન્તા રાક્ષસા.
શાક બગડ્યું તેનો દિન બગડ્યો, અથાણું બગડ્યું તેનું વરસ બગડ્યું, બાયડી બગડી તેનો ભવ બગડ્યો.
શાકમાં મૂળાપણીનો શો હિસાબ.
શાકરથી મીઠી ગરજ.
શાકરના પાનાર તો ઘણા, પણ ઝેરના પાનાર કોક.
શાકરના હીરા ગળ્યા તે ગળ્યા.
શાકરને કડવી કોણ કહે ?
શાણાને શિખામણ, ને મૂરખને ટોકણી.
શાણાને સાન, ને ગધેડાને ડફણાં.
શામાટે માળવે જાય છે, "ખાય નહીં ખાન્ને ખાંડ."
શિંગડે ( ઝાલીએ તો ) ખાંડો, ને પુછડે (ઝાલીએ તો) બાંડો.
શિંગડે સ્હાય તો ખાંડો, ને પુછડે સ્હાય તો બાંડો.
શિકસ્ત ચૂડેલકી (ની ), ઓર મિજાજ પરીયોંકા (પરીનો).
શિકાર લેવો હોય, ત્યારે સિંહ પણ નમે છે.

શિખવી હોય ભીખ, તો તમાકુ ખાવા શિખ.

શિખામણ તો તેને દઇએ, કે જેને શિખામણ લાગે;
વાંદરને શિખામણ દઇએ, તો સુગરીનાં ગોહાં ભાંગે.

શિખીને કોઈ અવતર્યું નથી.

શિખે તેની વિદ્યા.

શિખ્યો કાયદો કોડીનો.

શિયાલેકા પરોઢ, ઉન્હાળેકા દપેર, ઔર ચોમાસેકી રાત;
અલ્લા મરણ દીજીઓ, મગર ગમન મત દીજીઓ.

શિયાળ તાણે સીમ ભણી, ને કુતરૂં તાણે ગામ ભણી.

શિયાળને કહ્યું કે કામ કરીશ, તો કહે ડુંગરે ચઢીશ.

શિયાળ બચ્ચાં સો જણે, તે સોએ બચારાં;
સિંહણ બચ્ચું એક જણે, પણ એકે હજારાં.

શિયાળે સાળુ, ને ઉન્હાળે દોટી.

શિયાળો ભોગીનો, ને ઉન્હાળો જોગીનો.

શિર કાટલો, પીછુ મે નાક કાટુંગા.

શિરના કીડા શિરને ફોલે.

શિર શિર અક્કલ, ગુરૂ ગુરૂ બિદ્યા.

શિરા સારૂ શ્રાવક થવું?

શિવ ને જીવ.

શિવરામ ગાર્ડી, જ્યાં ગયા ત્યાં એક મહિનો ને બાર દી.

શિળી શિળી સાતમાં, રોટલા ખાધા રાતમાં, ગોદા ખાધા ગાલમાં.

શીંગોડું સણગાર્યું, જંબા તેડું ન આવ્યું.

શીંદરી બળે, પણ વળ ન મેલે.

શું કંઈ આંખને ઠેકાણે ભમ્મર આવે?

શું ઘરડા ગધેડી ઝાલે, તો આપણે ઝાલવી?

શું માંસ ખાતા હશે, તે હાડકાં કોટે બાંધી ફરતા હશે?

શુકનથી શબ્દ આગળો.

શૂળી ઉપર ઉંઘ આવે.

શૂળીનું વિઘન કાંટે ગયું ( સોયે ઉતર્યું ).

શળીનો ઘા કાંટે સર્યો.
શેખ ક્યા જાને સાબૂનકા ભાવ.
શેખ ચલ્લીના વિચાર.
શેખ વહોરા શીરાવશો, તોકે શાણકું બગલમાંજ છે.
શેઠ આવ્યા, તોકે નાખો વખારમાં ( વખારે નાખો ).
શેઠ કેમ તણાયા, તો લોભે લોભે.
શેઠ ગયા, કે ચાકરની ( ને ચાકરોને ) બીજબાની.
શેઠજી નમતું તોળો, તોકે ધડો કોણ કરે છે.
શેઠ તેવા વાણોતર.
શેઠ નાના, ને પાઘડી મોટી.
શેઠના સાળા સૌ થવા જાય.
શેઠની ગાંડમાં ગીલોડી પેઠી.
શેઠની ગાંડે ગુમડું થયું, ને પંપાળીને મોટું કર્યું.
શેઠની ફાંદે ફોલ્લી થઈ, ને પંપાળીને મોટી કરી.
શેઠની શિખામણ ઝાંપા સુધી.
શેઠને ઉધારો, કંઈ પેટને ઉધારો ?
શેઠને ઘેર વરો, હાંસીને પેટ ભરો.
શેઠ, ને ( તમારાં ) મોટાં પેટ.
શેઠનો સાળો, દીવાસળી વાળો.
શેઠ પંડે હસળા, પણ કાટલાં કૂડાં.
શેઠ બી હસળા, ને કાંઈ કાટલાં બી ખોટાં.
શેઠ બોલ્યા, તે સવાવીશ.
શેઠ મારે હાથે, તો ચાકર મારે લાતે.
શેઠ લાલો થયો, તેથી તેનો કુતરો ગુસ્સે થયો.
શેઠ, સરડા, ને દાભંડા, એ ત્રણે વાંકા ને વાંકા.
શેઠે આવીને શીરામણ.
શેત્રુંજીમાં ગાગડિયો ભળ્યો.
શેર ચોળા જ્યાં બાફવા નાખ્યા હોય, ત્યાં નખાય.
શેરડીનો સાંઠો પુછડા સુધી ( માથા લગી ) ગળ્યો ન હોય.

સઈ ચોરે કાપડું, ને સોની ચોરે રત્તી;
હજામ બાપડો શું ચોરે, માથામાં કંઈ નથી.
સઈ દોરો સડકાવે, ને ભીમો ગાંડ ભડકાવે.
સઈના ઘરમાં સાપ પેઠો, કોણ મારે.
સઈની સાંજ, ને મોચીનું વહાણું.
સઈની સોય લુવારના લોઢામાં જાય.
સઈનો દીકરો જીવે ત્યાં લગી સીવે.
સઈ સોની ને સાળવી, એને જમ ન શકે જાળવી;
ઉંડી ખાડ ગાળવી, ઉપર ધૂળ વાળવી, તોએ નિકળે જાળવી.
સઈ, સોની, ને સાળવી, તેની સાથે કામ કરવું જોઇએ જાળવી.
સઈ, સોની, ને સાળવી, તેને કોઇ ( જમ ) ન શકે જાળવી.
સકર્મીના સો સાળા થાય, પણ અકર્મીનો કોઇ બનેવી ન થાય.
સકર્મીની જીભ, ને અકર્મીના ટાંટીઆ.
સકાળના સહેલા, ને દકાળના પહેલા.
સક્કર ધોળે જાૂઠડી, એસે મિત્ર હજાર;
ઝેર પીલાવે સાચકો, એ વિરલા સંસાર.
સક્કર્મીની સાસુ મરે, ને અક્કર્મીની મા મરે.
સખાવત કરે, ને કમબખ્ત અખત્યાર.
સખીકા બોલબાલા, ઓર સૂમકા મ્હોં કાલા.
સખીસેં સૂમ ભલા, કે તરત દે જવાબ.
સગપણ ને ડહામ ટળે નહીં.
સગપણમાં સાડુ, ને જમણમાં લાડુ.
સગપણ ( તે ) સોનું, ને પ્રીત ( તે ) પિત્તળ.
સગરામવસીનો અધમણીઓ, ઝાંસવો તે ઝાંસવો.
સગાઈમાં સગાઈ, તે માસામાં ઠગાઈ.
સગાઇ સોનાની, ને પ્રીત પિત્તળની.
સગા તેટલો સંતાપ.
સગો કરીએ જાણીઓ, ને સાહુકાર કરીએ વાણિયો.
સગો શિખામણ દે, ને હાથમાં ઠોબલી આપે.

સઘળાં રતન સરખાંજ ?
સઘળા દી (દિવસ) કંઈ સરખા જાય છે?
સઘળાનું નસીબ સરખું (હોતું) નથી.
સઘળું કરવું સોહેલું, સત્ય પાળવું દોહેલું.
સઘળું મળે, ન મળે એક મા, ને બાપ.
સચ કહે તો માર્યો જાય, જૂઠ કહે તો લડુ ખાય.

સજન બાત સ્નેહકી, પર મુખ કહી ન જાય;
મૂંગેકુ સ્વપ્ન ભયો, તો સમજ સમજ પસ્તાય.

સજન મિલાપી બોત હે, તાળી મિત્ર અનેક;
જીસકુ દીઠે મન ઠરે, સો લાખનમેં એક.

સજ્જન તજે ન સત્યતા, શ્વાન તજે ન નર્ક;
ગદ્ધા તજે ન ભોંકના, કસાઇ તજે ન કર્મ.

સજ્જન સભા બિચારીએ, અપના કુલકી રીત;
બરાબરીસેં કીજીએ, વિવાહ, વેર, ઓર પ્રીત.

સડી ગાયની મડી વાછડી.
સણગારેલો બાવળ પણ શોભે.
સતકા બેલી રામ.
સતની બાંધી મેદની.

સતિયા સત મત છોરનાં, સત છોરે પત જાય;
સતકી બાંધી લછમી, ઘર ઘર ફેરા ખાય.

સતી શાપ દે નહીં, ને શંખણીના લાગે નહીં.
સત્તર કાટલે મણ.
સત્તર દાદીઆં, ને તેરસેં બાપા.
સત્તર સાંધા, ને સો વાંધા.
સત્તા આગળ શાણપણ શું ?
સત્તાના મ્હોડા આગળ શાણપણ પણ કામ આવતું નથી.
સત્યનો અદવસો પણ છે.
સત્યનો બેલી પરમેશ્વર.
સત્યમેવ જયતિ.

સત્યવક્તા સદા સુખી.
સદાકે દુખી, ઔર બખતાવર નામ.
સનમુખના ખાવા.
સન્યાસીને કરવડો આપ્યો, ગાંડ ધો કે મ્હોડું ધો.
સબ એક થેલેકે બનેહે.
સબકી સવાઈ, ઔર બંદેકી દેઢી ( દોઢી ).
સબ ઘડી ઘરકી, તો એક ઘડી હરકી.
સબ ટકે સરખે.
સબધાના સૌ સાળા થાય, પણ ગરીબનું કોઈ બનેવી એ ન થાય.
સબ મર જાય, ને સબકા લડુ મેં ખાઉં.
સબ સબકી સમાલીઓ ( સંભાળીઓ ), મેં મેરી ફોડતા હું.
સબ સબકે ભલી.
સબ સાથ જગન્નાથ.
સબસેં બડી ચુપ.
સબસેં બાંકી, લેકીન સરકારકે સીપાઇસેં બી બાંકી.
સબસેં મથુરાં નિરાળી.
સબ સોતા, ને અલ્લા જાગા.
સબ સોતે, જબ અલ્લા જાગે.
સબ સોનેકી, પણ ગાંડ પિત્તળકી.
સબ લડાઇમેં બંદા તૈયાર.

સબહી પદારથ પાન હૈ, એકહી ઔાગુન હૈ;
જાકે કરપે ધરત હે, બિદા કરત હૈ તેહ.

સબળાના સાળા થાય, પણ નબળાના બનેવી ન થાય.
સબળાની અબળા પણ પ્રબળા હોય.
સબી થોડે બારે ટકે.
સબુરીનાં ફળ મીઠાં છે.
સબુરીનો બદલો સાહેબ આપે.
સબેરકુ ગઇ, સાંજકુ આઈ, દોદો ધનક લેતી આઈ.

સભામાં શોભતું બોલીએ,જેમ રીઝે રાય;
કીડીને કુંજર કહે, તોએ કહીએ હાય.
સભા સોહંતું બોલીએ, જેમ રીઝંતો રાય;
વાંદર કેરાં પીસણાં, શિલા તણાઈ જાય.

સમ ખાય, તે સદા જૂઠો.
સમ ખાવાના બ્રાહ્મણ.
સમજુને ઇસારો, મૂર્ખને ટોકણી.
સમજુ માણસથી બલા દૂર.
સમજુ વેરી સારો, પણ મૂર્ખ ભાઈબંધ ખોટો.
સમજે તેનું મોત, ને નહીં સમજે તેની કમબખ્તી.
સમજે તેને દુનિયા, ન સમજે તેનું મોત.
સમજે નહીં, ને સરખો ભાગ માગે.
સમડી સમડી સાત ફેરા.
સમણામાં રાજ્ય મળ્યું શા કામનું ?
સમય પ્રમાણે મ્હાલવું.
સમાણસ વળે વાતે, ને કમાણસ વળે લાતે.
સમીસાંજનું મુઉં, તે ક્યાં લગી રોવું ?
સમીસાંજનું મુઉં, પોસ મહિનાની રાત, તેને ક્યાં લગી રોવું ?
સમીસાંજનો મુઓ, તેને ક્યાં લગી છેડો વાળે ?
સમુ જોખજે, તોકે ધડોજ કોણ કરે છે.
સમુદ્ર તરીને ખાબોચીઆમાં ડુબવું ?
સમે વર્તે સાવધાન.
સરકાર ચઢે, તો પૈસાદાર છતે.
સરકારના સીપાઇ, ને જમના દૂતને દયા ક્યાંથી.
સરકાર દરબારના અવળા પગ.
સરખે સરખા મળ્યા, ને ભવનાં દુ:ખ ટળ્યાં.
સરખે સરખી જોડી, એક આંધી ઓર દુસરી ખોડી.
સરડાએ કીધી સાન, હિંદુએ માર્યા મુસલમાન.
સરભડે એવું ટીબજે.

સરસવના કણ સર્વે સરખા.
સરાધ સાર, કે બાપ બતાવ.
સરે નહીં, સીજે નહીં, ને ખાટ બેઠું ખીજે.
સરોવર સૂકાય, ત્યારે માછલાં દેખાય.
સર્જિત મિથ્યા થતું નથી.
સર્પે છછુંદર ગળી ( સાહી ).
સર્પ બધે વાંકો ચાલે છે, પણ દર આવ્યું ત્યાં પાંસરો.
સર્પ મરે નહીં, ને લાઠી ભાંગે નહીં.
સર્વ નાનાથી મોટું થાય છે.
સર્વને કંકુનો ચાંલ્લો વહાલો હોય છે.
સર્વ પાલખીએ બેસનાર હોય, તો પછી ઉંચકે કોણ ?
સર્વ પોતીઆમાં નાગા હોય છે.
સવામણ તેલે અંધારૂં.
સવામણની કોઠી ભરાય, પણ સવાશેરની કોઠી ન ભરાય.
સવામણ સુંઠ, ત્યારે કાંકરી આદાની.
સવામણ સુંઠનું થશે, ત્યારે કાંકરી(પાશેર)આદાનું પણ થશે.
સવેળાએ સંઘર્યું હોય, તો અવસરે આવે કાજ.
સવૈયાની ડોશી, ને ઢબુ મુડામણ.
સસરાજીના લોટજી ઉપર વાંદરજી બેઠાતાજી.
સસરેકી ગાડી, સાલેકા બેલ, ને બંદા કરે સ્હેલ.
સસલો મારે ( માળે )આવ્યો, ત્યારે કુતરી મુતરાણી થઈ.
સસા, છઠો પગ કોને છે.
સસ્તું ભાડું, ને સિદ્ધપુરની જાત્રા.
સસ્સેકા તીન પગ ( પાંઉં ).
સહસા કામ ન કરવું.
સહીઆરાની ( સહીઆરી ) સાસુ, ને ઉકરડે મોકાણ.
સજ્યા ઘણું દજ્યા કામના.
સાંઇકે ટટ્ટુ ચલને દો.
સાંઈ મર ગયા, તો સાંઇકી શરમ સાથ લે ગયા.

સાંકડા ઘરમાં વચ્ચે ખીલો.
સાંગ્યો દોડકે ( ઓડકે ) ગયો.
સાંઢાએ બેઠાં કુતરૂં કરડયું.
સાંઢીઆનાં લીડાં પેટમાંથી જૂદાં.
સાંઢીઆ મુએ, પણ માળવા સામું જુએ.
સાંતી સવારમાં, જાણુછ પણ જોડતો નથી,
તેની ખબર ખળે, જાણીશ જસડા ગોયાણી.
સાંભળીએ જનનું ( સૌનું ), ને કરીએ મનનું.
સાંભળીએ સૌનું, પણ માનીએ વડુનું.
સાંભળ્યાનો સંતાપ, ને દીઠાનું ઝેર.
સાંસો ઉઠયો સાવ ખેટ.
સાગ, સીસમ, ને સોનું (રુનું), કદી(સો વરસે) ન થાય જુનું.
સાચને આંચ નથી ( નહીં ).
સાચને કદી ન આવે આંચ.
સાચવે તેની લક્ષ્મી.
સાચાનો બોલનાર, ને માથાનો વાઢનાર.
સાચા બોલ, સગી માને ન ગમે.
સાચા બોલો ( સગી ) માએ માર્યો.
સાચી સગાઈમાં સાહુ, ને મળ્યા ચપણમાં લાહુ.
સાચું કડવું સારૂં, પણ મીઠું ખોટું ખરાબ.
સાચું બોલવું, તો માને પણ ન સોહાય.
સાચું બોલું તો મા મારી જાય, નીકર બાપ કુત્તા ખાય.
સાચે દેવળ ( દેવે ) ઘંટ વાગશે ( વાગે ).
સાચે રાખે (રાચે) રામ, ને જૂઠા( જૂઠા )ને કપાળે ડામ.
સાજન તેવાં ભોજન.
સાજો ખાય રોટલા, ને માંદો ખાય પૈસા.
સાઠી, ને બુદ્ધિ નાઠી.
સાડાત્રણ હાથનો સાથરો.
સાણંદનું ચુકશે, ત્યારે બેચું ગોધાવીનું પણ ચુકશે.

સાત ઉતાવળ સાત ફેરા ફરે.
સાત કાગ વચ્ચે એક ઘુવડ.
સાત ઘડી હરકી, ને બે ઘડી ધરકી.
સાત દીકરીએ બાપ વાંઝિયો.
સાત પાંચકી લકડી, ઓર એકકા બોજ.
સાત પાંચ મિલ કરીએ કાજ, હારે જીતે નહીં આવે લાજ.
સાત પુરીમાં મથુરાં.
સાત વારે સોની, ત્રણ વારે કંસારો;
વારે વારે વાણિયો, ને એકી વારે કોળી.
સાત વીસે સમજે ખેડુત.
સાત વીસે સો.
સાત સહીઆરીઓએ ઉકરડે મોકાણ.
સાત સોઇયાણીએ વેતર વંઠે.
સાતે વારે સોનીના.
સાથરો ત્યારે સાંકડો શો, ને તરફ માટી ત્યારે રાંકડો શો ?
સાદા રાયજાદા.
સાપ કાઢતાં ઘો પેઠી.
સાપ ગયા, ને લીસોટા રહ્યા.
સાપના પગ સાપ જાણે.
સાપની ફેણ ઉપર મણિ, વાઘની મૂછના વાળ, સિંહને કુલે મધ, એ લેવા જતાં ઉલટું નુકસાન થાય.
સાપને ઘેર પરોણો સાપ, ચાટી મુખ વળે ઘેર આપ.
સાપને ઘેર સાપ જાય, ને જીભ ચાટીને પાછો આવે.
સાપને ઘેર સાપ પરોણો, તો જીભના લબકારા(ની મળમળ).
સાપને ઘેર સાપ પરોણો, લપકારે વહેવાર.
સાપનો કરડ્યો આવળ ચાવે ( ચાવશેજ તો ).
સાપનો કરડ્યો છછુંદરથી બ્હીએ.
સાપનો ભારો જાળવવો, ને કુંવારી કન્યા જાળવવી.
સાપ મરે નહીં, ને લાઠી ( કડી ) ભાંગે નહીં.

સાપ લાંબો, ને ઘો પોહોળી.
સાપ સઘળે વાંકો, દરમાં પેસે ત્યારે પાધરો.
સાપ સાપકે સુરાખમેં હાથીકા બલ રખતા હય.
સાપે કરડેલો દોરડીથી બ્હીએ.
સાપે છછુંદર ગળી, મૂકે તો આંધળો થાય, ને ગળે તો મરી જાય.
સાપે છછુંદર ગળ્યું, તે ખાય તો મરે, ને મૂકે તો આંધળું થાય.
સાપે છછુંદર પકડી.
સાબડ કરતાં રાબડ થયું, છતું પાણી કીચડમાં ગયું.
સાબર ને સિંહ સરખાં ?
સાબુ દીધે નસીબ ન ઉઘડે.
સામ, દામ, ને ભેદ ભણાય, પછીથી ચોથો દંડ ઉપાય.
સામાનું મન ચોર, તો આપણું મન ચોર.
સામાપૂરનો સાથી.
સામાબોલી સાસરે ન સમાય.
સામી ઘોડી સાળવે ( સલવાણી ), ને દાજીભાઇ દુભાણા.
સામી સાંજનું મરણું, તેને ક્યાં સુધી રડવું ?

સામું જુએ ત્યાં ઉભા રહે, ને આવો કહે ત્યાં બેસે;
ભાટ બ્રાહ્મણનું લાકડું, તે વણ છોલ્યું પેસે.
સામું જુઓ તો ઉભો રહે, આવો કહો તો બેસે;
ભાટ બ્રાહ્મણનું લાકડું, તે અણપેસાર્યું પેસે.

સામો મળ્યો સવૈયાનું જાન કરે.
સારનું મોત છે.
સારાં કામ તો કીધાંજ ભલાં.
સારા કામમાં સો વિઘન.
સારાને સારૂં.
સારાનો નાશ છે.
સારા રાજમાં સાવરણી ( સાંબેલું ).
સારૂં એટલું સોનબાઇનું.
સારૂં કરીને, સારાની વાટ જોવી.

સારે અર્થે સારાં ( ગમે તે ) સાધન.
સાલીઆભાઈની ઘાણી, આધા તેલ ને આધા પાણી.
સાલ્લો કાપડું લે, પણ જીવતી જવા દે.
સાવર સામું શેઠાડું.
સાસ, ત્યાં સુધી આસ ( સોસ ).

સાસરાનું માન સાળીએ, જમણનું માન થાળીએ;
ગાયનનું માન તાળીએ, મ્હોડાનું માન વાળીએ.

સાસરાનો ચુલો સારો, પણ પિયરની પાલખી સારી નહીં.

સાસરા સુખ વાસરા, દો દિન( ઘડી )કા આસરા;
ઓર જાસ્તી રહેવે, સો ખાવે ખાસડાં.

સાસરી સાકર કોઇની નહીં.
સાસરે જતાં કોઈ છીનાળ ન કહે.
સાસરે સંપ ( જંપ ) નહીં, ને પિયર જંપ ( સંપ ) નહીં.
સાસ લેતાં શૂળ આવે.
સાસુ દમે ( શેકે ) સવેળા, તો વહુ દમે ( શેકે ) કવેળા.
સાસુને ગાળ, ને વહુને શિખામણ ?
સાસુની શિખામણ વહુને.
સાસુને કહીને વહુને સંભળાવવું.
સાસુને જમાઈ ઘણો વહાલો.
સાસુને નહીં સંઘરે, તો નણંદને શું પધરાવે ?
સાસુને રીસ, ને વહુને સંતોખ.
સાસુ પછી વહુનો વારો.
સાસુ ભાંગે તે કલેડાં, વહુ ભાંગે તે ઠીકરાં.
સાસુ ભાંગે તે ઠીકરાં, ને વહુ ભાંગે તે કલેડાં.
સાસુમાં સો વાંક, પણ વહુનો વાંક નિકળે ( કાઢે )
સાસુ મારી ભોળી, દેખાડે નહીં દીવાળી કે હોળી.
સાસુ રોસ, ને વહુ સંતોષ.
સાસુ વહુનું સહીઆરૂં.
સાસુ વહુ સકારાં, ને વચ્ચે બોલે તે અકારાં.

શાહુકારના સાળા થવા સૌ જાય, પણ ગરીબના બનેવી થવા કોઇ નહીં જાય.
સાહેબ મેહેરબાન, તો ગદ્ધા પહેલવાન.
સાળેને સાળે મુસળું, ને તેમાં મારો ભાગ.
સિંગમાં સળો.
સિંધુ તરીને સરસ્વતીમાં ડુબવું ?
સિંહથી સિંહણ હોય માતી.
સિંહનાં બચ્ચાં શિંહજ પાડે.
શિંહના પેટમાં સાબર ન પાકે.
સિંહનું બચ્ચું પણ હાથીને દેખીને ફાળ માર્યા કરે.
સિંહને છેડી શિયાળ શું સાર કાઢે ?
સિંહનો શિકાર હાથી લઈ જાય ?
સિંહ મરે, પણ ઘાસ ન ખાય.
સિંહ વસ્યો જે વનમાં, ત્યાં કેમ વસે શિયાળ.
સિંહે ક્યારે ખડ ખાધું ?
સિદ્ધુ વિદ્ધુ સાથેના સાથે.
સિમળે શાણાં લોભાણાં, એનું ફળ ખાઇને પસ્તાણાં.
સિર સલામત, તો પઘડીઆં બોત ( પઘડી બોત્તેરી ).
સીંચે માળી સોગણાં, પણ રત વિણ ફળ નવ હોય.
સીંદરી ( ચીંધરડી ) બળે, પણ વળ ન મૂકે.
સીદીભાઇને વાટોડચા.
સીદીભાઇનો ડાબો કાન.
સીધી આંગળીએ કોઈ લોહી કાઢે નહીં.
સીધીભાઈ શીરાવનાર, ને હબસીભાઈ હલાવનાર.
સીધીભાઇ સો મણ સાબુએ નાહ્યા, તોપણ કાળાને કાળા.
સીધો રહીને દૂધ ન પીએ, પણ આડો રહીને મૂતર પીએ.
સીધો રાખ્યો દૂધ ન પીએ, ને વાંકો રાખ્યો મૂતર પીએ.
સીપાઈ તો બડેદેકે કે કડેદેકે.
સીપાઇના સો હાથ.

સીપાઈ લડે, ને જશ જમાદારને:
સીક્કારસકી ગદ્દી તેજીકુ લાત લગાવે.
સીસમ, સાગ, સુન્નું, કદી ન થાય જુન્નું:
સુઠના ગાંગડાથી ગાંધી બનવું ?
સુંઠને ગાંગડે ગાંધી ન કહેવાય ( થવાય ):
સુંઠનો ગાંગડો પારખ્યો, એટલે ગાંધી થયો ?
સુંઠનો ગાંગડો મળે ( મળ્યો એટલે ) ગાંધી ન થવાય:
સુંઠનો સ્વાદ ખાખરની ખીસકોલી શું જાણે ?
સુંઠનો સ્વાદ ચાખ્યો નથી.
સુંઠ, સંચળ, ને કાચકો, જે ખાય તેને ન આવે આચકો:
સુંવાળી રાણી ને પાદતાં પ્રાણ જાય.
સુએ ત્યારે સોડમાં, ને ઉઠે ત્યારે ઓડમાં.

સુકાળે સગાં વહાલાં, દુકાળે વહાલા દાણા;
ડુંગરા દૂરથી રળિયામણા, આગળ જઈએ તો પાહાણા.

સુખડ ઘસાય, કંઈ ઓરસીઓ ઘસાય ? ( પણ ઓરસીઓ ન ઘસાય. )
સુખ દુઃખનો છાંયડો ફર્યાજ કરેછે.
સુખ દુઃખ હરીના હાથમાં, કહેવા માત્ર પ્રયાસ.
સુખનાં સાથી, દુઃખનાં વેરી.
સુખનું મૂળ સંતોષ.
સુખને માટે સન્યાસ લીધો, પણ ભીખ માગવીતો રહી.
સુખને સારૂ સુંઢીઓ કર્યો, ત્યારે રાસડી કોટે પડી.
સુખનો જીવ દુઃખમાં નાખવો ?
સુખનો ભાર.
સુખમાં આવે નિદ્રા, દુઃખે સાંભરે રામ.
સુખ સંપતકા સબ કોઇ સાથી.
સુખે સાંભરે સોની, ને દુઃખે સાંભરે રામ.
સુખે સોની, દુઃખે રામ.
સુતળી બળે, પણ વળ ન મૂકે.

સુતાં સુતાં પાણી પીએ, તો કાનમાં જાય.
સુતા આગળ એહાનો પરવાર નહીં.
સુતાર ઘડે, પણ ઘર ગમી છોડાં નાખે.
સુતારના મનમાં બાવળીયું વસે.
સુતારની સોડમાં, ને લુહારની કોડમાં.
સુતારનું મન બાવળીએ.
સુતારને મન બાવળીઓ, ને કુંભારને મન કુંડું.
સુતાર ( ના ઘર )નો દીવો.
સુતા સાપને છંછેડવો ?
સુતી ગઈ ને સુતી આવી, સુરત તો કંઈ દીઠું નહીં.
સુતીતી ને નોતું કાંત્યું.
સુતી સુતી ગઈ, પણ સુરતની ખબર નહીં રહી.
સુતેલો ઝઘડો ન જગાડવો.
સુતેલો સાપ છંછેડવો ? ( ન જગાડવો. )
સુતો જાગે ( બોલે ), પણ જાગતો ન જાગે ( બોલે ).
સુતો સિંહ જગાડવો નહીં.
સુનભાઇ માધા, નવ તેરકા આધા.
તેતીસકા તીજા ભાગ, ઓર છ પાંચકા આયા લાગ.
સુને ( સોને ) શ્યામ અડકે નહીં.
સુપડા જેવો વાંસો, કોઇ કાળું કહે, કોઇ ગોરૂં કહે.
સુપાની ખોટ પારચોલામાં પૂરવી.
સુરતનું જમણ, ને કાશીનું મરણ.
સુરતનાં વેગણને માટે તો દેવ તરસે છે.
સુરતનો સગો, ઢેડનો સંઘાથ, શુવારની ગાંસડી, ઘાસની તાપણી, સાગનો દેવતા, વાવનું ઘાસ, કતારગામની છાસ, ને દેલવાડાનું દહીં, એટલામાં ભલીવાર નહીં.
સુરત બિચારી જતી રહે, કીરત કણુ ન જાય.
સુરતસેં કીરત બડી, બિન પંખ ઉડ જાય;
સુરત તો જાતી રહે, કીરત કણુ ન જાય.

સુરત સોનાની સુરત.
સુરદાસકી ટેકી, લગી તો લગી, નહીં તો રામ ઝક્તો લગાઈ હૈ.
સુવા જેવું સુખ નહીં, ને મુઆ જેવું દુઃખ નહીં.
સૂકા ભેગું લીલું.
સૂકા ભેગું લીલું બળે ( લીલ સળગે ).
સૂકા મારે મુક્કા—સૂકી તો મારે મુક્કી.
સૂકી સળી, ને દોજખની નળી.
સૂચી પ્રવેશો મુસલપ્રવેશઃ
સૂડી વચ્ચે (નું) સોપારી.
સૂનું ઘર શ્યામા વિના.
સૂતે મઠ જાગણુ.
સૂમ કરતાં દાતા ભલા, કે તુરત દેવે જવાબ ?
સૂમ દાતારનો એકજ વારો.
સૂમનું મ્હોડું બાળ.
સૂમનો માલ સખી ખાય.

સૂમ, શિયાળ, ને કાચબો, પરઘેર પહોળા થાય;
સમો આવે આપ ઘેર, સૌ સંકેલી જાય.

સૂરજ છાપરે ઢાંક્યો ન રહે.
સૂરજ સામી ધૂળ—સૂરજ સામું સાંબેલું.
સૂરજ સામે ધૂળ નાખીએ, તો ઉલટી આંખમાં પડે.
સૂર્ય ઉગ્યો છાબડે ઢાંક્યો ન રહે. ( કંઇ છાનો રહે ? )
સૂર્ય સામો ધૂળ નાખે, તો પોતે છંટાય.
સેંથો એવી તાલ ( ટાલ ).
સેઠાની ખબર નહીં, ને મારૂં નામ પગી.
સેતાનનો તમાચો.
સૈયદ કાકા ભોળા, ને વાડકા જેવડા ડોળા.
સોંખી, સાપણીઓ, ને બાંડો, પહેલો ખાય ઘરધણી, ને પછી
વેચાવે ઘરનો દાંડો.
સોંઘું, તે અઘામણે મોઘું.

સોંઘું ભાડું, ને સિદ્ધનાથ ( સિદ્ધપુર )ની જાત્રા.
સોંઘું મોઘાને પદાવે.
સોઈ લો સૂઝ નહીં.
સો ઉંદર મારી બિલાડી પાટ ( હવે તપે ) બેઠી.
સો ઉંદર મારી ( મનીબાઈ ) મીનીબાઈ પાટ બેઠાં.
સોએ સગો, ને પાંચે મિત્ર.
સોએ સહસ્ત્ર વંચાય.
સોકનું સાલ.
સોકનાં કાંકણ સાથે ઉતરે.
સોકની દાઝે ધણીનું બગાડવું નહીં.
સોકનું રોવું, ને નેસ્તીનું સોવું.
સોકને વેરે ધણીનો ખાટલો અધી ભરે ( ભરાય ? )
સોકા કીયા ( સોકે ભયે ) સાહ, આધા ગયા ( આધે ગયે ) નાહ, દશ દેઇંગે, દશ દીલવાઇંગે, ઔર દશકા લેના દેના કયા.
સોકા હુવા સાહ, આધા ગયા નાહ, દશ દેઇંગે, દશ દીલાઇંગે, ઔર દશકા દેના બી કયા, ઔર લેના બી કયા.
સો કાટલે મણ.
સો કોયડે તોબા ન કરે.
સોખડા ગામમાં સોળ પટેલ, ને કોઇને માથે પાઘડી નહીં.
સોગન ખાય, તે સદાય જૂઠું.
સો ગરણે ગળીને વાત કરવી.
સો ગુલામે ( લુંડાએ ) ઘર ઉજ્જડ.
સો ચુઆ માર કર ( ખા કર ) બિલ્લી હજકુ ચલી.
સો જજો, પણ સોનો પાળનાર ન જશો.
સોજો આવ્યો, તોકે જાડા થયા.
સો જોશી, ને એક ડોશી.
સોટી વાગે ચમચમ, વિદ્યા આવે ધમધમ.
સોડ જોઇને ( પ્રમાણે ) સાથરો.
સોદી શણગાર કરે(ધરે), ત્યાં પાટણ ઉજ્જડ(અજ્જર ઉડી)જાય.

સો તમારી ( તારી )રામ દુવાઈ, પણ (તોકે)એક મારૂં ઉંહું.
સો તારી હા, ને એક મારી ના.
સો તારૂં રામ નામ, એક મારૂં હું હું.
સો દવા, ને એક હવા.
સો દહાડા સાસુના, એક દહાડો વહુનો.
સોનગઢ વ્યારા મોટો પાલ, નહીં મરે તો વાલોડ ચાલ;
વાલોડ કહે હું લીલો કરૂં, પીળો કરૂં, નહીં મરે તો હું શું કરૂં ?
સોના કરતાં (પેં ) ઘડામણ મોઘું.
સોનાના ચૂડાવાળી દાતણવાળીનું ખાય(દાતણવાળીને દમે, નડે).
સોનાની કટાર કમરે બંધાય, પણ પેટમાં મરાય નહીં.
સોનાની કટાર કેડમાં ખોસાય, કંઇ મરાય નહીં.
સોનાની કટાર ખોસવાની, પેટમાં મારવાની નહીં.
સોનાની કટારી કેડમાં ઘાલીએ, પણ પેટમાં ન મરાય.
સોનાની ઝાલ પાણીમાં શું કરવા નાખવા જાઉં ?
સોનાની થાળીમાં લોઢાની મેખ.
સોનાની પાળી ( છરી ) કાંઇ પેટમાં મારવાની કે ?
સોનાની રતીનું મૂલ, પણ કર્મની રતિનું મૂલ નહીં.
સોનાની સાંકળમાં લોઢાનો ખીલો.
સોનાને ડાઘ ન લાગે.
સોનાને શ્યામ લાગતું નથી.
સોનાથી શીક્ષા (ભગરા), ને બંદાથી અણકારીગર (નાકારીગર).
સોનાર ( સોની )ના સો, ને લવાર ( લુહાર )નો એક.
સોનાર સીંપી કુલકરણી આપા, ત્યાચી સંગત નકોરે બાપા.
સોનીની સાંજ, ને મોચીનું વહાણું.
સોનીને કાંટે શરમ નહીં.
સોની, સઈ, ને સાળવી, તેને દૈવ લે જાળવી.
સોની સગી બ્હેનનો નહીં ( બ્હેનને નહીં છોડે ).
સોની સાચો તેનું નામ, કરે સૌ તસ્કરનું કામ.
સોનું જાણી સંગ્રહ કીધો, કર્મે નિપજ્યું કથીર.

સોનું જોવું કસી, માણસ જોવું વસી.
સોનું તાવે તેમ ચોખ્ખું થાય.
સોનું દેખી મુનિવર ચળે.
સોનું ને સુગંધ હોય, તો શું જોઇએ.
સોનું ને વળી સુગંધ.
સોનું પહેરતાં કાન શું તૂટે.

સોનું રૂપું ( તો ) વાળ્યું વળે, ને લોહું વળે તાપે;
સમાણસ સમજાવ્યું(તો વાતે વળે), ને કમાણસ તો લાતે.
સોનું રૂપું સોની ચોરે, ને નંગ બદલે જડિયો,
મોડો આવી ચવેણું માગે, એ સુતાર ને કડિયો,
એટલા પાસે ક્યારે જઇએ, પૂરા હોઇએ ગરજી,
કપડું ચોરી પૈસા માગે, એ છીનાળનો દરજી.

સોનું સાંપડે નહીં, ને પિત્તળ પહેરાય નહીં.
સોનેકુ કુદકા લગાદે.
સોનેકુ સલામ, રૂપેકુ અલેક, ભૂખેકુ ન દેખ.
સો પાકાં, ને એક કાચું.
સોપારી તે વાંકડી, ને બાયડી તે રાંકડી.

સોબત કીજે શ્વાનકી, દો પાંતીકા દુઃખ;
ખીજ્યા કાટે પાંડુંકુ, રીઝ્યા ચાટે મુખ.

સોબત તેવી અસર.
સોબતે અસર, ને તુકમે તાસીર.
સો બસોં સો ( દોસો સો ), લેકીન દગાડા દફતરમાં નહીં ?
સો ભમ્યું, એક સમ્યું.
સોમણુ આદાનું થશે, ત્યારે પાશેર સુંઠનું નહીં થાય ?
સોમણુ જવારે એક અંગારીઓ.
સોમણુ જારમાં એક અંગાડી ( અંગારીઓ ).
સોમણુ તેલે ( દીવડે ) અંધારું.
સોમણનો ખીચડો ખાધો, તોય (ભાઇ) ભામ તો નસાગરો.
સોમણુ રાઇનો મેકણભાઇ.

૩૨

સોમણ સાબુએ ધુએ (વાપરે), તોપણ સીધીભાઇ કાળા ને (તે) કાળા.
સોમણ સુંહનું થશે, ત્યારે કાંકરી આદાનું એ થશે.(નહીં થાય?)
સોમ ને શુક્ર, જે પહેરે ધાગા, તે કદી ન રહે નાગા.
સો મરજો(મરો), પણ સોનો પાળનાર રખે મરતો(ન મરશો).
સોમવતી અમાસ ને શુક્રવાર.
સોમવારે પરણ્યા, ને મંગળવારે રાંડયા.
સોમાં એક આવ્યો, તોકે નવાણું રહ્યા.
સોમાં શૂરો શું કરે?
સોમાં સવાયો, જે (આવ્યો) વસુલ થયો તે ખરો.
સો માણસ મારે, ત્યારે વૈદ થાય.
સો માણસ સો ગાઉ જાય?
સોમું ઓસડ નથી.

સોમે કાણા, હજારમેં અંધા, ઉસ્સેં બુરા એંચાતાણા,
તીનો મિલકે કીયા બિચાર, ઓર માજરેંસે ખુદા બેજાર.
સોમે ફુલ, હજારમેં કાણા, તેથી નીચા બુરાથાણા,
જો અંધેકા પડિયા કામ, તો લજ્જા રાખે શ્રીરામ.
સોમે સુન, હજારમેં કાણા, લાંખમે એંચાતાણા,
એંચાતાણાને કીયા બિચાર, ઓર માજરેંસે ખુદા બેજાર.

સોય કેડે (વાંસે) દોરો.
સોય કેડે દોરો, ને આરા કેડે વારો.
સોયા ગદ્ધા ઘાસ નહીં ખાતા.
સોયાણી આગળ પેટ શું છુપાવવું?
સોયો ને સુતળી, રન્નાદેવ ને પુતળી.
સો રૂપીઆ તે રૂપીઆમાં શું, ને એક દીકરો દીકરામાં શું?
સો વરસનો સુતાર, ને પાંચવરસનો ઘરધણી.
સો વાંસ પાણી, ત્યાં ધૂળ પણ ઉડતી ન હોય.
સો વાંસ પાણી હોય, ત્યાં ધૂળ બતાવે.
સો વાર હળીયું, એકવાર કળીયું.

સો શાણા અક્કલ એક.
સો શાણાએ ( ના ) એક મત.
સો શિયાં, ને એક મત.
સો સપાડાં ( શીફારસ ), ને એક મૂળાપણી?
સો સાંધા, ને સાતસેં વાંધા.
સો સુવાવડ, ને એક કસુવાવડ એ બરાબર.
સોળપંચાં પંચ્યાશી, ને પાંચ છૂટના.
સોળપંચાં બ્યાશી, ને બે મેલ્યા છૂટના એટલે રહ્યા એંશી.
સોળ વાલ, ને એક રતી.
સોળે સાન, વીસે વાન, ન આવી તો ગદ્ધા સમાન.
સોળે સાન, વીસે વાન, સાઠે ગદ્ધેવાન.
સૌ ગયાં સગે વગે, બાઈ રહ્યાં ઉભે પગે.
સૌનાં ઘર ગારે લીપેલાં છે.
સૌ(ની) ગત, તે વહુ ( ની ) ગત.
સૌની સાથે મરવું, તે વિવાહ જેવું ગણવું.
સૌનું થાશે, એમ વહુનું થાશે.
સૌને કંકુનો ચાંલ્લો, પણ કોઇને મેસનો ચાંલ્લો ન હોય.
સૌને તે વહુને.
સૌને પેટ વહાલું છે.
સૌનો રાહ, તે વહુનો રાહ.

સૌરાષ્ટ્રે પંચ રત્નાનિ, નદી નારી તુરંગમાઃ
ચતુર્થમ્ સોમનાથશ્ચ, પંચમમ્ હરી દર્શનમ્.

સૌ સાથ, ને જગન્નાથ.
સૌ સૌનાં કર્યા કર્મ ભોગવશે ( ભોગવે ).
સૌ સૌના પાપે લેવાશે.
સૌ સૌના પેચમાં.
સૌ સૌના મનથી સારો.
સૌ સૌની સંભાળજો, મેં મેરી ફોડતા હું.
સૌ સૌનું નસીબ સાથે લઇ આવે છે.

સૌ સૌને મન ડાહ્યા.
સ્ત્રી કોઇની થઈ નથી, ને થવાની નથી.
સ્ત્રીચરિત્ર, રોતાં બાળ, તેનો કોઇ ન પામે પાર.
સ્ત્રીની અધરણી, ને માબાપનો દહાડો, એ કંઈ ફરી ફરીને આવતાં નથી.

સ્ત્રીની કીમત પટંતરે.
સ્ત્રીની બુદ્ધિ ( મતિ ) પાનીએ.
સ્ત્રીબુદ્ધિઃ પ્રલયકૃતા.
સ્ત્રી સારંચ સાટક.
સ્ત્રી હઠ, રાજ હઠ, બાળ હઠ, ને યોગી હઠ.
સ્નેહમૂલાનિ દુઃખાનિ.
સ્પષ્ટવક્તા ભવેત્ સાધુ.
સ્મશાનમાં વૈરાગ સૌને આવે.
સ્વચ્છ તળાવનું કોઇ દી તળીઉં દેખાય.
સ્વભાવનું કંઈ ઓસડ નથી ( ઓસડ હોતું નથી ).
સ્વસ્તિનું આવ્યું, ને ડચકારે ગયું.

સ્વાતી દીવા જો બળે, ને વિશાખા છૂટે ગાય;
ચાક ચઢાવે મેદની, પૃથવી પ્રલે થાય.

સ્વાદ તે હાંસ્લી કરે કે હાથ ?
સ્વાર્થ સર્વથા રળિયામણાજ.
સ્વાર્થી દોષાન્ન પશ્યતિ.

સ્હેજ મિલા સો દૂધ બરાબર, મંગ લિયા સો પાણી;
ખેંચલિયા સો રક્ત બરાબર, ગોરખ બોલ્યા વાણી.

સ્હેજે આવ્યું દૂધ બરાબર.
સ્હેલી ઓરડી ઉપર સૌ કોઈ ચઢે.
હંસની ચાલ ચાલતાં કાગડાની ભૂલ્યા.
હક નામ સાહેબનું.
હકીમજીના પેટમાં પડી દાર(ળ), ને ઝોળી લઇને પળ્યા બહાર,
હજામ ફરૈયો, ( ને ) કરચો ફૂટયો.

હજામત કરાવીને વાર પૂછવો ?
હજામની ( ને )કોથળી મળી.
હજામની જાતજ ચસકી.
હજામની જાતને માથે ખાસડું, કે તેનાથી મૂછું રહેવાયજ શાનું?
હજામને હાથ આરસી આવી.
હજામભાઇની આરસી, ને બે મુઆ(માંહે મુઆ બે) પારસી.
હજામભાઇને વીંટી જડી.
હજામભાઈ બાવડી ચસકી.
હજામ સર્વે ગામનું મુડે, પણ હજામનું કોઈ ન મુડે.
હડફા મધેની પાળી.
હણતાને નહીં હણે, તેની મા દીકરો શું જણે ?
હણતાને હણીએ, તેનો પાપ દોષ ન ગણીએ.
હણનારને હણવોજ ઘટે.
હતો મીઠો, ને બચકાર્યો.
હથેલીમાં ભરત ન થાય ( ભરાય ).
હનુમાન ( હરમાન ) આગળ ગલોટીઆં ?

હનોરભટ ને મનોરભટ, લાવે ઘાસનો ભારો;
રડતા પોથાને હાલો નાખે, તે ગોર અમારો.

હબસીનો ડાબો કાન.
હમ બી નવાબ ભરૂચ કે.
હમ બી રાણી, તુમ બી રાણી, કોન ભરે બેડે પાણી.
હમારે દાદાને ઘી ખાયા, હમારા હાથ સુંઘો.
હરકત, ત્યાં બરકત.
હરખાને ઠેકાણે ( બદલે ) પરખો ( પરણાવવો ).
હરતી જાઉં, ફરતી જાઉં, દોહો ધનક લેતી જાઉં.
હર ( હરેક ) દરદની દવા હોય.
હર નવાલે બિસમિલ્લા.
હરમાનનાં વડાં.
હરમાન હડીઓ કાઢે છે, ને ભૂત ભુસકા મારે છે.

હરહર ગંગા ગોદાવરી, કંઈ શ્રદ્ધા કંઈ જોરાવરી.
હરામકા માલ હરામમેં ગયા, નફેમેં દો જુતીયાં.
હરામનું જડે મુસીબતનાં ફળ.
હરામનો માલ પચે નહીં.
હરામીથી ( ભાગ્યું ) ભૂત ન્હાસે.
હરામીના બે ભાગ.
હરામીનો ઠેંગો માથા પર.
હરી કરે સો હોય.
હરીગુણ ગાતી, ને હૈયામાં કાતી.
હરી ફરીને મારા દેવનું નામ.
હરીભટ વડોદરે ફરી આવ્યા.
હરીભાઈની શેરડી વાહવાહમાં ( ગઈ ).
હલકા પર ભારે પડે, તો દબાવી દે.
હલકું નામ હાળીનું.
હલકું પાત્ર ને અદકું ભણ્યો, ને વઢકારી વહુએ દીકરો જણ્યો.
હલકું લોહી હવાલદારનું.
હલાલમેં હરકત, હરામમેં બરકત.
હલાવી ખીચડી, ને મ્હલાવી ( લડાવી ) દીકરી.
હલોલનો હાથી.
હવે માવજીભાઈ થામાને.
હવે સમજ્યા તે ધૂળ.
હસતાં પણ ( હસતોએ ) પરોણો, ને રોતાં પણ( રોતોએ ) પરોણો.
હસતાં હાડાં ભાંગે.
હસતું નોતર, ને ખસતું તેડું.
હસતો પુરૂષ, રોતું બાળ, સ્ત્રીચરિત્ર ને રોતી નાર, તેના હૈયાનો ન આવે પાર.
હસતો હાળી, ને રોતી રાંડ.
હસવાનું ( માંથી ) ખસવું થયું ( થાય ).

હસવું, ને આટો ફાકવો એ બે ન બને.
હસે તેનું જશે, ને બાવા ભુટીંગ થશે.
હસે, તેનું વસે.
હસ્યાં તેનાં વસ્યાં, ને રોયાં તેનાં ખોયાં.
હળ ( હોળ )નો છૂટ્યો, ને હૈયાનો ફૂટ્યો.
હળવટ કે જળવટ.
હળવું નામ ( લોહી ) હવાલદારનું.
હાકેમના દંડ્યા, ને વરસાદના ખરડ્યા.
હાકેમ હારે મ્હોંમાં મારે.
હાજતકું હુજ્જત નહીં.
હાજર સો હજુર ( હથિયાર ).
હાટે લઇને, વાટે ખાવું નહીં.
હાટે હાટે હોરતા હોય, કોઈ ખાટે કોઈ મૂળગું ખોય.
હાડ સલામત, તો માંસ ઘણું આવશે.
હાડ હસે, ને લોહી તપે.
હાડીયાને મન હસવું, ને દેડકાનો છવ ( પ્રાણ ) જાય.
હાડીયો દેથરું લઈ ગયો.
હાડીયો બેસે ત્યાં વિષ્ટા કરે.

હળ હાંકે હળવાળીઓ, ભાત ખાય લાલી;
હળે હેડે મેડીઓ, ચાર ખાય લાલી.
હાથ અટકાવી રાખ્યા, તો મ્હોડું ચાલે કેમ;
ચાકરી કરવી અટકાવી, તો ભાખરી પાકે કેમ ?

હાથ કંકણ, ને અરીસો ?
હાથ કરીએ ( હોય ) પોલા, તો કામ કરે ગોલા.
હાથ, કાંકણ, ને અરીસો, કંઈ વેગળાં નથી.
હાથ ચાટે, પેટ ન ભરાય.
હાથ છૂટી બલા.
હાથ દીધે ચ્યાશામણુ ખળે ( રહે ) નહીં.
હાથનાં કર્યાં હૈયે વાગ્યાં.

હાથના (ની) આળસે મુછ ( મુછના વાળ ) મ્હોડામાં આવે:
હાથના કાંકણુ જોવામાં અરીસાનું શું કામ ?
હાથના કાંકણુને અરીસાની શી જરૂર ? ( અરીસો શીદ જોઇએ ? )

હાથના છૂટા, ને હૈયાના ફૂટા.
હાથના બાળેલા કોયલા પણ સારા.
હાથની ( ને ) આળસે મુછો મ્હોંમાં જાય.
હાથનું બાળ્યું, ને પારકું સમાર્યું.
હાથ પગ તો પાણી પાણી, ને અન્ન ઓત ભાવે;
કામપર તો જીવ નહીં લાગે, ને એઠાં ગીત ગાવે:
હાથ પગ દોરડી, ને પેટ ગાગરડી.
હાથ પગના કાહેલી, તો મ્હોંમાં મુછો જાય:
હાથ પોલો, જગ ગોલો.
હાથમાં આવી સોકટી મૂકીએ નહીં.
હાથમાં આવેલી બાજી ખોવાતી નથી.
હાથમાં આવેલી સોકટી કોઈ જવા નહીં દે:
હાથમાં એના મ્હોંમાં.
હાથમાં છોકરૂં, ને છોકરૂં ક્યાં ગયું ?
હાથમાં દંડો, બગલમાં મોઈ, હવેલી લેતાં ગુજરાત ખોઈ.
હાથમાં નહીં કોડી, ને ઉભી બજારે ( બજાર વચ્ચે ) દોડી.
હાથમાં માળા, ને પેટમાં ( હૈયે ) લાળા.
હાથમાં મુસળ, ખેમ ને કુશળ.
હાથમાં લક્ષ્મી, ને પગમાં ચ્યવર.
હાથ મૂકીને કોણી ક્યાં ચાટવી.
હાથ લિયા કાંસા, તો ભીખકા ક્યા સાંસા.
હાથ સૂકો, ને મુસલમાન ભૂખ્યો.
હાથ હલાવ્યા વિના કોળીઓ મ્હોંમાં ન જાય.
હાથીઆ કાને ઝાલ્યા ન રહે.
હાથી આગળ પડેલો પૂળો પાછો નહીં લેવાય.

હાથી આગળ પૂળો નાખવો સ્હેલ, પણ કાઢી લેવો મુશ્કેલ.
હાથીએ હાથી વઢે તેમાં ઝાડનો ખે.
હાથીકા દાંત, ઘોડેકી લાત, મુછકી ચુંગાલ.
હાથી ખાય પણ ઘણું, ને અઘે પણ ઘણું.
હાથી ( ઘણો ) મસ્તાન થાય, ત્યારે પોતાની મેળે માથે ધૂળ ઘાલે.
હાથી તરસ્યો, પણ ઘુંટણ સમા પાણી.
હાથી તે દરબારેજ શોભે, ને દીકરી તે સાસરેજ શોભે.
હાથી તે રાજદરબારેજ શોભે.
હાથી તોળાય, ત્યાં ગધેડા સાંધણમાં જાય.
હાથીના દંતૂશળ બહાર નિકળ્યા તે નિકળ્યા.
હાથીના ( દાંત ) ચાવવાના જૂદા, ને દેખાડવાના જૂદા.
હાથીના ભાર તે હાથીજ ઉપાડે.
હાથીની ગાંડમાં ( ના પેટમાં ) હરડે.
હાથીની પછવાડે સો ( છો ) કુતરાં ભસે.
હાથીનું પુછડું કયું ને મ્હોં કયું.
હાથી ને અસ્ત્રી ( સ્ત્રી ) ને અંકુશ તો જોઇએ.
હાથીને માથે પણ હોકોછે.
હાથી પછવાડે ( પાછળ ) કુતરાં ભસ્યાજ કરે ( ભસે ).
હાથી પોતાને માથે પોતેજ ધૂળ ઘાલે.
હાથીભાઇનો હડસેલો.
હાથી સરખા તણાઇ ગયા, તે ગાડરાનું કોણ ગજું ?
હાથે કરી પેટમાં પાળી મારવી ?
હાથે ચૂડી, ( ને ) સદા રૂડી.
હાથે તે સાથે.
હાથે ન ચીંધું હું તો, મ્હોડે ન બોલું, લીટે લીટે હાલો મારા ભાઇલા, ખાડામાં છે ખદબદીઆં.
હાથેલીમાં વાળ હોય, તો રૂપીઓ હોય.
હાથે હાથ મળ્યા, ને ભવનાં દુઃખ ટળ્યાં ( સૌના ખપ ટળ્યા ).

હા ને નાની વચ્ચે વેર, પહેલામાં મીઠાસ ને બીજામાં ઝેર.
હા ને નાને વેર છે ( સમજવું ).
હામ, દામ, ને ઠામ, વેપારવાળાને જોઇએ ( વગર વેપાર થાય નહીં ).
હાય અલીભાઇ ઘર ફીદર, જાઓ બે રંડીયાં છીદર તીદર.
હાય તેની વાય.
હારલ, લકડી પકડી સો પકડી.
હારેડી સાસુ અધવાએ નહીં દે.
હારે તેને હરી મળે, ને જીતે તેને જમ મળે.
હારે તે ન્હાસે.
હાર્યું કરે, પણ વાર્યું ન કરે.
હાર્યો જુગારી બમણો રમે.
હાર્યો તેનું મ્હોં કાળું, ને જીત્યો તેના હાથ કાળા.
હાર્યો હાકેમ જામીન માગે.
હાલ ખુશામત, તાજો રોજગાર.

હાલ ગયે હવાલ ગયે, ગઇ મ્હોંકી લાલી;
ગયા જોબન વહી ગયા, ને ટાંગા પડ ગયે ખાલી.

હાલ જાય હવાલ જાય, પણ કાંઇ મિયાના ખેલ જાય? (બંદાના ખેલ ન જાય.)
હાલ જાય, હવાલ જાય, પણ મિયાના ખ્યાલ ન જાય. ( બંદેકા ખ્યાલ જાય? )
હાળી છૂટશે, માળી છૂટશે, પણ ઘરધણીથી છૂટાવવાનું નથી.
હિંગ જાય, પણ દગડું ગંધાય.
હિંગની પડીકી ઉપર વૈદ થવું?

હિંગ, મરચું, ને આમલી, સોપારી, ને તેલ;
જો ગાયા ( કંઠ ) નો ખપ કરે, તો પાંચે વસ્તુ મેલ.

હિંગમાંથી મરી કાઢીએ.
હિંગોરે હીમ કર્યા.
હિંદુસેં ઉલટા મુસલમાન.

હિસાબ કોડીનો, ને બક્ષીસ લાખની ( લાખોની ).
હીઝડે કે ઘર બેટા હુઆ.
હીણકર્મીનો પડીયો કાણો.
હીમતે મરદા, તો મદદે ખુદા.
હીમતે મરદા મદદે ખુદા, પાદશાહકી બેટી ફકીરસે બિહા.
હીરજી ગોપાળ કામમાં ને કામમાં, કામનું નામ નહીં, ને ઘડીની ફુરસદ નહીં.
હીરની ગાંઠ, ને તેલનું ટીપું.
હીરબાઈના કાંત્યામાં ફોદો હોય ?
હીરે હીરેકી કોટડી બાર બાર મત ખોલ, જબ હીરેકા ઝવેરી મિલે તબ હીરેકા મોલ.
હીરે હીરો વેધાય.
હીરો ઘોઘે જઈ આવ્યો, ને ગઢીએ (ડેહલીએ) હાથ દઈ આવ્યો.
હું કહેતાં હરદુવાય.
હુંખી ( હુંછી ) ઘોડું આખી પાયગાને નડે.
હુંડી તેનો વીમો.
હું તારી આંખમાં આંગળી ઘાલું, ને તું મારા મ્હોંમાં ઘાલ.
હું તે હું, ને બીજા તે શું.
હું ધણીને અંધારૂં, લાવ રાંડ વાટકી વેચીને તેલ લાવું.
હું ને મારી વહુ, તેમાં આવ્યું સૌ.
હું ને મારો ગોખલો.
હું ને મારો હાંસીઓ, થાળી વાડકો ને કાંસીઓ.
હુંપદથી હરી વેગળા.
હું પરણું, ને હાથી નહીં.
હું પહોળી, ને શેરી સાંકડી.
હું પ્રસવું, ને પરઘેર હાથા.
હું બી રાણી, તું બી રાણી, કોણ ઘાલે ચુલે પાણી.
હું ભૂંડીને કોઈ લેનાર નહીં, ને તું રૂડાને કોઈ દેનાર નહીં.
હું મોટી, ને અંધારૂં ?

હુતો ને હુતી, ને સોડવાળીને (ખાટલે ચઢી ) સુતી.
હુડમાં પગ, ને મુછ મરડે.
હુનના ફુસકા સારા, પણ કમનની કમોદ ખોટી.
હૈયાતોડ કરતાં હાથતોડ સારી.
હૈયાની હોંસ હૈયામાં.
હૈયાનો હાર, ને કોટનું માદળિયું.
હૈયામાં હાશ હાશ, ને મ્હોડે ના ના.
હૈયું ફૂટે, કે હડકવા થાય.
હૈયું બાળવા કરતાં હાથ બાળવા સારા.
હૈયું હાથ હશે, તો વૈદ જખ મારે છે.
હૈયે છે, પણ હોઠે નથી.
હૈયે તેવું ( એવું ) હાથે ( હોઠે ).
હૈયે હોય, તે હોઠે આવે.
હૈયે હોળી, ને હોઠે દીવાળી, શું કામની?
હોંસકી ખાતર નાક કટાયા.
હોંસથી ( ની મારી ) ગઇ નાતરે, ને સાલ્લો કાઢીને પાથરે.
હોઠ બહાર તે કોટ બહાર, ને પેટમાં તે પેટીમાં.
હોઠ સાજા ( સાચા ), તો ઉત્તર ઝાઝા.
હોનહાર મિટત નહીં, દીલ ધરનો કાં શોચ?
હોનારત આગળ પદાર્થ મિથ્યા છે.
હોનારને કોઈ હણ્યું છે.

હોનેહાર હીરદે બસે, બિસર જાય સબ સુધ;
જાકો જેસો ભાગ્ય હે, ઉપજે તેસો બુધ.
લોભ ગયો ફીરકે મિલે, ધન ગયે ફીર આય;
પ્રાણ ગયે ફીર ફીર મિલે, સો ગઈ પત હુ ન આય.

હોય તો ઈદ, ને ન હોય તો રોજા.
હોય પોલગોળ, કોણ કરે છે તોલ.
જાય હાથમાં, તો થાય રાતમાં.
હરાની ચાકરીમાં કંટોલાના કાકા.

હોરાસેં શાણુા બડા દીવાના.
હોલા વાળો તરફ ખડો.
હોલો રળે ને તીતર ખાય, ને પાપીનું ધન પલ્લે જાય.
હોળી ખેલન્તી, લગન મ્હાલન્તી, રાસ રમન્તી, એટલી સ્ત્રીના આનંદનો પાર નહીં.
હોળી દીવાળી વચ્ચેનો વાયદો.
હોળીના ફાગ.
હોળીનું નાળિયેર.
હોળીનું પર્વ સૌથી નાગું.
હોળીનો પડવો, અમાસની બીજ, અણપૂછ્યું મુહૂર્ત, તેરશ ને ત્રીજ.

ગ્નાનીસેં ગ્નાની મિલે, તો રસકી લૂટાલૂટ;
ગ્નાનીસેં અગ્નાની મિલે, તો ઉલટી માથાફૂટ.
ગ્નાનીસેં ગ્નાની મિલે, વાંહ વાત, વાત, ઓર વાત;
ગદ્ધાસેં ગદ્ધા મિલે, વાંહ લાત, લાત, ઓર લાત.



## જાહેરખબર.

નીચે જણાવેલાં પુસ્તકો વડોદરામાં કર્ત્તા તરફથી, મુંબઈમાં કોટમાં ગુજરાતી પ્રિંટિંગ પ્રેસમાંથી, અને સુરતમાં રા. રા. કરસનદાસ નારણદાસ બુકસેલર તરફથી મળશેઃ—

૧. **ઈરાવતી**—શેહેનશાહ અકબરના રાજ્યની એક સુંદર વાર્ત્તા. છગનલાલ ઠાકોરદાસ મોદી. બીજી આવૃત્તિ ( પૂરતા ગ્રાહક થયે બહાર પડશે ).

૨. **નળાખ્યાન**—પ્રેમાનંદકૃત સટીક, કડવાં ૧–૨૫. આવૃત્તિ ૨ જી–યુનિવર્સિટિની સ્કૂલ ફાઈનલ પરીક્ષા માટે ઉપયોગી, તેમજ મુંબઈ ઈલાકાના ડિરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન, અને વડોદરા રાજ્યના દેશીકેળવણીખાતાએ મંજુર કરેલું–પ્રગટ કરનાર દામુભાઈ ડાહ્યાભાઈ મહેતા અને છગનલાલ ઠાકોરદાસ મોદી. કિંમત રૂ. ૧–૦–૦, ટપાલ ખરચ ૦–૧–૦.

૩. **પુત્રીશિક્ષા**—વડોદરાના દેશીકેળવણી ખાતાની ખાસ સૂચનાથી તૈયાર કરેલું સ્ત્રી ઉપયોગી પુસ્તક. છગનલાલ ઠાકોરદાસ મોદી. કિંમત રૂ. ૦–૪–૦, ટપાલ ખરચ ૦–૦–૬.

૪. **નીતિબોધ** આવૃત્તિ ૨ જી.—નીતિના સંબંધનું દૃષ્ટાંત સહિત બોધદાયક પુસ્તક, વડો-

દરા રાજ્યના દેશીકેળવણીખાતાના આશ્રયથી પ્રગટ કરેલું અને મુંબઈ ઈલાકાના ડિરેક્ટર ઓફ પબ્લિક ઈન્સ્ટ્રક્શન એમણે મંજુર કરેલું. છગનલાલ ઠાકોરદાસ મોદી. કિંમત રૂ. ૦–૬–૦, ટપાલ ખરચ ૦–૧–૦.

૫. **હિતવચનમાળા**—છગનલાલ ઠાકોરદાસ મોદી. કિંમત ૦–૧–૦, ટપાલ ખરચ ૦–૦–૬.

૬. **ગુજરાતી કહેવતો**— કહેવત વિશે નિબંધ સહિત, આજ સુધી નહીં છપાયલો એટલો મોટો સંગ્રહ કરી પ્રગટ કરનાર દામુભાઈ દાદાભાઈ મહેતા, એમ. એ., બી. એસસી., એલ એલ. બી. કિંમત રૂ૧-૨-૦, ટપાલ ખરચ રૂ૦-૨-૦.

૭. **વધૂબોધ**—વડોદરારાજ્યના દેશીકેળવણીખાતાના આશ્રયથી પ્રગટ થનારૂં સ્ત્રી ઉપયોગી અગત્યનું પુસ્તક. અગાઉથી ગ્રાહક થનારે નામ નોંધાવવાં.